

# નકશબંદી ઔલિયા

ગ્રંથ ત્રીજો



પ્રેરક

પીરો મુરશિદ હઝરત અકદસ
મોલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (દા.બ)

નકશબંદી મુજદ્દિદી



# મેઅયારુસ્સુલૂક

લેખક : હઝરત મૌ. મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

- વિલાયત શું છે? એની સાબિતી શું છે?
- વિલાયતના જુદા જુદા મર્તબાઓ કયા છે?
- એ મર્તબાઓ મેળવવા માટેના તરીકાઓ શું છે?
- પીરી-મુરીદી શું છે? એના આદાબો શું છે?
- સાચા અને ખોટા પીરની ઓળખ શું છે?

તસવ્વુફ અને તરીકતની સાદી અને સરળ સમજ આપતી છસો પાનાંની કિતાબની બીજી ડીલક્ષ આવૃત્તિ.

મૂલ્ય : રૂ. ૪૦ + ૩-૫૦ + ૬ રજિ. ટપાલ ખર્ચ
ઉર્દૂ : રૂ. ૩૦ + ૨-૫૦ + ૬ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

- 'એને છપાવો! ખલ્કે ખુદાને (મખ્લૂકને) ફાયદો પહોંચશે.'
  —હુઝૂર સલ. એ લેખકને ખ્વાબમાં આપેલી બશારત
- 'ઘણી જ મહેનતથી લખાયેલી અતિઉત્તમ કિતાબ છે.'
  —હઝરત મુફ્તી સૈ. અ. રહીમ લાજપુરી સાહબ
- 'ઘણાં કિંમતી અને ઝરીન વિષયોનો સંગ્રહ છે.'
  —હઝરત મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)
- 'કોઈ ઘર આ કિતાબથી ખાલી નહિ રહેવું જોઈએ.'
  —હઝરત મુફ્તી અહમદ બેમાત સાહબ
- 'મે. મુ. બરકાત અને ફુયૂઝનો એક બેહતરીન ખઝાનો છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ
- 'ત્રણે કિતાબો મેં વાંચી છે. સ્ટાન્ડર્ડ કિતાબો છે.'
  —મુહતરમ ઉસ્માનભાઈ ખત્રી સાહબ, તંત્રી : 'તયબાહ'

# અહસનુત્તકવીમ

લેખક : હઝરત મૌ. મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

- ફરિશ્તા દેખાતા કેમ નથી?! તેઓની વાતો સંભળાતી કેમ નથી?
- એક વખતે અનેક કબરોમાં હુઝૂર સલ. કેવી રીતે હાજર રહી શકે?!
- બાળેલાં મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતાં હશે?!
- મરેલાંને જીવતાં કરવા કરતાં પણ વધારે મોટી ખૂબી કઈ છે?!
- ઔલિયા અને યોગીઓ-સાધકો વચ્ચે તફાવત કયો?!

આવા અનેક વસવસાઓના સચોટ જવાબો આપતી કિતાબ. ગુજરાતીમાં બીજી આવૃત્તિ તૈયાર થઈ ગઈ છે.

મૂલ્ય : રૂ. ૧૫ + ૨ + ૬ રજિ. ટપાલ ખર્ચ
ઉર્દૂ : રૂ. ૧૫ + ૨ + ૬ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

- 'માશાઅલ્લાહ મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'

—હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)

- 'આ એક અજીબ અને બેમિસાલ કિતાબ છે.'

—હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)

- '(આ કિતાબનો) અનુવાદ પઢશે (તેઓ) ઇન્શાઅલ્લાહ ગુમરાહીથી બચશે.'

—હઝરત મુફતી અહમદ બેમાત સાહબ

- 'આ કિતાબ દરેકે વસાવવા તથા મનન કરવા યોગ્ય છે.'

—હઝરત મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબ

# કુતૂહુલ હર્મૈન

લેખક : હઝરત મૌ. મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

- હુઝૂર (સલ.)થી આપણે દૂર શા માટે છીએ?
- કા'બા શરીફ તરફ સજ્દો શા માટે છે?
- ખ્વાબ, કશ્ફ અને જાગૃતાવસ્થાના દર્શનમાં શું ફેર છે?
- અંબિયા (અલૈ.)ની ખબરો ખરી શા માટે છે?
- હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે?

આવી અતિસૂક્ષ્મ વાતોની સરળ સમજૂતી આપતી કિતાબ. હજ્જ પ્રવાસ વેળા લેખક પર ખુદા અને હબીબે ખુદા (સલ.) તરફથી થયેલી ઈનાયત વર્ષાનું એમાં અદ્દભુત વર્ણન છે. એ વાંચીને આપના હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ (સલ.)ના ધોધ વહેશે અને ઈમાન તાજું થઈ જશે.

□

(હાલમાં સ્ટોકમાં નથી. બીજી આવૃત્તિની રાહ જુઓ.)

## અભિપ્રાયો

- 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ
- 'કિતાબ અજીબો ગરીબ વાકેઆત અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)
- 'કિતાબમાં વર્ણવેલાં ખ્વાબો ઘણી જ ઉચ્ચ કોટીના છે.'
  —હઝરત મૌ. મુફ્તી ઈસ્માઈલ કછોલ્વી સાહબ
- 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ (સલ.)થી પ્રેમ વધે છે.'
  —હઝરત મૌ. મુફ્તી અબ્દુલગની કાવીવાળા સાહબ (રહ.)

# 'દુર્રે લાસાની'

## ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મુબારક પત્રોના સાર અને સમજૂતી

ઉર્દૂ અનુવાદ : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)
ગુજરાતી અનુવાદ : અબ્દુલકાદિર ફ઼ાતીવાલા

પુસ્તક : ૧ ભાગ : ૧ રૂ. ૩૫ + ૩ + ૬ રજિ. ટપાલ ખર્ચ
પુસ્તક : ૨ ભાગ : ૨+૩ રૂ. ૩૫ + ૩ + ૬ રજિ. ટપાલ ખર્ચ

### અભિપ્રાયો

○ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના લખેલાં મક્તુબાત તસવ્વુફના ફનમાં મહાન દરજ્જો ધરાવે છે.'
—હઝરત મુફ્તી અહમદ અશરફ સાહબ (રહ.)

○ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)નો દરેક પત્ર તસવ્વુફની ઉચ્ચ હકીકતોથી ભરપૂર અને આગવું હિદાયતનામું છે.'
—હઝરત મૌ. મુફ્તી અહમદ ખાનપુરી સા. (ડાભેલ)

○ 'સાચે જ આ કિતાબ તસવ્વુફ તેમ જ ઈલ્મે મઅરિફતનાં અસંખ્ય કિંમતી મોતીઓનો સંગ્રહ છે.'
—હઝરત મૌલાના યાકૂબ સરીગત નદવી સાહબ

○ 'આ પત્રો એક અનમોલ અને મૂલ્યવાન-કીમતી રત્નો સમાન છે.'
—મૌ. સઈદ અહમદ નૂરગત સાહબ, 'તબ્લીગ' (માસિક)

○ 'આ પત્રોમાં લિલ્લાહિય્યત, નિખાલસતા અને અલ્લાહની રઝા પ્રાપ્ત કરવાના તરીકા ચીંધાયેલા છે.'
—કારી રશીદ અહમદ અજમેરી સા. 'હયાત' (માસિક)

# નક્શબંદી ઓલિયા

લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

## ગ્રંથ પહેલો

મૂલ્ય : રૂ. ૩૫ + રજીસ્ટર્ડ ટપાલ ખર્ચ રૂ. ૯ અલગ
એમાં નીચે પ્રમાણે સાત બુઝુર્ગોના હાલાત છે :

૧ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
૨ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) ૩ હઝરત સલમાન ફારસી (રદિ.)
૪ હઝરત કાસિમ (રદિ.) ૫ હ.ઈમામ જઅફર સાદિક(રદિ.)
૬ હઝ. બાયઝીદ બુસ્તામી(રહ.) ૭ હ. અબૂલ હસન ખિર્કાની(રહ.)

## ગ્રંથ બીજો

મૂલ્ય રૂ. ૩૫ + રજીસ્ટર્ડ ટપાલ ખર્ચ રૂ. ૯ અલગ
એમાં નીચે પ્રમાણે નવ બુઝુર્ગોના હાલાત છે :

૧ હઝ. અબૂઅલી ફારમદી (રહ.) ૨ હઝ. યૂસુફ હમ્દાની (રહ.)
૩ હઝ. અ. ખાલિક ગજદવાની(રહ.) ૪ હઝ.મુ.આરિફ રેવગરી(રહ.)
૫ હઝ. મેહમૂદ ફગનવી (રહ.) ૬ હઝ. અઝીઝાનઅલી (રહ.)
૭ હઝ. મુ. બાબા સમ્માસી (રહ.) ૮ હઝ. અમીર કુલાલ (રહ.)
૯ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નક્શબંદ (રહ.)

## ગ્રંથ ત્રીજો

અત્યારે આપના હાથમાં હાજર છે. અલ્હમ્દુલિલ્લાહ.

## ગ્રંથ ચોથો

ઈન્શાઅલ્લાહ હવે પછી પ્રગટ થશે. જેમાં :

૧ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)
૨ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)
૩ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)...વગેરે [
મુજદ્દિદી ખાનદાનના મહાન બુઝુર્ગોના દિલચસ્પ હાલાત પેશ થશે.]

□

[આ ગ્રંથમાળા વિશે અવલોકનો અને અભિપ્રાયો માટે જુઓ પા.૨૨]

بسم الله الرحمن الرحيم

ألا إن أولياء الله لا خوف عليهم ولا هم يحزنون وما خلقت الجن والإنس إلا ليعبدون

**નેસ્ત ખૌફો ગમ બરાયે ઓલિયા,**

ઓલિયાઓના માટે ન કંઈ ખૌફ (ભય) છે અને ન કંઈ ગમ (ચિંતા)

**ઈ ચુનીન ફરમુદ હક જલ્લો અલા,**

એ પ્રમાણે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે.

**મા ખલકતુલ જિન્ન વલ ઈન્સ બે ખ્વાન;**

કુર્આન શ.ની આયત 'મા ખલકતુલ જિન્ન...' અર્થાત્ 'અમે ઈન્સાન અને જિન્નાતને પયદા કર્યા છે...' ને ધ્યાનથી પઢો.

**જુઝ ઈબાદત નેસ્ત મકસૂદ અઝ જહાન.**

એમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઈન્સાન અને જિન્નાતને દુનિયામાં પયદા કરવાનો હેતુ ઈબાદત સિવાય બીજો કંઈ નથી.



'ફ કેસુસિલ કસસ લઅલ્લહુમ યતફકકરૂન'

પારો ૯, સૂરએ 'અઅરાફ', આયત ૧૭૬

'તું તે કિસ્સાઓને બયાન કર, જેથી તેઓ સમજે અને વિચારે'

# નક્શબંદી ઓલિયા

## ગ્રંથ ત્રીજો




પ્રેરક

પીરો મુરશિદ હઝરત અકદસ મૌલાના

**શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (દા.બ.)**

નકશબંદી મુજદ્દિદી



લેખક

**અબ્દુલકાદિર ફાતીવાલા**

નકશબંદી મુજદ્દિદી

પ્રકાશક :
**'જામેઆ હિદાયત' પ્રકાશન અને પ્રસારણ વિભાગ**
પો. બો. નં. ૨, જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧
ફોન : ૬૧૨૪૭ (ઘર), ૪૪૨૭૯ (જામેઆ), ૬૯૯૩૫ (ઓફિસ)

વ્યવસ્થા અને મુખ્ય વેચાણ કેન્દ્ર :
**'અંજુમને હિદાયત'**
C/o 'સત્કાર કાપડ કેન્દ્ર' (હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ)
ઝાંપા બજાર, પોસ્ટ ઓફિસ સામે,
સુરત ૩૯૫ ૦૦૩ [ફોન : ૩૮૦ ૩૮]

પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૧૧૧
પૃષ્ઠ સંખ્યા : ૩૦૪
પ્રકાશન વર્ષ :
રમઝાન શરીફ, હિ. સ. ૧૪૧૩
માર્ચ, ઈ. સ. ૧૯૯૩

મૂલ્ય : રૂ. ૪૦ (રૂપિયા ચાલીસ)
ટપાલ ખર્ચ : રૂ. ૩-૦૦ + રૂ. ૬ રજિ. ખર્ચ = રૂ. ૯ (અલગ)

મુદ્રક :
યોગેન્દ્ર પરીખ
સુરુચિ છાપશાળા
સુરુચિ વસાહત
બારડોલી ૩૯૪ ૬૦૧

# અનુક્રમ

# આટલું સુધારી લેવા વિનંતી

| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| ૩૬ | ૧૯ | આલાની | તઆલાની |
| ૩૮ | ૨૩ | તો પહોંચાડતે | પહોંચાડતે તો |
| ૪૨ | ૮ | ઈનકાર કરનાર કરતા | ઈનકાર કરતા |
| ૪૨ | ૧૦ | આલુઝ | બાલુઝ |
| ૪૭ | ૧૬ | ઈરાદાલથી | ઈરાદાથી |
| ૫૧ | ૯ | ખ્વાબ | ખ્વાબ |
| ૬૧ | ૧૮ | આખું | આખું |
| ૬૫ | ૨ | અને | અન |
| ૭૧ | ૧ | લોકોને | લોકોનો |
| ૭૭ | ૧૫ | મેહફૂઝસુ(રક્ષિત) | મેહફૂઝ(સુરક્ષિત) |
| ૭૭ | ૨૭ | ફૂઝેહ | ફૂઝેહા |
| ૭૯ | ૧૦ | સિર્રૂ | સિર્રૂ |
| ૮૫ | ૧૫ | રસલુલ્લાહ | રસુલુલ્લાહ |
| ૯૦ | ૨ | ઉબેદુલ્લાહ | ઉબૈદુલ્લાહ |
| ૯૨ | ૧૧ | જાહેર | જાહેરી |
| ૯૨ | ૧૭ | ઉયૈદુલ્લાહ | ઉબૈદુલ્લાહ |
| ૯૯ | ૧૮ | તયાર | તૈયાર |
| ૧૧૭ | ૩ | પોતની | પોતાની |
| ૧૭૫ | ૨૦ | નવજજુદ | નવજજુદ |
| ૧૯૭ | ૧૭ | મૌલાન | મૌલાના |
| ૨૧૩ | ૨૧ | લાગ્યા | લાવ્યા |
| ૨૩૫ | ૧૪ | કટલાંક | કેટલાંક |
| ૨૩૭ | ૨૬ | હાજરજ નોમાંથી | હાજરજનોમાંથી |

# આમુખ

## હઝરત મૌલાના
## શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)
## નકશબંદી, મુજદ્દિદી, જયપુરી

بسم الله الرحمٰن الرحيم

نَحْمَدُهٗ وَنُصَلِّيْ عَلٰى رَسُوْلِهِ الْكَرِيْمِ

મુહતરમ અબ્દુલકાદિર ફાતીવાલાએ 'ઔલિયાએ નકશબંદ' ('નકશબંદી ઔલિયા')માં અકાબિરીન ઉરફા (મહાન આરિફો)ના હાલાત અને તેમની મુબારક સીરત (પવિત્ર જીવન ચરિત્ર)ના મહત્ત્વના બનાવોને મહેનત, મથામણ અને કોશિશ કરીને ગુજરાતી ભાષામાં પહેલી વખત સંપાદિત કર્યા છે ઉપરાંત તેમના બાતિની હાલાત અને કમાલાત પણ સંકલિત કર્યા છે જે પ્રશંસા અને તારીફને લાયક છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પછી આપના સિલસિલાની એક શાખા આપના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) અને તેમના સાહબઝાદા હઝરત સૈફુદ્દીન (.રહ)થી આગળ વધી હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) તરફ જાય છે. એ શાખાના ઔલિયાએ કિરામ અને બુઝુર્ગોના હાલાત સંપાદિત થતાં રહ્યાં છે. હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.) પછી આપના સિલસિલાના બુઝુર્ગો જેમની ગણત્રી મુતાખિરીન ઉરફામાં થાય છે તેઓની સીરતે મુબારક (પવિત્ર જીવન ચરિત્રો)ની પણ કેટલીક મહત્ત્વની કિતાબો મળી શકે છે.

પરંતુ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પછી આપના સિલસિલાની જે શાખા આપના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ

સઈદ ઉર્ફે 'ખાઝીનુર્રહમત' (રહ.) અને તેમના સાહબઝાદા હઝરત ખ્વાજા અબ્દુલ અહદ (રહ.)થી આગળ વધી હઝરત સૈયદ ઈમામ-અલી શાહ સાહબ (રહ.) તરફ જાય છે તે શાખાના મોટાભાગના અકાબિરોના હાલાત કયાં તો ખૂબ ટૂંકાણમાં સંપાદિત થયેલા છે અથવા ઈ. સ. ૧૯૪૭ની રાજકીય ઊથલપાથલ તથા દેશના વિભાજન પછી રજવાડાંઓનું વિલીનીકરણ, મુસલમાનો પર અમાનુષી અત્યાચારો અને દમન, તેમના ઇલ્મી મરકઝોની તબાહી અને બરબાદીની સાથે આ ઇલ્મી અને તારીખી કેન્દ્રો અને ખઝાનાઓને પણ તબાહ અને બરબાદ કરી દેવામાં આવ્યા જેના કારણે આપણે આપણાં સિલસિલાના આરિફો અને અકાબિરોના સાચાં સંસ્મરણો, હુસ્ને સીરત, ઝાહિરી અને બાતિની કમાલાત તથા પાકીઝા હાલાતથી મેહરૂમ થઈ ગયા. એનું પણ જ્ઞાન નથી કે આ નેકસીરત અકાબિરો અને અલ્લાહના આરિફો વિલાયતે આમ્મહ યા વિલાયતે ખાસ્સહના હામિલ છે!

સુન્નતુલ્લાહ તો એ જ છે કે હકના જે તાલિબો ઝિક્રેઈલાહીમાં ઈસ્તેકામતની સાથે ઈત્તિબાએ શરીઅતમાં શાને ખાસ ધરાવે છે અને હકીકતે કલ્બ તેમ જ નૂરે કલ્બની નેઅમતથી સરફરાઝ થાય છે ત્યારે અલ્લાહ તઆલા આવા તાલિબોને વિલાયતે ખાસથી સરફરાઝ ફરમાવે છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની નઝદીક ઈન્સાનની જિંદગીનો મકસદ નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ સિવાય બીજો કોઈ નથી. હુઝૂર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ વગર અલ્લાહ તઆલાની રઝા અને ખૂશનૂદી તેમ જ બાતિની કમાલાત હાસિલ થઈ શકતા નથી.

પત્ર નંબર ૨૫ જે આપે ખ્વાજા જહાંને લખેલો છે તેમાં આપ (રહ.) ફરમાવે છે કે:

'તમામ કમાલાત હાસિલ થવાનો આધાર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લિમની ઈત્તિબાઅ પર અને આપ (સલ.)ના

ખુલફાએ રાશિદીનની ઈત્તિબાઅ પર છે કારણ કે (તેઓ) હિદાયતના સિતારા અને વિલાયતના આફતાબ છે. જેણે તેઓની પૈરવી કરી તેણે હિદાયત મેળવી અને જેણે મુખાલિફત કરી તે ગુમરાહ થયો.' ('દુર્રેલાસાની' ભાગ-૧)

એક બીજા પત્રમાં આપ (રહ.) લખે છે કે:

'હઝરાતે નકશબંદિય્યહને તજલ્લીએ દાઈમી નસીબ થાય છે. એટલે એ બુઝુર્ગવારોની નિસ્બત તમામ નિસ્બતો કરતાં વધારે શક્તિવાન અને તેઓનો કમાલ તમામ કમાલો કરતાં ઉચ્ચતર છે. અને જેવી રીતે વિલાયતે મુહમ્મદિય્યહ અલયહિસ્સલાતો વસ્સલામ તમામ પૈગમ્બરોની વિલાયત કરતાં વધીને છે તે જ રીતે એ બુઝુર્ગવારોની વિલાયત પણ તમામ ઔલિયાએ કુદ્દસ સિર્રુહુમની વિલાયતથી વધીને છે.' ('દુર્રેલાસાની')

□

એક બીજા મકતૂબ(પત્ર)માં લખે છે કે:

'ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈને જે કંઈ મેળવ્યું છે તે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅથી જ મેળવ્યું છે. દીન અને દુનિયાની ફલાહ તથા બેહબુદી (નજાત અને બેહતરી) માત્ર શરીઅતની ઈત્તિબાઅ પર (આધારિત) છે.'

□

મિર્ઝા બદીઉઝઝમાં (રહ.)ને લખે છે કે:

'બંને જહાનની બેહતરી શરીઅતની ઈત્તિબાઅ પર આધારત છે.' (દુર્રેલાસાની ભાગ-૧, પત્ર-૭૫)

□

ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનનો સૌથી મોટો કમાલ (ખૂબી) એ છે કે તેઓનું બાહ્ય શરીઅતના આભૂષણોથી શણગારેલું અને સુશોભિત હોય છે તથા તેઓના દિલનો સંબંધ દિલવાળા (ખુદા) સાથે જોડાયેલો હોય છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) એ બહાદુરખાંને લખેલા પત્રમાં ફરમાવે છે કે :

'ઝાહિરને રોશન શરીઅત વડે શણગારવું અને બાતિનને હક તઆલાની સાથે રાખવું મોટું કામ છે.' ('દુર્રે લાસાની' ભાગ–૧, પત્ર–૮૩)

ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈને પોતાના અહવાલ અને મવાજિદને શરીઅતની ઈત્તિબાઅ વડે જ હાસિલ કર્યા છે. તેઓ એની પાબંદી કરતા હતા કે તેઓનું કોઈ કાર્ય શરીઅતે મુહમ્મદી અલૈહિસ્સલામથી ખિલાફ ન હોય.

પત્ર ૧૮૪માં લખે છે કે :

'કાલે કયામતમાં જે વાત કામ આવશે તે સાહેબે શરીઅત અલૈહિસ્સલાતો વસ્સલામ (હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિવસલ્લમ)ની તાબેદારી છે. એટલે જે અહવાલ, મવાજિદ, ઉલૂમ, મઆરિફ, ઈશારાત અને રુમૂઝ આ તાબેદારીના અનુસાર હોય તે બેહતર છે, અને નસીબદાર છે, નહિતર ખરાબી અને ઈસ્તિદરાજ સિવાય કંઈ નથી.' ('દુર્રે લાસાની' ભાગ–૧)

□

વિલાયતની અફઝલિય્યત અને તેના ફૈઝાનની દષ્ટિએ તેમ જ તવજ્જુહ ઈલલ્લાહ અને તકવા તથા 'ફદ્દલના બઅદકુમ અલા બઅદ' અનુસાર અલ્લાહ તઆલાએ કેટલાક ઔલિયાએ કિરામને કેટલાક ઔલિયાએ કિરામ પર ફઝીલત અને બુઝુર્ગી આપી છે. શરીઅતના દષ્ટિબિંદુથી કેટલાકને કેટલાક પર ફઝીલત આપી શકાતી નથી.

આ અકાબિરીન રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈનને એક બીજા પર ફઝીલત અને બુઝુર્ગી ફૈઝાને વિલાયત અને ફૈઝાને નુબુવ્વતના કારણે આપવામાં આવતી રહી છે. જેમ કે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે :

'કેટલાક ઔલિયા અલ્લાહ માત્ર ફૈઝાને વિલાયતથી મુશર્રફ

છે અને કેટલાક ફૈઝાને નુબુવ્વતથી ફૈઝયાબ છે અને કેટલાક નુબુવ્વત અને વિલાયત બંનેના ફૈઝાન અને અનવારથી ફૈઝયાબ છે તો એમાંથી જેઓ ફૈઝાને નુબુવ્વતથી મુશર્રફ છે તેઓ તે ઔલિયા અલ્લાહથી અફઝલ અને બેહતર છે કે જેઓ માત્ર અનવારે વિલાયતથી મુશર્રફ છે. અને જેઓ અનવારે નુબુવ્વત અને ફૈઝાને વિલાયત (બંને) થી કામિલ મુશર્રફ છે તેઓ વધારે ફઝીલતના હકદાર છે.'

હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલૈહ આગળ લખે છે કે:

'શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ વિલાયતને નુબુવ્વતના કરતાં એ અર્થમાં બેહતર જાણે છે કે વિલાયતનું રૂખ હકની તરફ છે અને નુબુવ્વતનું રૂખ ખલ્કની તરફ છે. પરંતુ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહની ઉપરોક્ત તહકીકાત (સંશોધનો) અને દલીલો શરીઅત અનુસાર આરીફો નજીક સ્વીકારવા યોગ્ય નથી કારણ કે વિલાયત નુબુવ્વતની શાખા છે અને શાખાને મૂળ પર કોઈ રીતે સરસાઈ આપી શકાતી નથી. ['અહસનુત્તકવીમ' (ઉર્દૂ) પા. ૧૭૫]

એ પછી ફરમાવે છે કે:

'આ વાત ગંભીરતાથી વિચારવા જેવી છે કે જે કુર્બે હકને પ્રાપ્ત કરીને નબી (અલૈ.) ખલ્કની હિદાયતના માટે ખાલિકના તરફથી (ખલ્કના તરફ પાછા) આવી રહ્યા છે, તે કુર્બે હકની તલાશમાં વલી (હજુ) રબની તરફ જઈ રહ્યા છે! સાહબે નુબુવ્વતને પોતાનો મકસદ અને કુર્બે રબ હાસિલ થયો હોવા છતાં રઝાયે હકના માટે મિલનને છોડીને વિયોગને કબૂલ કરી ખલ્કની તરફ (પાછા) આવી રહ્યા છે. વલી માત્ર મજઝુમ[1] જેમ ઝિલાલે અસ્મા-

૧ જેવી રીતે જઝમ વાળા અક્ષરનો સંબંધ તેના આગળના માત્ર એક અક્ષર જોડે જ હોય છે તેવી રીતે વલીનો સંબંધ માત્ર ખાલિક સાથે હોય છે, ખલ્ક સાથેનો સંબંધ તૂટી જાય છે એટલે આ ઉપમા આપી છે.

એ સિફાતને અસલે હક જાણીને એ તરફ જઝબ (આકર્ષિત) થઈ રહ્યા છે અને 'ફના'ની તરફ આગળ વધી રહ્યા છે'.

('અહસનુત્-તકવીમ')

આ પ્રમાણે ફૈઝાને વિલાયતને ફૈઝાને નુબુવ્વતના કરતાં અફઝલ કહી શકાય નહિ.

અંતિમ વાત એ છે કે ઔલિયાએ કિરામ વધારે ભાગે ફૈઝાને વિલાયતથી મુશર્રફ થાય છે. અલ્પ સંખ્યામાં તાલિબો એવા હોય છે કે જે ફૈઝાને વિલાયત અને ફૈઝાને નુબુવ્વત બંનેથી મુશર્રફ થાય છે. એવા ફૈઝાન અને નિસ્બતના હામિલ બુઝુર્ગ એવા મરતબાના હોય છે કે જો નુબુવ્વત ખત્મ ન થતે તો અલ્લાહ તઆલા તેઓને નુબુવ્વતથી મુશર્રફ ફરમાવતે પરંતુ હવે હુઝૂર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની બિઅસત અને નુબુવ્વત પછી કોઈ નબી આવનાર નથી એટલા માટે અલ્લાહ તઆલા એવા ઔલિયાએ કિરામની પાસે ઉમ્મતની ઈસ્લાહનું કામ લેતા રહેશે.

એ જ વાત હઝરત શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ અલૈહિર્રહમતે આ રીતે લખી છે કે:

'જો કે નુબુવ્વત ખત્મ થઈ ગઈ છે પરંતુ વિલાયત ખત્મ નથી થઈ.' ('અહસનુત્તકવીમ')

મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાએ 'ઔલિયાએ નકશબંદ' ('નકશબંદી ઔલિયા') શીર્ષકથી અકાબિરીને નકશબંદિયહ મુજદ્દિદિયહ (રહ.)ના હાલાત અને કમાલાત ક્રમવાર સંપાદિત કરીને 'અંજુમને હિદાયત'ની નિગરાનીમાં સાત ગ્રંથોમાં પ્રગટ કરવાનું આયોજન કર્યું છે. જેની સરપરસ્તીનો શર્ફ કેટલાક મુખ્લિસ અઝીઝોને ફાળે જાય છે. જેઓમાં—

હાજી શૈખ ગુલામ મુહમ્મદભાઈ,
અઝીઝે મુહતરમ ગુલામ મુસ્તફામિયાં કાપડીઆ,
શૈખ પીર મુહમ્મદભાઈ એડવોકેટ,
જનાબ હાજી મુખ્તાર અહમદ સાહબ એડવોકેટ,
હાજી અબ્દુર્રહમાનભાઈ,

હાજી શેઠ અબ્દુસ્સત્તારભાઈ ચોકસી,

હાજી અબ્દુલ હમીદભાઈ અ.બાકી (કાપડીઆ)મરહૂમ...વગેરે છે.

તેઓ પૈકી હાજી અબ્દુલ હમીદભાઈ અ. બાકી મરહૂમ તો આ અંજુમનની રૂહે રવાં હતા જેમનો ઈન્તેકાલ થઈ ગયો છે. અલ્લાહ તઆલા મૌસૂફની મગફિરત ફરમાવે અને તેમની કબર પર રેહમતો નાઝિલ ફરમાવે. (આમીન)

આ 'અંજુમને હિદાયત'ની જ સહાય અને સરપરસ્તીથી હઝરત શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમતની તમામ કિતાબો ઉપરાંત બીજા અકાબિરીનની કિતાબોના પણ મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં અનુવાદો કરીને પ્રગટ કર્યા છે. એમની આ કોશિશ હરેક રીતે કાબિલે લિહાઝ છે અને પ્રશંસાને પાત્ર છે.

મુહતરમ મૌસૂફને ઓલિયાએ નકશબંદ(રહ.)ના હાલાત સંપાદિત કરવામાં જે રૂકાવટો અને મુશ્કેલીઓ પેશ આવી તેના પર ભારે કુનેહ અને નેકસલાહિય્યતાના કારણે કાબૂ મેળવ્યો. છેવટે અલ્લાહ તઆલાએ મૌસૂફને એમના મકસદમાં નુસરત (મદદ) અને કામિયાબી (સફળતા) અતા ફરમાવી.

અલ્લાહ તઆલા મૌસૂફની આ ખિદમતોને કબૂલ ફરમાવે અને અકાબિરીને નકશબંદિયહના ફૈઝાનથી ફૈઝયાબ ફરમાવે અને ખલ્કે ખુદાને ઈસ્તિફાદહ (લાભ લેવા)નો મોકો અતા ફરમાવે. આમીન.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

હે અમારા પરવરદિગાર !
અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે!

૫, ઝિલકઅદ, ૧૪૧૦ — ખાદિમે દુઆગો,
૩૦, મે (બુધવાર), ૧૯૯૦ — **મુહમ્મદ અબ્દુર્રહીમ મુજદ્દિદી**

[મૂળ ઉર્દૂનો ગુજરાતી ભાવાનુવાદ]

# આભાર દર્શન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

نَحْمَدُهٗ وَنُصَلِّيْ عَلٰى رَسُوْلِهِ الْكَرِيْمِ

'નકશબંદી ઓલિયા' ગ્રંથ પહેલાની પ્રસ્તાવનામાં આ ગ્રંથમાળા લખવાના હેતુઓ, એની ફઝીલતો, ગુજરાતમાં નકશબંદી સિલસિલાના આગમનનો ઇતિહાસ, ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાનું સાહિત્ય વગેરે વિષે વિગતે વાતો લખેલી છે જેનું અહીં પુનરાવર્તન ન કરતાં માત્ર આભાર દર્શન માટે થોડા શબ્દો લખવા પૂરતા થશે.

સર્વ પ્રથમ તો હું અલ્લાહ તઆલાનો બેહદ શુક્ર ગુઝારું છું કે તેણે માત્ર પોતાના ફઝલો કરમથી, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સદકા અને તુફૈલથી તેમ જ બુઝુર્ગોના વસીલાથી અને મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા. બ.)ની નઝરે કરમ અને દુઆથી મુજ ગુનેહગાર, નાકારહને 'નકશબંદી ઓલિયા'નો આ બીજો ગ્રંથ વાચકોની ખિદમતમાં રજૂ કરવાનું પરમ સૌભાગ્ય અર્પણ કર્યું. અલ્લાહતઆલા બાકીના ગ્રંથો પણ, પોતાની કુદરતે કામિલાથી એ જ પ્રમાણે પૂર્ણ કરાવે અને તેના માટે તમામ જરૂરિયાતો પૂરી ફરમાવે એવી દુઆ કરવા વાચકોથી ગુઝારીશ છે.

જો કુછ હુવા, હુવા કરમસે તેરે,
જો કુછ ભી હોગા, તેરે કરમસે હોગા.

ઈન્શાઅલ્લાહ ચોથા કે પાંચમા ગ્રંથમાં જેમનો જીવન પરિચય આપવાની ગણત્રી છે તે બુઝુર્ગો પૈકી નીચે જણાવેલા ત્રણ બુઝુર્ગો વિષે સુજ્ઞ વાચકોમાંથી કોઈ પાસે જો કિતાબો કે અન્ય સાહિત્ય હોય તો મને જાણ કરવા નમ્ર ગુઝારીશ છે. હું તેમનો આભારી થઈશ.

૧ હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.)
હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) ના પૌત્ર ખ્વાજા
અ. અહદ (રહ.)ના ખલીફા
વફાત : ૧ સફર, હિ.સ. ૧૧૩૩ દફન સ્થળ : બામિયાન

૨ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી પારસા (રહ.)
હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.) ના ખલીફા
વફાત : હિ.સ. ૧૧૪૩ દફન સ્થળ : ઈઝકી લાઈફી(અરબસ્તાન)

૩ હઝરત ખ્વાજા મુહમ્મદ મઝહર ઠઠ્ઠી ઉર્ફે 'અબૂલ મસાકીન' (રહ.) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી પારસા (રહ.)ના ખલીફા
વફાત : ૯, ઝીલ કઅદ, હિ. સ. ૧૧૨૯
દફન સ્થળ : મક્કા શરીફ

□

આ ગ્રંથમાળાના લેખન માટે અતિ ઉપયોગી અને આવશ્યક પ્રાચીન અપ્રાપ્ય કિતાબો મેળવી આપવા બદલ અથવા તેમાંથી જરૂરી મેટર મહેનતપૂર્વક નકલ કરીને કે ઝેરોક્ષ કરાવીને મોકલવા બદલ હું નીચેના મહાનુભાવોનો બેહદ આભારી છું.

૧ મુહતરમ ગુલામમુસ્તફાભાઈ કાપડીઆ સાહબ (સુરત)
૨ મુહતરમ જનાબ ગુલામ જા'ફર સૂરતી સાહબ (કરાંચી)
૩ મુહતરમ જનાબ ગુલામ મુર્તઝાભાઈ સૂરતી સાહબ (કરાંચી)
૪ મુહતરમ જનાબ પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસ્ઉદ અહમદ સાહબ (કરાંચી)
૫ હઝરત પીર સૈયદ વઝીરઅલી સાહબ કાદરી નકશબંદી (ભૂજ-કચ્છ)
૬ મુહતરમ મૌલવી યુસુફભાઈ પટેલ સુરતી નદવી સાહબ (જયપુર)
૭ મુહતરમ સૈયદ ગુલામ મુસ્તફા સાહબ (રામપુર, યુ.પી.)
૮ મુહતરમ જનાબહાજી દાઉદભાઈ ચાંદીવાલા સાહબ (અમદાવાદ)
૯ મુહતરમ જનાબ હાજી અ. ગનીભાઈ સાહબ (વીજાપુર)
૧૦ જનાબ પ્રો. સજ્જાદહુસયન કુરેશી સાહબ (અમદાવાદ)
૧૧ જનાબ ઈફ્તેખાર ઈસ્માઈલ મનીઆર સાહબ (વલસાડ)

૧૨ જનાબ મુહમ્મદસાદિક હાજી અહમદ શેખ સાહબ (વલસાડ)

એમના સહકાર અને સહયોગના કારણે મારા લેખન કાર્યમાં ઘણી આસાની થઈ છે. અલ્લાહ તઆલા સૌ સહાયકોને બેહતરીન બદલાથી નવાઝે એવી દિલી દુઆ છે. આમીન.

□

આ ગ્રંથમાળાના પ્રકાશન અને પ્રસારણમાં તન, મન, ધનથી, લેખન અને વચનથી, પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર આપનાર સૌનો હું આભારી છું.

ગ્રંથના મનમોહક મુદ્રણ માટે 'સુરુચિ' છાપશાળા, બારડોલીનો પણ હું અત્યંત ઋણી છું.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર!
અમારા અમલોને કબૂલ ફરમાવ!
બેશક તું સાંભળનાર અને જાણનાર છે!

૫, રજબ, ૧૪૧૩ — નકશબંદી ઔલિયાના આસ્તાનાનો શ્વાન,
૨૨, જાન્યુ. ૧૯૯૩ — અબ્દુલકાદિર ફાતીવાલા

મોટા ઘાંચીવાડ, વલસાડ ૩૯૬ ૦૦૧



'નક્શબંદી ઔલિયા' ગ્રંથ પહેલા અને બીજા વિશે

# અવલોકનો અને અભિપ્રાયો

૧

'માશાઅલ્લાહ! ઘણી ઉમદા કિતાબ છે. અલ્લાહ આપની ખિદમતોને કબૂલ ફરમાવે અને જઝાએ ખૈર અતા ફરમાવે. ઘણી મહેનતથી ગુજરાતી વાચકો માટે આસાન ઝબાનમાં કિમતી માહિતી ભેગી કરી છે. કોમને અલ્લાહ તઆલા આપના સંશોધનોથી ભરપૂર ફાયદો ઉઠાવવાની તૌફિક અતા ફરમાવે અને નજાતનો ઝરીયો બનાવે. આમીન!' (મૂળ ઉર્દૂનો અનુવાદ)

–શૈખુલ હદીસ હઝ. મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રાંદેર)

૨

'મુરીદો અને તાલિબોને પોતાના સિલસિલાના પીરોના હાલાત જાણવાની તાલાવેલી જાગે એ સ્વાભાવિક છે. તેઓની પ્યાસ "નક્શબંદી ઔલિયા" મારફતે બુઝાવી શકાશે. હકીકતમાં આ કિતાબ દરેક મુસ્લિમે સફરમાં સાથે રાખવાથી સફરના એક વફાદાર સાથીનું કામ આપશે......'

'કિતાબ શું બલ્કે નક્શબંદી નિસ્બતોનો ઉછાળા મારતો અથાગ સમુદ્ર છે! જે દરેકને દરેક રીતે અતિ ઉપયોગી થશે. ઈન્શા-અલ્લાહ ..'

–હઝ.પીર સૈયદ વઝીરઅલી સાહબ, કાદરી નક્શબંદી(ભૂજ-કચ્છ)

૩

'ઈલ્મે તસવ્વુફથી ભરપૂર કિમતી ખઝાનો "નક્શબંદી ઔલિયા" ગ્રંથ બીજા (સ્વરૂપે) ભાઈ જનાબ અબ્દુલકાદિર સાહબ ફાતીવાલાના મારફતે આપણા મુરશિદ પીર શેખ (દા.બ.)ની નઝરે કરમ અને દુઆનો કરિશમો–કરામત જાહેર થયો છે.'

–હઝરત મૌલાના અબ્દુલકુદ્દુસ સાહબ સૂફી દીવાન (લાજપુર)

[હઝરત પીરો મુરશિદ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (દા.બ.)ના ખલીફા]

૪

'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજાના પાનાં ઉલટાવતો ગયો તેમ તેમ દિલ આંતરિક અને બાહ્ય ખૂબસૂરતીથી સંમોહિત થતું ગયું. આવી ઈમાન વર્ધક, અમલપ્રેરક, રૂહ પોષક, લોક ભોગ્ય અને લોકોપયોગી કિતાબનો ઈસ્લામી લાયબ્રેરીમાં ઉમેરો-વધારો કરવા બદલ મારી હાર્દિક મુબારકબાદ કબૂલ ફરમાવશો. જઝા-કુમુલ્લાહુ ફીદારૈન...

'આપની કલમે આવું ઉમદા અને રચનાત્મક સાહિત્ય સદા ટપકતું રહે એવી મુજ નાચીઝની અંતરની ઇચ્છા છે, નેક સલાહ છે...

'ભાઈબંધ કોમ તથા ઈસ્લામના બાતિલ ફિર્કાઓ સાહિત્યક્ષેત્રે હરણફાળ ભરી રહ્યાં છે. ઉમ્મત ઘણી જ ભૂખી અને તરસી છે. જો એને આરોગ્યવર્ધક ખોરાક પીરસવામાં નહિ આવે તો એ હાનિકર્તા અને જીવલેણ (સાહિત્યિક) વાનગીઓ આરોગવા મજબૂર બનશે. અલ્લાહ તઆલા બચાવે!

'દિલ બેચેની અનુભવે છે, પણ "નકશબંદી ઔલિયા" જેવા પ્રકાશનો હાથમાં આવતાં દિલની બેચેની અને વ્યાકુળતાને શાતા વળે છે. અને આવાં પ્રકાશનો વખતોવખત બહાર પડતા રહે એવી પ્રબળ ઇચ્છા પણ દિલમાં જાગે છે.'

**–મુહતરમ મૌલાના હસન સાહબ ભડકોદ્રવી**
**(દારુલ ઉલૂમ, કંથારીઆ)**

૫

'પારસનો સ્પર્શ સોનું બનાવે છે તેમ બુઝુર્ગાને દીન, ઔલિયાની સુહબત માટીમાંથી માનવનું રૂપાંતર કરે છે. વલીઓની વાતો અને તેમની ચરિત્ર રેખાઓ એ તેમની સુહબત, સંગાથ અને સાંનિધ્યનો બદલ છે. એના વાંચનમાં એક આકર્ષણ છે, દિલોની સફાઈ અને અલ્લાહ તરફ મોઢું ફેરવનાર છે, જીવનનાં માર્ગદર્શક ચિહ્નો છે.

મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા પોતે નકશબંદી મુજદ્દિદી સિલસિલા સાથે સંકળાયેલા છે. હવે તો મજલ પૂરી કરી ખિલાફત અને ઈજાઝતથી નવાઝવામાં આવ્યા છે. તેમના માટે નકશબંદી બુઝુર્ગોના જીવન ચરિત્રો ભેગાં કરી છપાવવા Love's Labour સમાન છે. લેખકને ખુદાપાક તંદુરસ્તી સાથે લાંબું લેખક જીવન બક્ષે. આમીન.'

–મુહતરમ જનાબ અબ્દુલકાદિર મીર સાહબ, તંત્રી : 'ઉમ્મીદ'
'ઉમ્મીદ' સાપ્તાહિક, સુરત તા. ૧૨–૧૦–૧૯૯૧

૬

આ પુસ્તક નકશબંદી બુઝુર્ગોની ઈમાની ઝિંદગીઓ અને દીન ખાતર કરેલા મુજાહિદાઓ પર પ્રકાશ નાંખે છે. વર્તમાન વિચારધારા અને સાયન્સના વધતા જતા ઝોર નીચે બુદ્ધિને જ દરેક જગ્યાએ ઉપયોગ કરતા લોકો માટે અલ્લાહવાળાઓની જીવન ઝરમરો ઈમાન વર્ધક બનશે. બુઝુર્ગોની ઝિંદગીઓ, તેમની ઈબાદતો અને તેમનાથી ઝાહિર થયેલી કરામતોનો ઈન્કાર કરનારાઓ વાસ્તવમાં દીનથી, ઈબાદતની મહત્ત્વતાથી એટલા દૂર નીકળી ગયા છે કે તેમને આ વાતો પર યકીન નથી આવતો પણ એનાથી આપણી અશક્તિઓ છતી થાય છે. મટીરીયલ વર્લ્ડમાં રાચતી ઝિંદગીના તાણા-વાણા એવા વણાઈ ગયા હોય ત્યારે અલ્લાહવાલા અને બુઝુર્ગોના અહેવાલ ઈમાની ઝિંદગી બેદાર કરવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. અલ્લાહ આપણને એમના જીવનથી પ્રેરણા પ્રાપ્ત કરી ઈમાની ઝિંદગી બનાવવાની તૌફિક આપે. ઉપયોગી અમલ પ્રેરક વાંચન પ્રદાન કરવા બદલ લેખકને અભિનંદન અને દુઆ.

–મુહતરમ મૌલવી કારી રશીદ અહમદ સાહબ અજમેરી (રાંદેર)

'હયાત' માસિક, સુરત, ડિસેમ્બર ૧૯૯૧

૭

'મારી તોતેર વરસની જિંદગીમાં પ્રથમ વાર જ પથારીવશ થયો. તાવના કારણે તથા આધુનિક દવાઓ જેને હું કયારેય અડયો

નથી તે લેવાથી આડ અસરોના કારણે ઘણો બેચેન હતો. તા. ૨૧–૯–૯૧ ના રોજ "નકશબંદી ઔલિયા" ગ્રંથ બીજો ટપાલથી મળ્યો. વાંચન શરૂ કર્યું. બુઝુર્ગોને દીનના પ્રસંગો વાંચતો ગયો તેમ તેમ મારી બીમારી દફે થવા લાગી. તા. ૨૬–૯–૧૯૯૧ ના રોજ પુસ્તકનું વાંચન પૂરું કર્યું અને ખુદાના ફઝલથી મારી તમામ બીમારીઓ દૂર થઈ ગઈ!

'દીની સાહિત્યના વાચનથી દિલ દિમાગને શાંતિ મળે છે. રહેણી કરણીમાં સંયમ અને વિચાર, વાણી અને વર્તનમાં પવિત્રતા પ્રાપ્ત થાય છે. પરિણામે બરકતો નાઝિલ થાય છે. "નકશબંદી ઔલિયા" ગ્રંથના વાચન દ્વારા વાચક જાત અનુભવ કરી શકે છે. વસ્તુ નિરૂપણ બહુ સરળ અને સુંદર રીતે કરવામાં આવેલ છે. જનાબ ફાતીવાલા સાહબ સિદ્ધહસ્ત લેખક અને ભાષાન્તરકાર છે. ગુજરાતનું સાહિત્ય વર્તુળ તેમના માટે ગૌરવ લઈ શકે છે. આ ટૂંકા અવલોકનમાં આ અમૂલ્ય પુસ્તકમાં પીરસેલી અલૌકિક વાતગીઓને ઈન્સાફ આપવા અસમર્થ છું. 'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય અને અમર કૃતિઓ પુરવાર થશે તેમાં શંકા નથી.

—મુહતરમ વકીલ કાલેખાન જી. પઠાણ સાહેબ, B.A.,LL.B.
'હિલાલ' પાક્ષિક, રાધનપુર (ઉત્તર ગુજરાત) તા. ૨–૮–૧૯૯૨

૮

'ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં ઈસ્લામી પુસ્તકોમાં જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની સાહિત્ય કૃતિઓ અજોડ અને અમર કૃતિઓ સમાન છે. "નકશબંદી ઔલિયા" ગ્રંથ બીજો વાંચતા દિલ બાગ બાગ થઈ ગયું. તેના એક એક પાના ઉપર નકશબંદી બુઝુર્ગોની ઈસ્તેકામત અને રૂહાની કમાલાતની ખૂશ્બૂ ટપકી રહી છે.'

—મુહતરમ જનાબ કાસિમ અહમદ અબ્બાસી સાહબ,
તંત્રી : 'રહમાની કિરણ' (જૂનાગઢ)

'જનાબ ફાતીવાલા વિદ્વાન સાહિબે કલમ છે. નકશબંદી સિલસિલાના એક ઈલ્મ પ્રેમી ફરજંદ છે. દિવસોની અથાગ

મહેનત અને ધગશથી (નકશબંદી) બુઝુર્ગોની આ ગ્રંથમાળા તેમણે તૈયાર કરી છે. તે યકીનન દાદ અને મુબારકબાદીને પાત્ર છે. જનાબ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાની આટલી વ્યવસ્થિત અને સંગીન કલમી ખિદમતની પહેલ કરી છે તે યકીનન ધન્યવાદને પાત્ર છે.

'સરળ મીઠી અને સારી દિલકશ ભાષામાં લખાયેલી આ કિતાબ મુસ્લિમ વાચકને આખેરતની યાદ અપાવે છે. દિલ અને રૂહને તાજગી બક્ષે છે. ખુદા તઆલા જનાબ ફાતીવાલાની આ ખિદમતને કબૂલ ફરમાવે અને તેમના કલમી ફયઝથી કોમ વધુ લાભ ઉઠાવે.'

**—હઝરત મૌલાના અબ્દુલઅહદ કાસિમી તારાપુરી સાહબ**

'તબ્લીગ' માસિક, આણંદ નવેમ્બર–૧૯૯૧

૧૦

**'મેમન વેલફેર'** પખવાડિક, મુંબઈમાં તા. ૧–૧૨–૧૯૯૧ થી તા. ૧૫–૨–૧૯૯૨ સુધી સતત પાંચ અંકોમાં શ્રેણીબદ્ધ રીતે એના વિદ્વાન માનદ તંત્રી અને જાણીતા સાહિત્યકાર મુહતરમ જનાબ આદમ નૂર સાહબે પોતાની આગવી અને અનોખી કવિત્વમયં શૈલીમાં 'નકશબંદી ઔલિયા'ના બંને ગ્રંથોનું વિસ્તૃત રસદર્શન અને રસાસ્વાદ **'આરિફોની સોબત'** શીર્ષકથી 'મેમન વેલફેર'ના વાચકોને કરાવેલ છે તે બદલ ખૂબ ખૂબ આભાર. સ્થળ સંકોચના કારણે એ લેખમાળા અત્રે આપી ન શકવાનો ખેદ છે.

૧૧

'ભાઈ અબ્દુલકાદિરની કલમથી ગુજરાતની પ્રજા પરિચિત છે જ. સૌને વાંચવાને ગમે એવા માહિતીસભર પુસ્તક "નકશબંદી ઔલિયા"એ ખરેખર એક ખોટને પૂરી છે. જેમના જીવન આપણા જીવનને પથદર્શન કરાવી શકે એવા આ પુસ્તકનું વાચન સૌ કોઈના માટે જરૂરી છે. એની ભાષા સરળ અને પ્રસંગો રસપૂર્ણ હોવાથી એ સૌ કોઈને ગમી જશે.'

**—'ખાતૂન' માસિક, નવાગામ કરારવેલ, (જિ. ભરૂચ) એપ્રિલ ૧૯૯૧** ☆

દીની તાલીમ સાથે ટેકિનકલ તાલીમ માટેનું અનોખું વિદ્યાલય

# જામેઆ હિદાયત

રામગઢ રોડ, જયપુર—દિલ્હી નેશનલ હાઈવે નં. ૮,
બંધ ગેઈટ બહાર, મુ. **માનપુર સરવા** પોસ્ટ : જય સિંગપુર ખોર,
**જયપુર** (રાજસ્થાન) પીન ૩૦૩ ૧૧૮

□

### પ્રવેશ લાયકાત

### ઉચ્ચ અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ પાંચ વર્ષનો છે; અને ગ્રેજ્યુએટની સમકક્ષ છે. એમાં દાખલ થવા માટે કોઈ જાણીતા મદ્રેસામાં તાલીમ મેળવેલી હોવી જોઈએ. દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૫ વર્ષ અને વધારેમાં વધારે ૧૭ વર્ષ હોવી જોઈએ. નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે.

૧ ફિકહમાં 'નૂરુલ ઈઝાહ'ની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'અલ કિરાતુલ રાશિદહ' ભાગ–૩ સુધી.
૩ નહવમાં 'હિદાયતતુન્નહવ' સુધી.

### ઉચ્ચ અભ્યાસનું બીજું વર્ષ

એમાં નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે. દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૬ વર્ષ અને વધારેમાં વધારે ૧૮ વર્ષ હોવી જોઈએ.

૧ ફિકહમાં કુદૂરીની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'મન્સૂરાત'ની કક્ષા સુધી.
૩ નહવમાં 'કતરૂન્નિદા' ની કક્ષા સુધી.
૪ અંગ્રેજી ભાષાનું જ્ઞાન દસમા ધોરણની કક્ષા સુધી.

## પૂર્વ તૈયારીના અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ માધ્યમિક શાળાઓમાંથી આવનારા વિદ્યાર્થીઓને 'જામેઆ હિદાયત'ના ઉચ્ચ અભ્યાસક્રમમાં દાખલ થવાને લાયક બનાવવા માટે છે. એમાં દાખલ થવા માટે :

૧ માધ્યમિક શાળાનું ધો. ૮ પાસ કરેલું હોવું જોઈએ.
૨ ધોરણ આઠની કક્ષા સુધીનું ઉર્દૂનું જ્ઞાન હોવું જોઈએ.
૩ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.
૪ દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી ૧૩ વર્ષ અને વધારેમાં વધારે ૧૫ વર્ષ હોવી જોઈએ.
૫ કસોટી લઈને પછી દાખલ કરવામાં આવશે.

### હિફ્ઝ અને કિરાઅત

એમાં દાખલ થવા માટે :

૧ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.
૨ કસોટી લઈને દાખલ કરવામાં આવશે.
૩ દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી આઠ વર્ષ અને વધારેમાં વધારે પંદર વર્ષ હોવી જોઈએ.

### સૂચના

૧ 'જામેઆ'માં માત્ર છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે.
૨ 'જામેઆ'નું શિક્ષણ-વર્ષ શવ્વાલ માસથી શરૂ થાય છે.
૩ 'જામેઆ' ના છાપેલા ફોર્મમાં અને નક્કી કરેલી તારીખ સુધીમાં કરેલી અરજીઓ જ સ્વીકાર્ય છે.
૪ 'જામેઆ' માં હવે કોમ્પ્યુટરનો કોર્સ પણ શરૂ થયો છે.
૫ સાત વર્ષના છોકરાને પ્રાથમિક વર્ગમાં પ્રવેશ મળે છે.
૬ હોસ્ટેલમાં રહેવુ અને જમવું દરેક વિદ્યાર્થી માટે ફરજિયાત છે.
૭ હોસ્ટેલમાં રહેવા-જમવાનો ખર્ચ દર માસે ભરવો પડશે.
૮ ગરીબ વિદ્યાર્થીઓએ માફી મેળવવા માટે અરજી કરવાની રહેશે.

૯ દરેક વિદ્યાર્થીએ યુનિફોર્મ પહેરવો ફરજિયાત છે.

૧૦ 'જામેઆ હિદાયત'નો મૂળ હેતુ દીની તાલીમ તેમ જ ઉર્દૂ, ફારસી અને અરબી ભાષાઓનું શિક્ષણ આપવાનો છે તથા તે માટેનો જ ડીગ્રી કોર્સ છે. પરંતુ વિદ્યાર્થીઓમાં લઘુતા-ગ્રંથિ ન બંધાય તેમ જ શિક્ષણ મેળવ્યા પછી આર્થિક રીતે પગભર થઈ શકે તે માટે ગૌણ (પેટા) વિષય તરીકે જ ટેકિનકલ તાલીમ તેમ જ વિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, હિંદી, અંગ્રેજી વગેરે વિષયોનું શિક્ષણ મર્યાદિત કક્ષામાં આપવામાં આવે છે.

## પ્રવેશ મેળવવાની વિધિ

૧ રજબ માસના અંતમાં નીચેના સરનામે રૂપિયા દસ મની-ઓર્ડરથી મોકલી દાખલ થવા માટેનું અરજી પત્રક અને અભ્યાસક્રમ વગેરેની માહિતી પુસ્તિકા મંગાવો.

૨ અરજી પત્રક સંપૂર્ણ ભરીને નક્કી કરેલી તારીખ સુધીમાં પરત મોકલો.

૩ અરજી પત્રક મળ્યા પછી ઈન્ટવ્યુ માટે રૂબરૂ બોલાવવામાં આવશે.

૪ ઈન્ટવ્યુ લીધા પછી, ઈન્ટવ્યુ કમિટી પ્રવેશ માટે નિર્ણય લેશે.

પત્ર વ્યવહાર માટે સરનામું

**રજિસ્ટ્રાર 'જામેઆ હિદાયત'**

પો. બો. નં. ૨ જયપુર (રાજસ્થાન) ૩૦૨૦૦૧



: હઝરત સાહબનું ઘરનું સરનામું :

**હઝરત મૌ. શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ, મુજદ્દિદી(દા.બ.)**

હાલુકાન સ્ટ્રીટ, ખેઝરેકા રાસ્તા, ઈન્દિરા બજાર,

દુકાન નં. ૮૮ અને ૮૯ વચ્ચેની ગલી, જયપુર–૧

ફોન : ૬૧૨૪૭ (ઘર), ૪૪૨૭૯ (જામેઆ) ૬૯૯૩૫ (ઓફિસ)



# આધાર ગ્રંથો


૧ 'કુરઆન મજીદ અને ગુજરાતી તરજુમો'
(અરબી–ગુજરાતી) ૧૯૭૧
ભાષાંતરકાર : મૌલવી અબ્દુર્રહીમ સાદિક સાહબ (રહ.)
પ્રકાશક : સાદિક બુક ડેપો, રાંદેર (સુરત)

૨ 'અનવારુલ આરિફીન' (ગુજરાતી લિપ્યંતર) ૧૯૮૫
લેખક : સૂફી સૈયદ આબિદમીયાં નકશબંદી મુજદ્દીદી (રહ.)
પ્રકાશક : બઝમે રુકનુદ્દીન, ત્રણ દરવાજા, અમદાવાદ

૩ 'અબ્દાલિય્યહ' (ઉર્દૂ અનુવાદ) ૧૯૭૮
લેખક : હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)
અનુવાદ : મુહમ્મદ નઝીર રાંઝા નૌશાહી નકશબંદી મુજદ્દિદી
પ્રકાશક : ઈસ્લામિક બુક ફાઉન્ડેશન, લાહોર (પાકિસ્તાન)

૪ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી અનુવાદ) ૧૯૮૦
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા
પ્રકાશક 'જામેઆ હિદાયત', જયપુર, 'અંજુમને હિદાયત'સુરત

૫ 'ઉમ્દતુસ્સુલૂક' (ઉર્દૂ) ૧૯૭૩
લેખક : હઝરત મૌ. સૈયદ ઝવ્વાર હુસૈન સાહબ (રહ.)
પ્રકાશક : ઈદારએ મુજદ્દિદીય્યહ, કરાંચી (પાકિસ્તાન)

૬ 'કરામાતે મૂસવિય્યહ' (ઉર્દૂ)
લેખક : મૌલાના અબ્દુસ્શકુર સાહબ લખનવી (રહ.)
પ્રકાશક : હાજી ઈસ્માઈલ મેહતર, સેંટ આંદ્રે (રીયુનિયન)

૭ 'ખ્વાજા બાકીબિલ્લાહ ઔર સાહબઝાદગાન વ ખુલ્ફા'
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી અમરોહી
પ્રકાશક : અલ ફુર્કાન બુક ડેપો, ૩૧ નયા ગાંઉ, લખનવ

૮ 'ગુલશને ગુજરાત' (ગુજરાતી) ૧૯૮૨
લેખક : હઝરત મૌ. અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)
પ્રકાશક : દારુલ ઉલૂમ અશરફીય્યહ અરબીય્યહ, રાંદેર

૯ 'જવાહરે ઉલૂય્યહ' (મૂળ ફારસીનો ઉર્દૂ અનુવાદ)
લેખક : હઝરત શયખ રઉફ અહમદ મુજદ્દિદી (રહ.)
પ્રકાશક : અલ્લાહવાલેકી કવમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૧૦ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' (ઉર્દૂ) ૧૯૮૮
લેખક : જનાબ મુહમ્મદ સાદિક કસૂરી સાહબ
પ્રકાશક : ઝિયાઉલ કુર્આન પબ્લીકેશન્સ, લાહોર (પાકિસ્તાન)

૧૧ 'ઝુબ્દતુલ મકામાત' (મૂળ ફારસીનો ઉર્દૂ અનુવાદ)
લેખક : મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)
પ્રકાશક : અલ્લાહવાલેકી કવમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૧૨ 'નફહાતુલ ઉન્સ' (મૂળ ફારસીનો ઉર્દૂ અનુવાદ ૧૯૫૬)
લેખક : હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી નકશબંદી (રહ.)
અનુવાદક : મૌલાના હાફિઝ સૈયદ અહમદઅલી ચિશ્તી નિઝામી
પ્રકાશક : અલ્લાહવાલેકી કવમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૧૩ 'સુવેનિર' (સિલ્વર જ્યુબિલી યાદગાર) ૧૯૬૮
સંપાદકો : અ. કાદિર હાફિઝ નૂરુદ્દિન અને શરફુદ્દિન શરફ
પ્રકાશક : ધી પટની કો-ઓપરેટિવ ક્રેડિટ સોસાયટી લિ., સુરત

૧૪ 'મશાઈખે નકશબંદિય્યહ' (ઉર્દૂ) ૧૯૮૫
લેખક અને પ્રકાશક : હઝરત મૌલાના અબ્દુલ મુસ્તફા આ'ઝમી સાહબ

૧૫ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી અનુવાદ) ૧૯૮૩
લેખક, અનુવાદક અને પ્રકાશક : નં. ૪ પ્રમાણે

૧૬ 'યાદે ઐયામ' (ગુજરાતી અનુવાદ) ૧૯૮૬
લેખક : હઝરત મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય હસની (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા
પ્રકાશક : 'મજલિસે તહકીકાત વ નશ્રીયાતે ઈસ્લામ,' લખનવ

૧૭ 'રસાઈલે નકશબંદિય્યહ' (ઉર્દૂ અનુવાદ)
અનુવાદક : પીરઝાદા મુહમ્મદ ઈકબાલ ફારૂકી
પ્રકાશક : 'મકતબએ નબવીય્યહ', લાહોર (પાકિસ્તાન)

૧૮ 'રિસાલએ ઉન્સિય્યહ' (ઉર્દૂ અનુવાદ)
લેખક : હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)
અનુવાદક અને પ્રકાશક : નં. ૧૭ પ્રમાણે

૧૯ 'સીરતે બાકી' (ઉર્દૂ)
લેખક : સૈયદ અઝીઝ હસન બકાઈ સાહબ
પ્રકાશક : મકતબા દારુલ ફુરકાન, દિલ્હી

૨૦ 'સૂરત સોનાની મૂરત' (ગુજરાતી) ૧૯૫૮
લેખક અને પ્રકાશક : ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ, સૂરત

૨૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧ અને ૨ (ઉર્દૂ અનુવાદ) ૧૯૮૪
લેખક : હઝરત શયખ બદરુદ્દીન સરહિંદી (રહ.)
પ્રકાશક : નેશનલ હિજરહ કાઉન્સીલ, ઈસ્લામાબાદ

૨૨ 'હાલાતે મશાઇખે નકશબંદિય્યહ મુજદ્દિદીય્યહ' (ઉર્દૂ)
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હસન સાહબ નકશબંદી
પ્રકાશક : અલ્લાહવાલેકી કવમી દુકાન, લાહોર (પાકિસ્તાન)



# હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર

## રહમતુલ્લાહિ અલૈહ

દિલ મેરા બીમારીએ
ઇસ્યાંસે રહેતા હય મલૂલ,
દે શિફા ઇસકો અલાઉદ્દીન (રહ.)
ઝિયાકે વાસ્તે.

## હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) એ પુત્રી પરણાવી

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) નું મુબારક નામ મુહમ્મદ બિન મુહમ્મદ બુખારી (રહ.) હતું.

બાળપણથી જ આપને ફકીરી તરફ આકર્ષણ હતું. જ્યારે આપના પિતાનું અવસાન થયું ત્યારે આપે પિતાના વારસામાંથી કાંઈ લીધું નહિ. આપ એક મદ્રેસામાં શિક્ષણ મેળવવા માટે દાખલ થઈ ગયા.

આપ પુખ્ત વયના થયા પરંતુ મદ્રેસામાં શિક્ષણ મેળવાનું હજુ ચાલુ હતું ત્યારે એક દિવસે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) કસરે આરિફાંથી તે મદ્રેસામાં તશરીફ લાવ્યા. ખ્વાજા અલાઉદ્દીન (રહ.) પોતાની ઓરડીમાં ફાટેલી તૂટેલી ચટાઈ ઉપર, એક ઈંટ પર માથું ટેકવી, એક પુસ્તકના અભ્યાસમાં મશગૂલ હતા.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની નૂરાની શિકલ અને સૂરત જોઈને આપ સન્માન માટે ઊભા થઈ ગયા અને હઝરત ખ્વાજાને પોતાની જગાએ બેસાડ્યા.

હઝરત ખ્વાજા (રહ.)એ આપમાં બુઝુર્ગીની નિશાનીઓ નીહાળીને ફરમાવ્યું કે,

'જો તમે કબૂલ કરો તો મારી દીકરીના નિકાહ તમારી સાથે કરી દઉં.'

હઝરત અલાઉદ્દીન (રહ.) એ અર્ઝ કરી કે,

'એ મારું સૌભાગ્ય છે. પરંતુ મારી પાસે સામાન કાંઈ નથી!'

હઝરતે ફરમાવ્યું,

'મારી દીકરીના નસીબમાં રિઝક મુકર્રર છે. ગૈબના ખઝાનામાંથી એ મળતું રહેશે. તમે એની ચિંતા ન કરો.'

અને હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ પોતાની એક માત્ર લાડકવાયી દીકરીના નિકાહ ખ્વાજા અલાઉદ્દીન (રહ.) જોડે કરી દીધા.[1]

● ૧ 'તઝકિરએ નકશબંદિયહ ખૈરિયહ' : પા. ૫૨૭
'ખઝીનએ મઆરિફત' પા. ૯૦

## કમાલના દરજ્જે પહોંચ્યા

ઝાહેરી ઈલ્મથી ફારિગ થયા પછી હઝરત ખ્વાજા અલાઉદ્દીન (રહ.) હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને આપથી બૈઅત કરી.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ની આપ પર નઝરેખાસ હતી. મજલિસોમાં પોતાની પાસે બેસાડતા. વારંવાર આપની તરફ તવજ્જુહ ફરમાવતા.

કેટલાક લોકોએ હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ને એનું કારણ પૂછ્યું.

આપે ફરમાવ્યું કે,

'હું તેમને મારી પાસે એટલા માટે બેસાડું છું કે તેમને વરૂ ખાઈ ન જાય ! તેમનો નફસ રૂપી વરૂ હમેશાં તત્પર છે, એટલે પ્રત્યેક પળે હું તેમનો હાલ પૂછતો રહું છું.'

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ની ખાસ તવજ્જુહના કારણે આપ ઘણા જલ્દી કમાલના દરજ્જે પહોંચી ગયાં.

### 'અલાઉદ્દીને મારો બોજ હલકો કરી દીધો !'

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ પોતાની જિંદગીમાં જ ઘણાં તાલિબોની તરબિયત હઝરત ખ્વાજા અલાઉદ્દીન (રહ.)ને સોંપી દીધી.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવતા હતા કે,

'અલાઉદ્દીને મારો બોજ હલકો કરી દીધો !'

### 'ત્યાંસુધી મેં ખુદાને ન ઓળખ્યો !'

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ) થી ઘણાં અનવારે વિલાયત અને આસારે વિલાયત સંપૂર્ણ કક્ષાએ પ્રગટ થયા. આપની મુબારક તરબિયત અને સુહબતના કારણે કેટલાંય તાલિબો ફેન્ઝ અને નુકસાનના દરજ્જામાંથી નીકળીને કુર્બ અને કમાલના દરજ્જે પહોંચી ગયા.

મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) પોતાની મશહૂર કિતાબ 'નફહાતુલ ઉન્સ'માં લખે છે કે,

આ ફકીરે કેટલાક બુઝુર્ગોથી સાંભળ્યું છે કે, મુહક્કીક (સંશોધક) ઉલમાના પેશવા અને અનેક મોટી મોટી કિતાબોના લેખક સૈયદ શરીફ જરજાની (રહ.) હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ના મુરીદ હતા. તેઓ હઝરતના ખાદિમો અને સેવકોથી ખૂબ ચાહત અને ઈખ્લાસ ધરાવતા હતા.

મૌલાના સૈયદ શરીફ જરજાની (રહ.) ઘણી વાર કહ્યા કરતા હતા કે,

'જ્યાં સુધી હું શેખ ઝૈનુદ્દીનઅલી કુલાલ (રહ.) ની સુહબતમાં પહોંચ્યો ન હતો ત્યાં સુધી રફસ (નૃત્ય) થી મુક્તિ મેળવી ન હતી અને જ્યાં સુધી ખ્વાજા અલાઉદ્દીન કુદ્દેસ સિર્રુહૂ થી મળ્યો નહિ ત્યાં સુધી ખુદાને ન ઓળખ્યો!'[1]

## હઝરત ખ્વાજા પારસા (રહ.) બૈઅત થયા

હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના અગ્રણી ખલીફા હતા. આપનો પરિચય 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજામાં પાના નંબર ૨૮૯, ૨૯૦ અને ૨૯૧ ઉપર આવી ગયો છે.

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ફરમાવતા કે,

'જે કંઈ પારસા કહે છે, અલ્લાહ તઆલા તે જ પ્રમાણે કરે છે પરંતુ પારસા અલ્લાહ આલાની રઝા પર છે, અને તેના ખિલાફ કંઈ કહેતા નથી.'

વળી આપ ફરમાવતા કે,

'કુર્બે ઈલાહીના જે મરતબાઓ મને બારગાહે ઈલાહીથી હાસિલ થયા હતા, તે બધાં પારસાએ હાસિલ કર્યા, મારા ઝહૂરથી મકસૂદ મુહમ્મદ (પારસા)નો છે'.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) એમ પણ ફરમાવતા હતા કે,

'જે મને જોવાની આરઝૂ ધરાવતો હોય,
તે ખ્વાજા મુહમ્મદ પારસાને જોઈ લે!'

□

• ૧ 'નફહાતુલ ઉન્સ' : પા. ૪૧૯

હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.) આટલી ઊંચી કક્ષાના બુઝુર્ગ હોવા છતાં, હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ના ઈન્તેકાલ બાદ, હઝરતના તમામ મુરીદો જ્યારે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) થી બૈઅત થઈ ગયા, ત્યારે આપ પણ તેમનાથી બૈઅત થઈ ગયા અને લાંબા સમય સુધી ફૈઝ હાસિલ કરતા રહ્યા।

હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.) જેવા ઊંચ કક્ષાના બુઝુર્ગ અને હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના ખલીફા જેમનાથી બૈઅત થઈને ફૈઝ હાસિલ કરતા હોય તેવા હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)ના ઊંચ દરજ્જાનો કોઈ શું અંદાજો લગાવી શકે।

**હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) પણ બૈઅત થયા**

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.) પણ મહાન બુઝુર્ગ, આલિમ અને અનેક મહત્વની કિતાબોના લેખક છે. આપે પણ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) થી બૈઅત થઈ ફૈઝ હાંસિલ કર્યો હતો અને ખિલાફતથી મુશર્રફ થયા હતા છતાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ના ઈન્તેકાલ બાદ આપ (રહ.) પણ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) થી બૈઅત થઈ ફૈઝ હાંસિલ કરતા રહ્યા. તો હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)નો દરજ્જો કેટલો બુલંદ હશે!

હઝરત ખ્વાજા મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.)ના હાલાત ઈન્શાઅલ્લાહ હવે પછીના પ્રકરણમાં વિસ્તારથી લખવામાં આવશે.

**કુત્બુલ વકત**

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.) પોતાની મશહૂર કિતાબ 'અબ્દાલિય્યહ'માં લખે છે કે,

'ખ્વાજા નકશબંદ (રહ.) પછી આપના ખલીફા અલાઉદ્દીન અત્તાર (રહ.) કુત્બુલ વકત હતા. એ દઅવાની દલીલ એ છે કે

કુત્બની જે અલામતો (નિશાનીઓ) હોય છે તે તેમનામાં મોજૂદ હતી. ઉઝલતી (ગોશાનશીન બુઝુર્ગો) તેમની પાસે આવતા રહેતા હતા, જેની મારા મિત્રોને ખબર હતી...

'આ ફકીરને (મને) હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ના કુત્બ હોવામાં મુંઝવણ હતી. એક દિવસે ફજરની નમાઝમાં

'તિલ્કર્રુસુલુ ફદ્દલના બઅદહુમ અલા બઅદ'.[1]
આ રસૂલોમાં પણ અમે એકને બીજા પર ફઝીલત
(શ્રેષ્ઠતા) આપી છે.

ની કિરાઅત કરવાનો સંજોગ થયો. જ્યારે મસ્જિદથી પાછાં આવ્યા ત્યારે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) એ મને પૂછ્યું કે,

'કેટલાક અંબિયા (અલૈ.) ને કેટલાક અંબિયા (અલૈ.) પર જે ફઝીલત હોય છે, તેવું ઔલિયાના સમૂહમાં પણ જોવામાં આવે છે ખરું ?'

મેં જવાબ આપ્યો, 'હાં.'

તેમણે ફરમાવ્યું કે,

'જો કોઈ આ દરગાહનો કૂતરો હશે તો મુબારક હશે.

અને તમે જે ગુમાન કરો છો તે દુરૂસ્ત છે.

અલહમ્દુલિલ્લાહિલ્લઝી હદાના લિહાઝા
વમા કુન્ના લ નહતદિય લવલા અન હદાનલ્લાહ.[2]
અલ્લાહનો લાખ લાખ એહસાન છે જેણે મને આ મકામ
સુધી પહોંચાડ્યો. જો અલ્લાહ તઆલા મને ન
તો પહોંચાડતે કદી પહોંચી ન શકતે.'[3]

● ૧ પારો : ૩, સુરએ 'બકર', આયત : ૨૫૩
૨ પારો : ૮ , સુરએ 'અઅરાફ', આયત : ૪૩
૩ 'અબ્દાલિય્યહ' : પા. ૨૬, ૨૭,

## આવી અનેક કરામતો જાહેર થઈ છે!

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.) પોતાની કિતાબ 'અબ્દાલિય્યહ' માં જ લખે છે કે,

સુલતાન મહમૂદ ગઝનવી (રહ.) ના સમયમાં હિન્દુસ્તાનથી એક પંડિત હિન્દુસ્તાનના મહારાજાનો સંદેશો લઈને ગઝની આવ્યો.

તે કહેવા લાગ્યો કે,

'હિન્દુસ્તાનના લોકોનો મઝહબ (હિન્દુ ધર્મ) સાચો છે. છે કોઈ એવો શખ્સ જે એ વિષે મારી સાથે વાદ-વિવાદ કરે જેથી ઈસ્લામ તથા હિન્દુ ધર્મ બંનેની હકીકત જાહેર થઈ જાય. અને જે સત્ય હોય તેને કબૂલ કરી લેવામાં આવે.'

સુલતાન મહમૂદ ગઝનવી અને તેના તમામ દરબારીઓ, આલિમો, અમીરો, અધિકારીઓ હાજર થયા પરંતુ આ વિષય વિષે હિન્દુસ્તાની પંડિત સાથે વાદ-વિવાદ કરવાની કોઈ એકની પણ હિંમત ન થઈ!

શૈખ અબૂલ હસન ગઝનવી (રહ) ઈલ્હામે રબ્બાની (અલ્લાહ તરફથી અંતઃપ્રેરણા) થવાથી એ મજલિસમાં હાજર થયા. આપ એ મજલિસમાં હિન્દુસ્તાની પંડિત જોડે કેટલોક સમય સુધી ચૂપચાપ બેસી રહ્યા.

કેટલાક સમય પછી પેલા પંડિતે શૈખ (રહ.) થી પૂછ્યું,

'મારી સૈર ક્યાં સુધી હતી?'

(અર્થાત : અત્યારે અહીં બેઠાં બેઠાં મારો આત્મા ક્યાં ફરીને આવ્યો તે કહી શકો છો?!)

શૈખે ફરમાવ્યું,

'સરાન્દીપ[1] સુધી.'

તેણે કહ્યું,

'કોઈ નિશાની બતાવો.'

શૈખે કહ્યું,

● ૧ સરાન્દીપ : એક સ્થળનું નામ છે.

'સરાન્દીપના એક ગામમાં લોકો લીલાં મરચાં વીણતાં હતા. અને તેઓની નજીક હાથીઓ હતા !'

પંડિતે કહ્યું,

'તમે સાચું કહો છો.'

શૈખે ફરમાવ્યું,

'મને અને તમને તો સાચી વાતની જાણ થઈ ગઈ. હવે સુલતાન અને બીજા દરબારીઓને પણ એ વાત પુરવાર કરી બતાવવી જોઈએ.'

પરંતુ પંડિત એ કરી ન શક્યો.

શૈખ (રહ.) એ પોતાના પહેરણમાંથી હાથ બહાર કાઢ્યો તો આપના હાથમાં કેટલાંક લીલાં મરચાં મોજૂદ હતાં.

શૈખે પંડિતને કહ્યું કે,

'એને ખાઓ ! હું આ મરચાં સરાન્દીપના લોકોથી માંગીને લાવ્યો છું !'

પંડિત નવાઈ પામ્યો અને કહ્યું કે,

'આ પ્રકારનાં કાર્યો કરવાની મારી મજાલ નથી.'

તે પછી શૈખે ફરમાવ્યું કે,

'તમે આ ભૌતિક જગતમાં (દુનિયામાં) સૈર કરી અને હું તમારી સાથે રહ્યો. આવો હવે આપણે પરલોકની સૈર કરીએ !'

પંડિતે કહ્યું,

'મારી એ શક્તિ નથી. એ તો ઇસ્લામથી જ પ્રાપ્ત થાય છે !'

તે પછી એ પંડિત મુસલમાન થઈ ગયો અને હિન્દુસ્તાન પાછો ફર્યો જેના કારણે હિન્દુસ્તાનમાં ઈસ્લામને ઘણી સફળતા મળી.

□

ઉપરોક્ત બનાવ વર્ણવ્યા પછી હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.) લખે છે કે,

આ પ્રકારના બનાવો, મહાન મશાઈખોથી, ખાસ કરીને મારા શૈખ કુત્બુલ વાસિલીન હઝરત ખ્વાજા બહાઉલ હક વદ્દીન અલ બુખારી (હઝરત ખ્વાજા નકશબંદ રહ.) થી અને એમના ખલીફા

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અતાર (રહ.)થી અસંખ્ય જાહેર થયા છે. એ બનાવો મેં અને એમના સમકાલીન લોકોએ જોયા છે.

દાખલા તરીકે :

ખ્વાજા નકશબંદ (રહ.)ની કક્ષા જાણવા માટે બુખારાના આલિમો હઝરતની ખિદમતમાં આવ્યા. મૌલાના હમીદુદ્દીન શાશી, જેઓ મહાન આલિમ હતા તેમના પર ખ્વાજા નકશબંદ (રહ.)એ તવજજુહ ફરમાવી. તે પછી તેમના ઘૂંટણ પર હાથ મૂકતાં જ તેમની આંખો સામેથી પરદાંઓ હટી ગયાં અને આકાશોનું અવલોકન કર્યું જેને આલિમોએ દલીલ વગર સ્વીકારી લીધું.

□

ખ્વારઝુમમાં મુઅતઝલી (ફિર્કાના) એક માણસે એક સુન્ની સાથે મુનાઝિરો કર્યો પરંતુ એ જ શખ્સ જ્યારે હઝરત ખ્વાજા અલાઉદ્દીન (રહ.) ની મજલિસમાં આવ્યો તો દલીલ કરવા વગર અને આનાકાની કરવા વગર સુન્ની થઈ ગયો![1]

## 'અલાઈય્યહ' તરીકો

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)નો એક ખાસ તરીકો છે જેને 'તરીકએ અલાઈય્યહ' કહેવામાં આવે છે. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) એ પોતાના મકતૂબાત શરીફમાં, દફતર અવ્વલ, મકતૂબ (પત્ર)નં. ૨૯૦માં એ તરીકાની ઘણી પ્રશંસા કરી છે.

આપ લખે છે કે,

'આપ (હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) પોતાના સમયના કુત્બે ઈરશાદ હતા એટલા માટે આપે પણ આ પ્રકારનો જઝબહ પ્રાપ્ત કરવા માટે એક તરીકો (પદ્ધતિ) અપનાવ્યો અને એ તરીકો આપના ખાનદાનના ખલીફાઓમાં "તરીકએ અલાઈય્યહ" ના નામથી મશહૂર છે. બેશક એ તરીકો ખૂબ જ બરકતવાળો છે અને એ તરીકાનો થોડો અંશ પણ બીજાઓના વધારે પ્રમાણ કરતાં વધારે ફાયદાકારક છે.'[2]

● ૧ 'અબ્દાલિય્યહ' પા. ૨૦-૨૧

૨ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' : પા. ૫૨૮

## આપ(રહ.) ની સુહબતની અસર

બુખારામાં આલિમોની એક જમાઅતમાં 'દીદારે ઈલાહી' વિષે મતભેદ અને વાદ-વિવાદ થયો. તેઓએ બધાંએ સર્વસંમતિથી હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)ને નિર્ણાયક નક્કી કર્યા અને આપની ખિદમતમાં હાજર થઈને વિનંતી કરી કે આ બાબત વિષે આપ નિર્ણય આપો.

એ આલિમોમાંથી કેટલાક આલિમો મુઅતઝલહ ફિર્કા તરફ ઢળતા હતા અને 'દીદારે ઈલાહી'ના ઇનકાર કરનાર કરતા હતા. હઝરતે ઈનકાર કરનારા આલિમોને બોલાવ્યા અને ફરમાવ્યું :

'ત્રણ દિવસ તમે ચુપચાપ બાવુઝુ મારી સુહબતમાં રહો ! તે પછી હું નિર્ણય જણાવીશ'.

તે આલિમોએ એ પ્રમાણે કર્યું. ત્રીજા દિવસના અંતે તેઓ પર એવી કૈફિયત છવાઈ ગઈ કે બેહોશ થઈને જમીન પર આળોટવા લાગ્યા. જ્યારે તેઓ હોશમાં આવ્યા તો ખૂબ જ વિનમ્રતાથી અરજ કરવા લાગ્યા કે,

'અમે દીદારે ઈલાહી પર ઈમાન લાવીએ છીએ !'

તે પછી તેઓ કદી હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)ની ખિદમતથી અલગ ન થયા.[1]

## આપ (રહ.) નો કશ્ફ

આપ (રહ.) ના એક મુરીદે એકાંતમાં એક ઓરત પર બૂરી નજર કરી. તે જ્યારે હઝરતની ખિદમતમાં હાજર થયો ત્યારે બીજી વાતો કરતો રહ્યો પરંતુ પેલી વાતનો ઉલ્લેખ ન કર્યો.

હઝરતે તેના તરફ ગુસ્સાથી જોઈને ફરમાવ્યું કે,

'પેલી વાત કર નહિતર હું પોતે બતાવીશ.'

આ સાંભળીને તે મુરીદ ખૂબ જ છોભીલો પડી ગયો અને પોતાના બૂરા કાર્ય માટે તૌબા કરી.

• ૧ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' : પા ૫૨૯

## 'તે હું છું!'

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.) પોતાની મશહૂર કિતાબ 'રિસાલએ ઉન્સિય્યહ' માં લખે છે કે,

મેં ખ્વાજા અલાઉદ્દીન (રહ.) થી સાંભળ્યું છે. આપ ફરમાવ્યા કરતા હતા કે,

હઝરત ખ્વાજા મુહમ્મદઅલી હકીમ તિરમિઝી (રહ.) પોતાની કિતાબોમાં લખે છે કે, બુખારામાં એક મજ્ઝૂબ ઝાહિર થશે. તેમને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વિલાયતથી ચાર દાંગ[1] આલમ પ્રાપ્ત થશે. અને તે હું છું ![2]

## શફાઅતનો મરતબો મળ્યો

હઝરત મુહમ્મદ પારસા (રહ.) લખે છે કે, હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) પોતાની વફાતથી સાત વરસ પહેલાં હિજરીસન ૭૯૫ ના શાબાન માસની શરૂઆતમાં ચુગાનિયાથી હઝરત ખ્વાજા બુઝુર્ગ નક્શબંદ (રહ.) ના મઝારે મુબારકની ઝિયારતના માટે રવાના થયા. આપ અઢાર (૧૮) દિવસ પછી બુખારા પહોંચ્યા. (શાબાન અને રમઝાન માસ ત્યાં જ વીતાવી) શવ્વાલ માસની શરૂઆતમાં પાછાં આવ્યા.

રમઝાન ઈદની રાતે આપ (રહ.) બુખારામાં જ હતા. તે રાતે હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.)ના એક દુરવેશે[3] ખ્વાબમાં જોયું કે એક ઘણી મોટી શાનદાર બારગાહ છે. હઝરત ખ્વાજા અલાઉદ્દીન (રહ.) હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.) ની સાથે તે બારગાહની નજીક છે. જાણવા મળ્યું કે એ બારગાહ હઝરત રિસાલત મઆબ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની છે.

હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.) ઝિયારતના માટે એ બારગાહમાં દાખલ થયા અને થોડા સમય પછી ત્યાંથી ખૂબ જ ખુશ અને આનંદિત થતા પાછા આવ્યા.

૧ દાંગ : છ રતીનું વજન ; અને, દિશા, તરફ

૨ 'રસાઇલે નક્શબંદિય્યહ' પા. ૧૧૫

૩ શક્ય છે કે એ દુરવેશ બીજું કોઇ નહિ પરંતુ હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.) પોતે જ હોય

આપે ફરમાવ્યું કે,

'મને એ કરામત આપવામાં આવી છે કે જે શખ્સ મારી કબરની ચોતરફ (ફરતે) સો-સો ફરસંગ (આશરે ૩૭૫ કિલોમિટર)ની અંદર દફન થશે, હું અલ્લાહના હુકમથી તેની શફાઅત કરીશ.

'અને અલાઉદ્દીનને તેની કબરથી ચારે તરફ ચાલીસ ફરસંગ (આશરે ૧૫૦ કિલોમિટર) સુધી શફાઅતનો મરતબો આપવામાં આવ્યો છે.

'અને મારા મુહિબ્બો (ચાહકો) તેમ જ પૈરવી કરનારાઓને તેઓની કબરોથી એક-એક ફરસંગ (આશરે પોણા ચાર કિલોમીટર) સુધી શફાઅત કરવાનો મરતબો મળ્યો છે.'[1]

## મોત વેળાની બીમારી

રજબ મહિનાની બીજી તારીખે શનિવારના રોજ માથાના દુઃખાવાથી આપ (રહ.) ની મોત વેળાની બીમારી શરૂ થઈ.

મોત વેળાની બીમારીમાં આપ હઝરત ખ્વાજા બુઝુર્ગ ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ને ત્યાં (પોતાની પાસે) હાજર નિહાળતા હતા. તેમ જ તેમની સાથે વાતો કરતા હતા અને તેમની વાતોને સાંભળતા હતા.[2]

## આખરી વસીયતો

મોત વેળાની બીમારીમાં આપે ફરમાવ્યું કે, 'મને એ સિવાય કોઈ વસ્તુનો વિચાર નથી આવતો કે જ્યારે મિત્રો આવશે અને મને ન જોશે તો નિરાશ થશે તેમ જ પાછાં ચાલ્યા જશે!'

□

આપે ફરમાવ્યું કે

'રસ્મો, રિવાજો અને આદતોને છોડી દો!

૧ 'મશાઈએ નકશબંદિય્યહ મૌરિય્યહ' : પા. ૫૨૯, ૫૩૦
૨ 'મશાઈએ નકશબંદિય્યહ' મૌરિય્યહ' : પા. ૫૨૯
૨ 'હઝરાતુલ કુદ્દસ' ભા. ૧, પા. ૨૨૨

લોક પ્રથાથી વિરુદ્ધ કામ કરતા રહો!
આપસમાં સંપ રાખો!
હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની
પધરામણી
બશરીયત (માનવીય) રસ્મો અને આદતોને મિટાવવા માટે, તેમ જ સુન્નતની આદતો સ્થાપવા માટે થઈ હતી. દરેક કામોમાં ઈહતિયાત અને અઝીમત પર અમલ કરો! બુઝુર્ગોની સુહબત સુન્નતે મુઅક્કિદહ છે. એના પર કાયમ રહો!"[1]

### વફાત

રજબ મહિનાની વીસમી તારીખે બુધવારે ઈશાની નમાઝ બાદ ઉપર લખેલી વસીયતો ફરમાવતા ફરમાવતા ઊંચે બુલંદ અવાજે કલમએ તૌહિદ પઢવો શરૂ કર્યો અને ઈન્તેકાલ ફરમાવ્યો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

હિજરી સન પ્રમાણે ૮૦૨ અને ઈસ્વીસન પ્રમાણે ૧૪૦૦નું એ વરસ હતું.

### મઝારે મુબારક

આપ (રહ.) નો મઝારે મુબારક સોવિયેટ રશિયાના ઉઝબેકિસ્તાન રાજ્યમાં, બુખારા પ્રાંતમાં ચુગાનિયા (જફાનિયા) નામના સ્થળે આવેલો છે.

### તારીખે વફાત

નીચેના શબ્દસમૂહોમાંથી આપ (રહ.) ની વફાતની સાલ હિજરી સન ૮૦૨ ના અદદ નીકળે છે.

'વલીયુલ્લાહ મખ્દૂમ'
અથવા
'મુકર્રબે બારગાહે બારી બુદહ'

□

## આપ (રહ.) નાં સોનેરી વચનો

જો બંને જગત તાલિબથી અદશ્ય થઈ જાય અને તે બધાંને ભૂલી જાય તો એ મરતબો 'ફના' નો છે.

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પા ૨૨૨

જો સાલિકની હસ્તી પણ સાલિકથી અદૃશ્ય થઈ જાય તો એ મરતબો 'ફનાએફના' નો છે.

□

રિયાઝતનો હેતું એ છે કે શારીરિક સંબંધોથી સંપૂર્ણપણે મુક્ત થઈને આલમે અરવાહ તેમ જ આલમે હકીકતની તરફ સંપૂર્ણપણે ધ્યાનિત થઈ જાય.

□

તરીકતના મશાઈખે ફરમાવ્યું છે કે,

'અત્તૌફિકુ મઅસ્સઅયે'

તૌફિક કોશિશની સાથે હોય છે.

એ જ પ્રમાણે

☆

મુરશિદથી રૂહાનિયતની મદદ પણ એ હદ સુધી થાય છે કે, મુરીદ મુરશિદના હુકમના પ્રમાણે અમલ કરતો રહે.

□

અલ્લાહવાળાઓની સુહબતમાં સતત રહેવાથી અકલે મઆદ[1] વધારે સતેજ થાય છે.

□

સુહબત સુન્નતે મુઅક્કિદહ છે. દરરોજ અથવા એક દિવસના આંતરે ઔલિયાની સુહબતમાં હાજર થવું જોઇએ. જો જાહેરી રીતે ઘણાં દૂર રહેતા હોય તો દર મહિને અથવા બીજા મહિને પોતાના જાહેરી અને બાતિની હાલાત પત્ર મારફતે લખીને જાણ કરતા રહેવું જોઈએ.

## હઝરતના સાહબઝાદા

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)ના સાહબઝાદાનું નામ હઝરત ખ્વાજા હસન અત્તાર (રહ.) હતું. આપના વિલાયતરૂપી વૃક્ષનાં ફળો બળવાન 'જઝબહ' ધરાવતા હતા.

● ૧ અકલે મઆદ : દિવ્ય બુદ્ધિ

જઝબહની સિફત વડે ચાહે તેમાં તસર્રુફ કરતા હતા. જેના પર આપ તસર્રુફ ફરમાવતા તેને આ જહાનના હુઝૂર અને શુઉરના મકામથી ઊંચકીને બેખૂદી અને બેશુઉરીના મકામ સુધી પહોંચાડી દેતા હતા. ગૈબતે ફનાનો જે ઝૌક કેટલાયે મુશાહિદા પછી કવચિત્ થાય છે, તે કેટલાક સાલિકોને ચખાડી દેતા હતા.

તમામ માવરાઉન્નહર, ખુરાસાનના ઈલાકામાં આપના તસર્રુફની કૈફિયત તાલિબો અને ઝાઈરોમાં મશહૂર હતી.

જે શખ્સ આપના હાથ પર બોસો દેતો તે ઢળી પડતો અને તેને ગૈબતે બેખૂદીની દૌલત હાસિલ થઈ જતી. એક દિવસે સવારે આપ ઘરથી બહાર નીકળ્યા. આપના ઉપર કૈફિયત ગાલિબ થઈ. જે શખ્સની નિગાહ આપના ઉપર પડતી તેને બેખૂદીની કૈફિયત થઈ જતી અને ઢળી પડતો.

ખ્વાજગાનના તરીકા પ્રમાણે ક્યારેક આપ શિફાખાનામાં આવતા. અને બીમારોની બીમારીને (પોતાની બાતિની શક્તિ વડે) ઉઠાવી લેતા.

જ્યારે સફરે મુબારકના ઈરાદાથી શીરાઝ તશરીફ લાવ્યા ત્યારે ત્યાંના એક મોટા આલિમ (મૌલાના જલાલુદ્દીન બહબાની) જેઓને આપના તરફ ખૂબ જ સદ્ભાવના હતી તેઓ બીમાર થઈ ગયા. ખ્વાજા બુઝુર્ગ તેમની પાસે આવ્યા. તે અઝીઝ તો આપની તવજ્જુહથી તંદુરસ્ત થઈ ગયા પરંતુ હઝરત ખ્વાજા બીમાર પડી ગયા. એ જ બીમારીમાં આપનો ઈન્તેકાલ થઈ ગયો.

આપનો ઈન્તેકાલ હિજરી સન ૮૨૬માં, સોમવાર અને કુરબાનીની ઈદના દિવસે રાતે થયો. આપનો જનાઝો શીરાઝથી સુગાનિયા લાવવામાં આવ્યો અને આપના વાલિદની પાસે દફન કરવામાં આવ્યા.[1]

● ૧ 'નફહાતુલ ઉન્સ' પાનું ૪૨૭

# હઝરત મૌલાના
# મુહમ્મદયાકૂબ ચરખી
## રહમતુલ્લલાહિ અલૈહ

□

કરલે શયદા અપના
　　　　　ઔર અપને રસૂલે પાક (સલ.) કા,
હઝરતે યાકૂબ ચરખી
　　　　　બાખુદા કે વાસ્તે.

□

### જન્મ

આપનો જન્મ ચરખ નામના ગામમાં હિજરી સન ૭૬૨ (ઈસ્વીસન ૧૩૬૦)માં થયો હતો.

અફઘાનિસ્તાનના ગઝની પ્રાંતમાં ચરખ આવેલું છે.

આપનો વંશ આ પ્રમાણે છે :

ખ્વાજા યાકૂબ (રહ.)ના પિતા ઉસ્માન, તેમના પિતા મહમૂદ તેમના પિતા મુહમ્મદ તેમના પિતા મહમૂદ અલ ગઝનવી બાદમાં ચરખી

### આપ (રહ.)ના મહાન પિતા

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)એ પોતાની તફસીરમાં કેટલીક જગાએ પોતાના વાલિદ બુઝુર્ગવારનો ઉલ્લેખ કરેલો છે જેનાથી જાણવા મળે છે કે તેઓ ખૂબ અભ્યાસી અને વિદ્વાન હતા. વળી પરહેઝગાર અને મુત્તકી હતા. એક દિવસે પડોશીના ઘરથી પાણી લાવ્યા પરંતુ યતીમના પ્યાલામાં હતું એટલે ન પીધું!

નીચેની રૂબાઈ હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)એ પોતાના વાલિદ પાસે પઢી હતી.

ગુઝ ફઝલે તૂ રાહ કે નુમાયદ મારા,
　　ગુઝ જૂદે તૂ બંદગી કે શાયદ મારા;
ગર ચિલ્લએ હર દો કૌન તાઅત દારીમ,
　　બે લુત્ફે તૂ કાર બર નયાયદ મારા.[૧]

ભાવાર્થ :

તારા ફઝલ વગર કોણ મને રાહ બતાવી શકે?
તારી બક્ષિશ સિવાય કોણ બંદગીને લાયક બનાવી શકે?
ભલે ને અનેક ચિલ્લાઓ તારી ઈબાદતમાં લગાવી દઉં,
પરંતુ તારી મહેરબાની વગર એ ફળદાયી કેવી રીતે થઈ શકે?

### તાલીમ અને તરબિયત

આપે કેટલોક સમય જામિઅ હિરાતમાં અને મિસરમાં તાલીમ હાંસિલ કરી. હઝરત શૈખ ઝૈનુદ્દીન ખ્વાફી (વફાત હિજરી સન

● ૧ 'તઝકિરએ નક્શબંદિય્યહ ખૈરિય્યહ' : પા. ૫૩૯

૮૩૩ અથવા ૮૩૪ અથવા ૮૩૮) આપ (રહ.)ના સહાધ્યાયી (હમદર્સ) હતા.

આપ (રહ.)એ હઝરત મૌલાના શહાબુદ્દીન સીરામીથી, જેઓ પોતાના જમાનાના મશહૂર આલિમ હતા, તેમનાથી પણ તાલીમ મેળવી.

ફતાવાની ઈજાઝત આપ (રહ.)એ બુખારાના આલિમોથી મેળવી હતી.

### હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)થી મુલાકાત

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ની ખિદમતમાં હાજર થયા તે પહેલાં આપને તેમનાથી ઘણી અકીદત અને મુહબ્બત હતી.

જ્યારે બુખારાના આલિમોથી ફતાવાની ઈજાઝત મેળવીને પાછા ચરખ જવાનો ઈરાદો કર્યો ત્યારે એક દિવસે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

આપે ખૂબ જ વિનમ્રતાથી અરજ કરી,
'મારી તરફ પણ તવજ્જુહ ફરમાવો!'
હઝરત ખ્વાજાએ ફરમાવ્યું,
'હવે તમે (ચરખ) તરફ સફરની તૈયારીમાં છો ત્યારે?'
આપે વિનમ્રતાથી કહ્યું કે,
'હું આપની ખિદમતમાં રહેવા ચાહું છું.'
હઝરત ખ્વાજાએ પૂછ્યું,
'શા માટે?'
આપે કહ્યું કે,
'આપ બુઝુર્ગ છો અને લોકોમાં મકબૂલ છો એટલા માટે'
હઝરત ખ્વાજાએ ફરમાવ્યું,
'બીજી એનાથી કોઈ સારી દલીલ?
શક્ય છે કે આ કોલ શેતાની હોય!'
હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ) એ કહ્યું કે,
'સહીહ હદીસમાં છે કે:

'જ્યારે અલ્લાહ તઆલા (કોઈ) બંદાને પોતાનો દોસ્ત બનાવે છે ત્યારે તેની મુહબ્બત પોતાના બંદાઓના દિલોમાં નાંખી દે છે.' હઝરત ખ્વાજા મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

'હું અઝીઝી છું!'

હઝરતના આ શબ્દો સાંભળતાં જ મૌલાના યાકૂબ (રહ.) ના અંતરમાં ઉથલપાથલ થઈ ગઈ! આપની હાલત બદલાઈ ગઈ! એનું કારણ એ હતું કે આ બનાવથી એક મહિના પહેલાં મૌલાના યાકૂબ (રહ.) એ એક ખ્વાબ જોયો હતો.

ખ્વાબમાં હઝરત ખ્વાબ નકશબંદ (રહ.)એ આપને ફરમાવ્યું હતું કે,

'મુરીદાને અઝીઝાન શવ'

(અર્થાત : અઝીઝાનના મુરીદ થઈ જાઓ!)

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) એ ખ્વાબને ભૂલી ગયા હતા. જ્યારે હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,

'હું અઝીઝી છું.'

ત્યારે એ શબ્દો સાંભળીને એ ખ્વાબ યાદ આવી ગયો!

તે પછી હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) એ હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) થી ફરી પાછી વિનંતી કરી કે,

'મારી તરફ પણ તવજ્જુહ ફરમાવો!'

હઝરત ખ્વાજા (રહ.) એ ફરમાવ્યું કે,

'એક શખ્સે હઝરત અઝીઝાન (રહ.)થી તવજ્જુહ માંગી તો તેમણે ફરમાવ્યું કે, મને અલ્લાહના સિવાય કંઈ યાદ રહેતું નથી! તમે કોઈ વસ્તુ મારી પાસે રાખો કે જ્યારે તેને જોઉં તો તમે યાદ આવો!'

તે પછી હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ મૌલાના યાકૂબ (રહ.)ને ફરમાવ્યું કે,

'તમારી પાસે એવી વસ્તુ નથી કે જે મારી પાસે મૂકી જાઓ. એટલે મારી એક ટોપી લઈ જાઓ. જ્યારે એને જોઈને તમે મને યાદ કરશો ત્યારે મને પામશો.'

તે પછી ફરમાવ્યું કે,

'આ પ્રવાસમાં મૌલાના તાજુદ્દીનને કોલકના જંગલમાં જરૂર મળજો. તેઓ અલ્લાહના વલી છે.'

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ના દિલમાં વિચાર આવ્યો કે,

'મારો ઇરાદો બલ્ખ જવાનો છે. પછી ત્યાંથી પોતાના વતન (ચરખ) જઈશ. બલ્ખ ક્યાં અને કોલકનું જંગલ ક્યાં?'

## બુખારાથી રવાનગી

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) ફરમાવે છે કે,

'હઝરતથી વિદાય લઈને હું બલ્ખ જવા રવાના થયો. સંજોગવશાત એવી જરૂરત ઊભી થઈ કે મારે કોલકના જંગલમાં જવું પડયું. ત્યારે હઝરત ખ્વાજાનો ઇરશાદ મને યાદ આવ્યો. હું ઘણો નવાઈ પામ્યો.

'મેં અહીં (કોલકના જંગલમાં) મૌલાના તાજુદ્દીનની મુલાકાત લીધી. મૌલાનાની મુલાકાત બાદ હઝરત ખ્વાજા તરફ મારી મુહબ્બત ઓર વધી ગઈ. અને હઝરત ખ્વાજાની મુલાકાત માટે હું ફરી પાછો બુખારા આવ્યો. મેં ઇરાદો કર્યો કે હઝરત ખ્વાજાના દસ્તે મુબારક પર બૈઅત કરી લઉં.'

## એક મજઝૂબથી મુલાકાત

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) પોતે લખે છે કે,

'બુખારામાં એક મજઝૂબ હતા. તેમની તરફ મને ઘણી શ્રદ્ધા હતી. મેં તેમને રસ્તામાં બેઠેલા જોયા.

મેં તેમને પૂછયું,

'શું હું હઝરત ખ્વાજા નકશબંદની ખિદમતમાં જાઉં?'

તેણે કહ્યું કે,

'જલદી જાઓ!'

અને તેણે ઘણી રેખાઓ જમીન પર દોરી.

મેં દિલમાં નક્કી કર્યું કે,

આ રેખાઓ ગણવી જોઈએ. જો એ રેખાઓ એકી સંખ્યામાં નીકળે તો મારો વિચાર સાચો હોવાની દલીલ છે.

કારણ કે :

**ઈન્નલ્લાહ વિત્રુન વ યુહિબ્બુલ વિત્ર**

અલ્લાહ એક છે અને એકને પસંદ કરે છે.

જ્યારે મેં એ રેખાઓ ગણી તો તે એકી સંખ્યામાં નીકળી!

**કલામે ઈલાહીથી ફાલ કાઢ્યો**

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) લખે છે કે,

'મેં કલામે ઈલાહીથી ફાલ કાઢ્યો તો આ આયત નીકળી :

'ઉલાઈકલ્લઝીન હુદલ્લાહુ ફબિહુદા હુમુકતદિહ.'[1]

એ જ તે લોકો છે જેમને અલ્લાહ તઆલાએ હિદાયત આપી છે; એટલે તું પણ તેઓની હિદાયતોની પૈરવી કર.

**હઝરત આપની રાહ જોતા ઊભા હતા!**

આપ આગળ લખે છે કે,

'બીજા દિવસે ફતહઆબાદમાં, જે આ ફકીરનું નિવાસ સ્થાન હતું, ત્યાં હઝરત શૈખ સૈફુદ્દીન બાખરઝી કુદ્દેસ સિર્રહૂના મઝાર તરફ ધ્યાનિત થઈને બેઠો હતો ત્યારે કુબૂલે ઈલાહીનો કાસિદ આવી પહોંચ્યો અને મારા દિલમાં બેકરારી પેદા થઈ. તે જ વખતે હું હઝરત ખ્વાજા (રહ.)ની તરફ ચાલી નીકળ્યો. જ્યારે હું તેમના ઘરે કસરે આરિફાં પહોંચ્યો ત્યારે હઝરત રસ્તા ઉપર ઊભા રહીને મારી રાહ જોતા હતા!

'હઝરતે મારી સાથે મુલાકાત કરી અને સાંજની નમાઝ બાદ સુહબતનો શર્ફ આપ્યો. હઝરતની હૈબત મારા પર એવી છવાઈ ગઈ કે વાત કરવાની શક્તિ બાકી ન રહી.

હઝરતે ફરમાવ્યું કે,

● ૧ પારઃ : ૭, સૂરએ 'અનઆમ,' રૂકૂઅ : ૧૦, આયત : ૯૦

'અલ ઈલ્મુ ઇલ્માને ઇલ્મુલકલ્બિ ફઝાલિકલ
ઇલ્મુન્નાફિઉ ઇલ્મુલ અંબિયાએ વલ મુર્સલિન
વ ઈલ્મુલલિસાનિ ફઝાલિક હુજ્જતુલ્લાહિ
અલા ઇબ્ને આદમ.'

ભાવાર્થ :

ઈલ્મ બે પ્રકારના છે. પહેલો ઈલ્મ દિલનો છે અને એ નફાકારક છે અને એ નબીઓ તેમજ રસૂલોનો ઈલ્મ છે. બીજો ઈલ્મ જબાનનો છે જે આદમની ઔલાદ પર અલ્લાહની હુજ્જત છે.

□

હઝરતે આગળ ફરમાવ્યું કે,
'મને ઉમ્મીદ છે કે ઈલ્મે બાતિનીનો હિસ્સો તમને મળશે.'
તે પછી આપે ફરમાવ્યું કે,
હદીસમાં આવ્યું છે :

'ઇઝા જાલસતુમ અહલસ્ સિદ્કિ ફજલિસુહુમ
બિસ્સિદકિ ફઈન્નહુમ જવાસિસુલ કુલુબિ
યદખુલૂન ફી કુલૂબિકુમ વ યનઝુરૂન ઈલાહિમ્મિકુમ.'

ભાવાર્થ :

જ્યારે અહલે સિદ્ક (અલ્લાહવાળાઓ)ની સુહબતમાં બેસો તો સચ્ચાઈની સાથે બેસો કારણ કે તેઓ દિલના ભેદો જાણે છે, તેઓ તમારા દિલમાં પ્રવેશે છે અને તમારા ઈરાદાઓ અને નિશ્ચયતાને જુએ છે.

## 'આજે રાતે માલૂમ કરીશ'

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) ફરમાવે છે કે,

'જ્યારે મેં હઝરતથી બૈઅત થવાનો મારો ઈરાદો જાહેર કર્યો તો આપે ફરમાવ્યું કે,

'હું પોતે કોઈને કબૂલ કરી શકતો નથી. આજે રાતે માલૂમ કરીશ. જુઓ શું ઈશારો થાય છે? જો અલ્લાહ તઆલાની બારગાહમાં તમને કબૂલ કરી લેવામાં આવે તો હું પણ કબૂલ કરી લઈશ.'

'એ રાત મારા માટે મારા જીવનમાં સૌથી વિકટ રાત હતી. શું થશે? કબૂલ કરવામાં આવશે કે રદ કરવામાં આવશે?

'જ્યારે સવાર થઈ તો ફજરની નમાઝ બાદ હઝરતે ફરમાવ્યું કે,

'મુબારક બાદ! કબૂલિયત માટે ઈશારો કરવામાં આવ્યો છે. હું કોઈને કમ કબૂલ કરું છું કારણ કે કોઈ કેવી નિય્યતથી આવે છે. કોઈ કેવા સમયે આવે છે!'

તે પછી હઝરતે પોતાના મશાઈખનો સિલસિલો હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની કુદ્દેસ સિર્રુહૂ સુધી બયાન ફરમાવ્યો અને ફકીરને (મને) 'વુકૂફે અદદી' માં મશગૂલ ફરમાવ્યો અને ફરમાવ્યું કે,

'શક્ય હોય ત્યાં સુધી એકી સંખ્યા ગણવાની કાળજી રાખજો!'

એમાં પેલી (મજઝૂબની) રેખાઓ તરફ ઈશારો ફરમાવ્યો જેને મેં મારી દલીલ બનાવી હતી!

તે પછી હઝરતે ફરમાવ્યું કે,

'આ ઈલ્મે લદુન્નીનો પહેલો સબક છે જે હઝરત ખિઝર અલા નબીય્યીના અલૈહિસ્સલામ મારફતે હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની કુદ્દેસ સિર્રુહૂ સુધી પહોંચ્યો છે.'

**'તમને જે કંઈ મળ્યું છે તે ખુદાના બંદાઓને પહોંચાડો'**

આપ ફરમાવે છે કે,

તે પછી એક મુદ્દત સુધી હું હઝરત ખ્વાજાની સુહબતમાં રહ્યો. અહીં સુધી કે હઝરતે આ ફકીરને બુખારાથી વિદાય થવાની પરવાનગી આપી.

આપે ઇરશાદ ફરમાવ્યો કે,

'જે કંઈ મારી પાસેથી તને પહોંચ્યું છે, (તેને તું) ખુદાના બંદાઓ સુધી પહોંચાડ કે જેથી સઆદતનો સબબ બને.'

વિદાય કરતી વેળા ત્રણ વખત હઝરતે ફરમાવ્યું કે,

'તમને હું ખુદાને સોંપું છું. અને આ સોંપવામાં ઘણી ઉમ્મીદો છે કારણ કે હદીસમાં આવ્યું છે કે:

'ઈન્નલ્લાહ ઈઝસ્તુદિઅ લહૂ શયઉન હફિઝહૂ'

ભાવાર્થ :

જ્યારે અલ્લાહને કોઈ ચીજ માટે પોકારે છે, ત્યારે અલ્લાહતઆલા તેની હિફાઝત કરે છે.

□

હું બુખારાથી નીકળીને 'કશ' નામના શહેરમાં પહોંચ્યો. ત્યાં કેટલાક દિવસ રોકાયો.

### હઝરત ખ્વાજાના ઈન્તેકાલની ખબર મળી

હું કશમાં હતો ત્યારે હઝરત ખ્વાજાના ઈન્તેકાલની ખબર મારા સાંભળવામાં આવી. મારા દિલ પર આ બનાવનો ઘણો રંજ અને સદમો થયો. મારા પર આ મોટો ખોફ છવાઈ ગયો કે ક્યાંક દુનિયાની તરફ મારી તબીયતમાં આકર્ષણ થઈ ન જાય! અને તલબ બાકી ન રહે!

મેં હઝરત ખ્વાજાને ખ્વાબમાં જોયા. આપે ઝૈદ બિન હારિસ (રદિ.)નો ઉલ્લેખ કર્યો અને આ આયત પઢી:

'વમામુહમ્મદુન ઈલ્લા રસૂલ. કદ ખલત મિન કબ્લિ-હિર્રુસુલુ અફ ઈમ્માત અવ કુતિલન કલબ્તુમ અલા અઅકાબિકુમ.'[1]

ભાવાર્થ :

અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક રસૂલ જ તો છે, આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પહેલાં પણ ઘણાં

• ૧ સુરએ 'આલિ ઈમ્રાન' આયત : ૧૪૭

રસૂલો થઈ ગયાં છે. ફરી જો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વફાત પામે અથવા શહીદ થઈ જાય તો શું તમે (ઈસ્લામથી) પાછી પાની કરશો ?

□

જ્યારે મારી આંખો ખૂલી ત્યારે હું ખ્વાજા સાહબ (રહ.)ના ઈશારાને સમજી ગયો કે રૂહાની તૌર પર તે તમામ ફકીરો પર જેઓ પ્રત્યે આપ (રહ.) જિંદગીમાં મુતવજ્જેહ (ધ્યાનિત) થયા છે, હવે પણ ઈનાયત કરતા રહેશે.

પરંતુ આપ (રહ.)એ ઝૈદ બિન હારિસ (રદિ.)નો જે ઉલ્લેખ કર્યો તેનો અર્થ સમજમાં ન આવ્યો.

□

હઝરતની પવિત્ર સુહબતથી મેહરૂમ થવાથી દિલમાં વિચાર આવ્યો કે વર્તમાનકાળના બીજા દુરવેશોના સમૂહમાં દાખલ થઈ જાઉં. પછી પાછા મેં હઝરતને (ખ્વાબમાં) જોયા.

આપ (રહ.) ફરમાવતા હતા કે :

**કાલ ઝૈદ ઈબ્નુલ હારિસહ, અદ્દીનુ વાહિદુન.'**

ઝૈદ બિન હારિસ (રદિ.)એ કહ્યું છે કે, દીન એક જ છે.

□

આ ઈરશાદથી હું સમજી ગયો કે (બીજા દુરવેશોના સમૂહમાં જવાની) ઈજાઝત નથી.

હઝરત (ખ્વાજા નક્શબંદ) કુદ્દેસ સિર્રુહૂએ તમામ સહાબા (રદિ.)માંથી ઝૈદ બિન હારિસ (રદિ.)નો ઉલ્લેખ એટલા માટે કર્યો કે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુંહ બોલ્યા સાહબઝાદા હતા. અને હઝરાતે ખ્વાજગાન (નક્શબંદી બુઝુર્ગો) કુદ્દેસલ્લાહુ અસરારુહુમ પણ તાલિબોને ફરઝંદીમાં કબૂલ કરે છે.

□

ફરી પાછા મેં હઝરત (રહ.)ને ખ્વાબમાં જોયા. મેં પૂછ્યું કે, 'કયામતમાં, હું આપને કઈ વસ્તુથી પામીશ ?'

હઝરત (રહ.)એ ફરમાવ્યું કે,

'શરીઅત પર અમલ કરવાથી.'

આ બશારતમાં તે બાબતની તરફ ઈશારો છે જે આપ (રહ.) પોતાની હયાતીમાં ફરમાવ્યા કરતા હતા કે, મેં ફઝલે ઈલાહીથી જે કંઈ મેળવ્યું છે તે —

૧ કુરઆન અને હદીસ પર અમલ કરવાના કારણે તેમ જ એ અમલથી પરિણામ તલબ કરવાના કારણે છે.

૨ તકવા અને શરીઅતની હદોની સંભાળ રાખવાના કારણે તેમ જ અઝીમત[1] પર અમલ કરવાના કારણે છે.

૩ અહલે સુન્નત વલ જમાઅતના તરીકા પર ચાલવાના કારણે તેમ જ બિદઅતોથી બચવાના કારણે છે.

**હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ)ની ખિદમતમાં**

આપ (રહ.) લખે છે કે,

જ્યારે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ આ ફકીરને (મને) બુખારાથી સફરની પરવાનગી આપી હતી ત્યારે ખ્વાજા અલાઉદ્દીન અત્તાર કુદ્દેસ સિર્રહૂની મુતાબિઅત (પૈરવી) કરવા માટે ઈશારો કર્યો હતો.

હું બુખારાથી કશ પહોંચ્યો. કશથી હું બદખ્શાં ગયો. ત્યાંથી ચરખ જઈને ઈલ્મ હાસિલ કરવામાં મશગૂલ થવાનો ઈરાદો હતો. એટલામાં અલ્લાહ તઆલાની ઈનાયતથી અલાઉદ્દીન અત્તાર (રહ.) બુખારાથી તશરીફ લાવ્યા. આપે એક સંદેશ વાહક મારફતે એક પત્ર આ ફકીરની પાસે મોકલ્યો. એ પત્રમાં આપે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના ઈશારાની યાદ અપાવી.

હું આપની ખિદમતમાં હાજર થયો. આપની નિગાહે કરમ ફકીરના હાલ પર બીજા બધાં કરતા વધારે હતી. મેં આપની સુહબતમાં એક મુદ્દત વિતાવી.

• ૧ અઝીમત એને કહે છે કે જેમાં રુખસતે શરઈ (શરીઅતમાં આપેલી છૂટછાટ) પર અમલ ન હોય બલકે તકલિફે શરઈ પર અમલ હોય.

## લોકોને ફૈઝ પહોંચાડવાનું શરૂ કર્યું

આપ (રહ.) ફરમાવે છે કે,

જ્યારે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) નો ઈન્તેકાલ થઈ ગયો ત્યારે હઝરત ખ્વાજા (નકશબંદ) રહ. ના હુકમનું પાલન કરવાનો મેં ઈરાદો કર્યો.

હઝરત ખ્વાજા નકબંદ (રહ.) એ ફરમાવ્યું હતું કે,

'જે કંઈ મારી પાસેથી તને પહોંચ્યું છે, (તેને તું)

ખુદાના બંદાઓ સુધી પહોંચાડ કે જેથી સઆદતનો સબબ બને.'

## થોડા થોડા સમયે બેખૂદી તારી થતી હતી

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) ના મહાન ખલીફા હઝરત ખ્વાજા ઉબેદુલ્લાહ અહરાર (રહ.) ફરમાવે છે કે,

એક દિવસે મૌલાના યાકૂબ ચરખી કુદ્દેસ સિર્રહુએ આ ફકીરથી પૂછ્યું કે,

'તમે ખુરાસાનમાં રહી ચૂક્યા છો. લોકો કહે છે કે, હઝરત શેખ ઝૈનુદ્દીન ખ્વાની, મુરીદાના ખ્વાબોની તાબીર બતાવે છે. અને ખ્વાબનો ભરોસો કરે છે! શું આ વાત સાચી છે?'

મેં કહ્યું કે, 'હાં, આ વાત સાચી છે.'

હઝરત મૌલાનાએ પોતાના હાથ પોતાની દાઢી પર મૂક્યા. તે પછી આપના ઉપર બેખૂદી તારી થઈ ગઈ. હમેશાં આપની એ આદત હતી કે થોડી થોડી વારે બેખૂદી થતી રહેતી હતી.

થોડા સમય પછી (હોંશમાં આવીને) માથું ઊંચું કરી આ શે'ર પઢ્યા :

ચૂ ગુલામે આફતાબમ હમહ ઝ આફતાબ ગોઈમ,<br>
ને શબમ ને શબ પરસ્તમ કે હદીસે ખ્વાબ ગોયમ.

ભાવાર્થ :

હું તો જાગૃતાવસ્થાનો ચાહક છું અને જે કંઈ શોધું છું તે જાગતામાં જ શોધું છું.[1]

ન હું રાત છું કે રાતનો ચાહક છું તો ખ્વાબની વાતો કેવી રીતે કહું !

## આપ (રહ.)નો કશ્ફ

હઝરતના ખલીફા અને મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા નાસીરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) પોતે હઝરતની ખિદમતમાં સૌથી પ્રથમ હાજર થયા હતા ત્યારનો બનાવ વર્ણવતા ફરમાવે છે કે :

મેં એક વેપારીથી હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ની ઘણી તારીફ સાંભળી એટલે હું આપ (રહ.) ની ખિદમતમાં હાજર થવા માટે રવાનાં થયો.

પ્રથમ હું ચુગાનિયા પહોંચ્યો. અહીં મને મેલેરીયા થઈ ગયો. વીસ દિવસ સુધી હું બીમાર રહ્યો. અશક્તિ અને કમજોરીના કારણે ત્યાંથી હું જલદી રવાના થઈ શક્યો નહિ. બીમારીની આ લાંબી મુદત દરમિયાન ચુગાનિયાના લોકોએ હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ની ઘણી ગીબત કરી. એના કારણે હઝરતની મુલાકાત માટેની મારી તલબમાં કમી થઈ ગઈ !

છેવટે મેં વિચાર કર્યો કે આટલે દૂરથી પ્રવાસ કરીને આવ્યો છું એટલે એ ઠીક નથી કે હઝરત મૌલાનાની ખિદમતમાં હાજર ન થાઉં. તે પછી હું હઝરત મૌલાનાની ખિદમતમાં હાજર થયો. આપે મારી સાથે ખૂબ જ માયાળુ વર્તન કર્યું અને મારી સાથે ઘણી વાતો કરી.

બીજા દિવસે જ્યારે ફરી પાછો આપની ખિદમતમાં હાજર થયો ત્યારે આપ ખૂબ જ ગુસ્સે થયા. હું સમજી ગયો કે આ

• 1 આફતાબ એટલે કે સૂરજ દિવસનું પ્રતીક છે. અને દિવસ જાગૃતા-વસ્થાનું પ્રતીક છે.

ગુસ્સો ચુગાનિયાના લોકોથી ગીબત સાંભળવાના કારણે અને તલબમાં કમી થવાના કારણે છે.

હઝરતે એનો ખુલાસો તો ન કર્યો પરંતુ એટલું ફરમાવ્યું કે, 'શું એ આસાન છે કે કોઈની મુલાકાત માટે કોઈ શખ્સ બે મહિના પહેલાં આવે અને તેને ન મળે!'

**પોતાનું આખું સ્વરૂપ જ બદલી નાંખ્યું !**

હઝરત ખ્વાજા અહરાર (રહ.) આગળ ફરમાવે છે કે:

થોડા સમય પછી આપે ફરી પાછો નરમ અને માયાળુ વર્તાવ કર્યો અને હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ કુદ્દેસ સિર્રુહૂની ખિદમતમાં પોતાની હાજરીની સઆદતનો કિસ્સો બયાન કર્યો.

તે પછી આપે પોતાનો હાથ મારી તરફ લંબાવ્યો અને ફરમાવ્યું કે,

'આવો! મારા હાથ પર બૈઅત કરો!'

હઝરતની પેશાની પર કોઢના જેવો એક સફેદ ડાઘ હતો તેને જોઈને મારા મનમાં નફરત થઈ. હઝરત તરત જ મારા મનની સ્થિતિ જાણી ગયા! આપે પોતાનો હાથ તરત જ ખેંચી લીધો.

તે પછી હઝરતે પોતાનું આખું સ્વરૂપ જ બદલી નાંખ્યું અને એવું હસીન તેમ જ ખૂબસૂરત સ્વરૂપ ધારણ કર્યું કે હું મારી જાત પરનો કાબૂ ગુમાવી બેઠો. નજીક જ હતું કે હું બેખુદ થઈને હઝરતને વળગી પડું!

પછી ફરી આપે પોતાનો હાથ લંબાવ્યો અને ફરમાવ્યું કે, 'હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ કુદ્દેસ સિર્રુહૂએ મારો હાથ પકડીને ફરમાવ્યું હતું કે,

'તારો હાથ મારો હાથ છે અને જેણે તારો હાથ પકડયો, તેણે બેશક મારો હાથ પકડયો!'

મેં તરત જ હઝરત મૌલાનાનો હાથ પકડી લીધો.[1]

● 1 'હઝરાતુલ કુદ્સ' ભાગ : ૧, પા. ૨૧૨, ૨૧૪

## અનેક ઉમદા કિતાબોના લેખક

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) મહાન બુઝુર્ગ, આરિફ બિલ્લાહ, આલિમ અને મુફતી હોવા ઉપરાંત અનેક ઉમદા કિતાબો-ના લેખક છે. આપ(રહ.)ની કિતાબો અત્યંત આધારભૂત માનવા-માં આવે છે.

એ કિતાબોમાંથી કેટલીકનો પરિચય અહીં આપવામાં આવે છે.

# ૧ 'ઉન્સિયહ'

આ કિતાબ હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ની મશહૂર અને લોકપ્રિય કિતાબ છે. આ કિતાબમાં આપે પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના મલફૂઝાત (સોનેરી વચનો) ગ્રંથસ્થ કર્યાં છે. આ કિતાબ નકશબંદી સિલ-સિલાની બુનિયાદી જાણકારી માટે જાણીતી છે. નકશબંદી સિલ-સિલામાં આ કિતાબને ખૂબ જ અહમિયત-મહત્ત્વ પ્રાપ્ત થયેલું છે. નકશબંદી બુઝુર્ગો પોતાના મુરીદોને એના પર અમલ કરવાની તાકીદ કરતા આવ્યા છે.

એ કિતાબમાંથી કેટલાક અંશો અહીં ઉતારૂં છું.

### ચાર તરફ નિસ્બત

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) 'ઉન્સિયહ'માં લખે છે કે,

અમારા ખ્વાજા (નકશબંદ રહ.) ને તસવ્વુફમાં ચાર તરફથી નિસ્બતે ફૈઝ મળેલી છે :

૧ અમલી તૌર પર હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.) થી. (આ નિસ્બત હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની રહ. મારફત મળેલી છે.)

૨ બીજી નિસ્બત હઝરત શૈખ (જુનૈદ) બગદાદી (રહ.)થી મળેલી છે. (શૈખ જુનૈદ બગદાદી રહ. થી આ નિસ્બત હઝરત અબૂલ કાસિમ કુરગાની રહ. ને મળી હતી. તેમનાથી હઝરત શૈખ અબૂ અલી ફારમદી રહ. ને મળી હતી. અને તેમનાથી આ નિસ્બત નકશબંદી બુઝુર્ગોમાં ક્રમવાર આગળ જતાં હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ને મળી હતી.)

૩ ત્રીજી નિસ્બત સુલતાનુલ આરિફીન બાયઝીદ બુસ્તામી (રહ.) થી મળી હતી જે અમીરુલ મોમિનીન સૈયદના (અબૂ બક્ર) સિદ્દીક રદિ. સુધી પહોંચે છે.

(હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. થી આ નિસ્બત હઝરત સલમાન ફારસી રદિ. ને મળી હતી. તેમનાથી હઝરત કાસિમ રદિ.ને, તેમનાથી આપના નવાસા હઝરત ઈમામ જાફર સાદિક રદિ.ને અને તેમનાથી હઝરત બાયઝીદ બુસ્તામી રહ. ને મળી હતી. અને તેમના પછી આ નિસ્બત નકશબંદી બુઝુર્ગોમાં ક્રમવાર આગળ જતાં હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ને મળી હતી.)

૪ ચોથી નિસ્બત પણ સુલતાનુલ આરિફીન હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)થી મળી હતી જે સૈયદના અમીરુલ મોમિનીન હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ સુધી પહોંચે છે.

(હઝરત અમીરુલ મોમિનીન સૈયદના અલી કર્રમલ્લાહુ વજહહૂથી આ નિસ્બત આપના સાહબઝાદા સૈયદુશ્શુહદા અમીરુલ મોમિનીન હઝરત હુસૈન (રદિ.)ને મળી હતી. તેમનાથી આપના પુત્ર ઈમામ ઝૈનુલ આબિદીન રદિ. ને, તેમનાથી આપના પુત્ર ઈમામ મુહમ્મદ બાકર (રદિ.)ને, તેમનાથી આપના પુત્ર ઈમામ જાફર સાદિક રદિ. ને, અને તેમનાથી હઝરત બાયઝીદ બુસ્તામી રહ. ને મળી હતી. અને તેમના પછી આ નિસ્બત નકશબંદી બુઝુર્ગોમાં ક્રમવાર આગળ વધતાં હઝરત ખ્વાજા નકશબંદ રહ. ને મળી હતી.)

□

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) આગળ લખે છે કે, એ જ કારણે સૂફીઓ આપને (હઝરત ખ્વાજા નકશબંદ રહ. ને) **'નમકે મશાઈખ'** કહીને પુકારતા હતા.

## હમેશા બાવુઝૂ રહેવાની તાકીદ

આપ (રહ.) લખે છે કે,

અમારા ખ્વાજા (નકશબંદ રહ.) કાયમી વુઝૂની તલકીન ફરમાવ્યા કરતા હતા. હરેક સમયે તહારતથી રહેવાનો હુકમ કરતા હતા કારણ કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'લા યુવાઝિબુ અલલ વુઝૂ ઈલ્લા મૂમિન'

મોમિન સિવાય બીજું કોઈ હંમેશા બાવુઝૂ રહી શકતું નથી.

□

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે,

'વલ્લાહો યુહિબ્બુલ મુતતાહહિરીન.'

અને અલ્લાહ તઆલા પાક રહેનારાંઓથી મોહબ્બત કરે છે.

□

એનાથી જાણવા મળે છે કે તહારતમાં રહેવું અને પોતાને પાક રાખવું અલ્લાહની દોસ્તીની નિશાની છે. એનાથી ચઢિયાતી બીજી કઈ સઆદત ઈનસાનને હોઈ શકે છે કે પોતે પોતાને અલ્લાહનો મેહબૂબ બનાવી લે !

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

જ્યારે કોઈ મોમિન વુઝૂ કરે છે.........ત્યારે તેના તમામ ગુનાહો એવી રીતે ધોવાઈ જાય છે જેવી રીતે તેના હાથ-માં પાણીથી ધોવાઈ ગયા. તે તમામ ગુનાહોથી પાક થઈ જાય છે.

□

જાહેરી તહારતથી બાતિની તહારત પ્રાપ્ત થાય છે. દરેક અંગ ધોતી વખતે કલ્મએ શહાદત પઢવું જોઈએ. મિસ્વાકને વિના કારણે છોડી દેવું ન જોઈએ કારણ કે મિસ્વાકનો ઘણો સવાબ છે.

□

વુઝૂ પૂરું કર્યા પછી (નીચેની દુઆ) પઢવી જોઈએ :

'અશહદુ અને લાઈલાહ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ. અલ્લા હુમ્મજઅલની મિનત્તવ્વાબીન વજઅલની મિનલ મુતતહહિરીન વજઅલની મિનસ્સાલિહીન.'

ભાવાર્થ :

હું ગવાહી આપું છું કે અલ્લાહના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. હે અલ્લાહ! તું મને તૌબા કરનારાઓ, પાક સાફ રહેનારાઓ અને નેક લોકો માંથી બનાવી દે!

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

વુઝૂ કર્યા પછી (જે શખ્સ ઉપર લખેલી દુઆ) પઢે તેના પર જન્નતના આઠેય દરવાજા ખોલી દેવામાં આવે છે. તે જે દરવાજાથી ચાહે દાખલ થાય.

ઊભા થઈને વુઝૂના પાણીમાંથી એક ઘૂંટ પી લેવું જોઈએ.

'અલ્લાહુમ્મ દાવિની બિ દવાઈક વશિફની બિ શફાઈક વઅ્સિમની મિનલ વહ્નિ વલ અમ્રાઝિ વલ અવજાઅ.'

ભાવાર્થ :

હે અલ્લાહ! તારી દવામાંથી દવા આપ! અને તારી શીફામાંથી શીફા આપ! અને મારી હિફાઝત કર ખૌફ અને બીમારીઓ અને બલાઓથી.

### કાંસકીનો ઉપયોગ

(વુઝૂ કર્યા) પછી બે રકાત નફલ અદા કરે. તે પછી કાંસકીનો ઉપયોગ કરે. જમણાં ભવાંથી શરૂ કરવુ જોઈએ.

કેટલાક મુફસ્સિરો (તફસિર કર્તાઓ)એ કહ્યું છે કે,

**'યા બની આદમ ખુઝૂ ઝીનતકુમ.'**

'હે આદમની ઔલાદ! પોતાની ખૂબસૂરતીનો ખ્યાલ રાખો!' આ આયતે કરીમાથી મુરાદ કાંસકીનો ઉપયોગ છે.

## તહિય્યતુલ વુઝૂ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે, હરેક મુસલમાન વુઝૂ કરે. વુઝૂને સહીહ તરીકાથી કરે અર્થાત તેની ફરજો, સુન્નતો અને બીજા આદાબ પૂરા કરે. તે પછી ઊભા થઈને બે રકાત નવાફિલ પઢે. અને હુઝૂરે કલ્બથી એની જઝા (વળતર)ની નિય્યત કરે. તેને યકીનન (ચોક્કસ) જન્નત મળશે.

નમાઝ પછી ત્રણ વખત કહે :

'અસ્તગફિરુલ્લાહ લાઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કૈયૂમુ વ અતૂબુ અલયહે'

નિય્યતમાં ગુનાહોથી તૌબા કરવાનો ઈરાદો રાખે.

□

## રાતે સૂવાનો તરીકો

સૂતી વખતે પણ બાવુઝૂ રહેવું જોઈએ.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ રાતે સૂએ તે બાવુઝૂ હોય, કપડાં પાકીઝા હોય, તો જ્યારે તે જાગશે ત્યારે અલ્લાહ તઆલા તેના માટે એક ફરિશ્તો (મુકર્રર કરશે) જે તેના માટે મગફિરત અને બખ્શિશની દુઆ કરશે.'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું,

'જે શખ્સ તહારત (વુઝૂ)ની સાથે સૂએ છે, તેને (રાતે) જાગનારા અને શબબેદારની ઈબાદતનો સવાબ મળે છે.'

□

કારણ વગર નાપાક હાલતમાં સૂવુ ન જોઈએ.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું છે,

'રહેમતના ફરિશ્તા એવા ઘરમાં દાખલ થતા નથી,
જ્યાં કોઈ (જાનદારની) તસવીર હોય,
જ્યાં કૂતરા હોય, અથવા
જ્યાં કોઈ નાપાક હોય.'

□

સૂતી વખતે કિબ્લા રૂ થઇને સૂએ.

આયતુલ કુર્સી પઢે.

આમનર્રસૂલ[1] પઢે.

દરેક વખતે પઢીને (દમ કરીને) બંને હથેળીઓ પોતાના અંગો પર ઘસે.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે એ જ તરીકો શીખવ્યો છે.

તે પછી ત્રણ વખત કહે : **'અસ્તગફિરુલ્લાહ'**

અલ્લાહ તઆલા તમામ ગુનાહોથી બખ્શિશ અતા ફરમાવશે. તે પછી જમણા હાથની હથેળી (જમણા) ગાલ નીચે મૂકે અને જમણી કરવટ (પડખે) સૂએ.

ત્રણ વખત કહે :

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્લમતુ નફ્સી ઈલૈક ...........'**[2]

**ભાવાર્થ :**

હે અલ્લાહ !

હું મને પોતાને તારા હવાલે કરું છું અને તારી તરફ જ ધ્યાનિત થાઉં છું અને પોતાના તમામ કામોને તારા જ હવાલે કરું છું. અને પોતાનું માથું તારી સામે ઝુકાઉં છું અને તારી જ તરફ રગબત (ખ્વાહિશ) કરું છું. અને તારાથી જ ડરું છું. અને તારા સિવાય કોઈ મને આશરો આપનાર નથી. હું તારી કિતાબ પર ઈમાન લાઉં છું જે તેં ઉતારી. અને તારા નબી પર ઈમાન લાઉં છું જેને તેં મોકલ્યા.

હે અલ્લાહ !

મને તે સમયે બેદારી (જાગ્રતિ) આપ જે તને વધારે ગમે છે. અને હું બેહતરીન આ'માલમાં તારી તરફ ઝુકું છું.

હે અલ્લાહ !

● ૧ સૂરએ 'બકરહ'ની છેલ્લી બે આયતો
૨ મૂળ અરબી દુઆ 'મસનૂન દુઆઓ'ની કિતાબમાં જોઈ યાદ કરી લેવી.

મને તે આ'માલ આપ જે તારી નજીક લઈ જાય અને તારા અઝાબથી દૂર કરી દે.

હું તારા પછી બીજાને પોતાનો માલિક સ્વીકારતો નથી. અને તારી યાદથી ગાફિલ નથી રહેતો.

અને મને ગાફિલોમાંથી ન બનાવ !'

□

તે પછી ઝિક્રે ઈલાહીમાં મશગૂલ રહે અહીં સુધી કે ઊંઘ આવી જાય. જેવો જાગ્રત થાય કે ફરી પાછો ઝિક્રમાં મશગૂલ થઈ જાય.

### શિફા માટેનું તા'વીઝ

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) લખે છે કે,

અમારા ખ્વાજા રહમતુલ્લાહિ અલૈહ ફરમાવ્યા કરતા હતા કે,

આ બૈત (પંક્તિ)ને તા'વીઝ તરીકે લખીને મરીઝ (બીમાર)ના ગળામાં પહેરાવવામાં આવે તો તંદુરસ્ત થઈ જશે.

તા રૂએ તર બદીદમ અય શમ્એ તરાઝ,
નેહ કાર કુનમ, નેહ રોઝહ દારમ, નેહ નમાઝ;
ચૂં બે તૂ બૂદમ નમાઝે મન જુમ્લએ કુજાર,
વર બા તૂ બૂદમ કુજારે મન જુમ્લહ નમાઝ.[1]

### અલ્લાહવાળાની સુહબતમાં રહો

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) લખે છે કે,

શૈખ અબૂયૂસુફ હમ્દાની કુદ્દેસ સિર્રુહુલ અઝીઝના આ શબ્દો કેટલા જામેઅ (અર્થસભર) છે!

'અલ્લાહની સુહબત અખ્તિયાર કરો!

જો અલ્લાહની સુહબત ન મળે તો એવા શખ્સથી સુહબત અખ્તિયાર કરો જેને અલ્લાહ તઆલાની સુહબત મળી હોય.'

હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.) ફરમાવ્યા કરતા હતા કે,

● ૧ 'રસાઈલે નકશબંદિય્યહ' : પા. ૬૬

'નાઆશના'[1]ની સુહબતથી એવી રીતે ભાગો જેવી રીતે તમે વાઘ-સિંહથી ભાગો છો![2]

### અલ્લાહને દિલમાં પુકારો

હઝરત મૌલાના (રહ.) ફરમાવે છે કે,

એક દિવસે અમારા ખ્વાજા (નકશબંદ) કુદ્દેસ સિર્રુહૂની મજલિસમાં અસ્હાબે સુલૂકમાંથી એક સાહબે બુલંદ અવાજથી 'અલ્લાહો' કહ્યું,

હઝરત ખ્વાજા ફરમાવવા લાગ્યા કે,
આ શી ગફલત છે?!

**'અલિમ મન અલિમ ફહિમ મન ફહિમ.'**

જાણવાવાળો જાણે છે અને સમજવાવાળો સમજે છે.

□

હઝરત મૌલાના (રહ.) લખે છે કે,

વુકૂફે અદદીમાં દિલના કંપનો આંખોથી જાહેર થતાં નથી અને માથું તેમ જ ગરદન ઝૂકતાં નથી. કારણ કે આ ઈશારાઓ પણ લોકોને જાણ કરવા માટે હોય છે. અમારા ખ્વાજા (નકશબંદ) રહ. એ તો આટલી અમથી જુંબીશથી પણ મના ફરમાવ્યું છે.

અમીરુલ મુમિનીન હઝરત ઉમર (રદિ.)એ એક આદમીને જોયો જે માથું અને ગરદન ઝુકાવીને બેઠો હતો.

આપ (રદિ.)એ ફરમાવ્યું

**'યા રજુલ! ઈર્ફઅ ઉનુક!'**

હે અલ્લાહના બંદા! પોતાની ગરદનને ઊંચી કરી લે!

□

એવી રીતે દેખાવું જોઈએ કે મજલિસમાંથી કોઈને તેની હાલતની જાણ ન થાય.

કેટલાક અકાબિરે કહ્યું છે કે,

**'અસ્સુફી હુવલ કાહિનુલ બાહિન'**

સૂફી તે હોય છે જે છુપા પણ હોય અને જાહેર પણ.

● ૧ નાઆશના : નાવાકિફ, અલ્લાહને ઓળખતો ન હોય તે, ગાફિલ
૨ 'રસાઈલે નકશબંદિય્યહ' : પા. ૧૦૨

અર્થાત : અંદરમાં (દિલમાં) તો તે અલ્લાહની સાથે મશગૂલ હોય અને જાહેરમાં તે લોકો સાથે હળતો-ભળતો હોય.

□

હઝરત ખ્વાજા (નકશબંદ) કુદ્દેસ સિર્રુહૂ ફરમાવતા હતા કે,

મને એક વખતે બે સાહબે બસીરત દાનિશમંદોની મુલાકાતનો મોકો મળ્યો. હું તેઓની સુહબતમાં રહ્યો. તેઓ સાહબે કમાલ હોવા છતાં મને (મારા મકામને) ઓળખી ન શક્યા!

અહલે દિલને ઝિકે ખફીની હકીકત વુકૂફે કલ્બીથી જ પ્રાપ્ત થાય છે. તેઓ એવા મકામ પર પહોંચી જાય છે કે દિલને પણ ખબર નથી થતી કે તે ઝિક્રમાં મશગૂલ છે કે નથી!

અકાબિરમાંથી એકનો કૌલ છે કે,

'જો દિલને જાણ થઈ જાય કે તે ઝાકિર છે તો જાણી લો કે તે ગાફિલ છે!'

**તહજ્જુદની નમાઝ અને શબબેદારીની ફઝીલતો**

એક દિવસે હઝરત ખ્વાજા (રહ.)એ બંદા (હઝરત યાકૂબ ચરખી રહ.)ને ફરમાવ્યું કે,

'સવારની નમાઝથી પહેલાં સબકે બાતિનમાં મશગૂલ થયા કરો!

આ ઈશારો નમાઝે તહજ્જુદની અદાયગીની તરફ હતો.

અકસર હઝરાતનો ખ્યાલ છે કે નમાઝે તહજ્જુદ હુઝૂર નબીયે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આખી જિંદગી ફર્ઝ રહી.

હદીસે પાકમાં આવ્યું છે કે, સહરી (તહજ્જુદ)ના સમયે આ દુઆ ઘણી વખત પઢવી જોઈએ :

**'અલ્લાહુમ્મગફિરલના વર્હમના વતુબ્ અલયના ઇન્નક અન્તત્તવ્વાબુર્રહીમ.'**

નબીયે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે પોતાના સહાબાએ કિરામ (રદિ.)ને ફરમાવ્યું,

તમારા માટે જરૂરી છે કે રાતે બેદાર રહો. આ નેક લોકોને તરીકો છે. અંબિયા (અલૈ.) અને ઔલિયા (રહ.) શબબેદાર રહેતા હતા. તમે પણ શબબેદારીને અપનાવી લો. શબબેદારીથી અલ્લાહ તઆલાની કુર્બત અને તેની રહમતની કુર્બત (નઝદીકી) પ્રાપ્ત થાય છે. એ ગુનાહોના કફ્ફારાનો સબબ છે. એ ગુનાહોથી પાછા ફરવાની નિશાની છે.

□

એક હદીસે પાકમાં આવ્યું છે કે,

'અલ્લાહની રહમતથી નજીકતર થવાનો વખત તો અરધી રાતે છે જ્યારે પરોઢ નજીક હોય. માટે એ સમયે યાદે ખુદાવંદીના માટે બેદાર રહો.'

□

હદીસે પાકમાં છે કે, રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રાતે શબબેદારીનો ઈરાદો કરતા તો મિસ્વાક કરતા, વુઝૂ કરતા અને પછી આ આયત પઢતા :

'ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલઅર્દી વખ્તિલાફિલ્લયલિ વન્નહારિ... (છેવટ સુધી)[1]

તે પછી આ દુઆ પઢવી જોઈએ :

અલ્લાહુમ્મ લકલ હમ્દુ અન્ત કૌયિમુસ્સમાવાતિ વલઅર્દી વમન ફીહિન્ન વલકલહમ્દુ અન્ત નૂરુસ્માવાતિ વલઅર્દી વમન ફીહિન્ન વલકલહમ્દુ અન્તલહકકુ વ વઅદુકલહકકુ વલિકાઉક હકકુન વ કવલુક હકકુંવ વલ જન્નતુ હકકુંવ વન્નારુ હકકુંવ વન્નબિય્યૂન હકકુંવ વ મુહમ્મદુન હકકુંવ વ આલુ મુહમ્મદિન હકકુન અલ્લાહુમ્મ લક અસલમ્તુ વ બિક આમન્તુ વ અલયક તવક્કલ્તુ વ ઈલયક અન્તુ વ બિક ખાસમ્તુ વ ઈલયક હાકમ્તુ ફગ્ફિરલી મા કદ્દમ્તુ વમા અખ્ખરતુ વમા અસરર્તુ વમા અઅલન્તુ વમા અન્ત અઅલમુ બિહી મિન્ની અન્તલમુકદ્દિમુ વ અન્તલમુવખ્ખિરુ લાઈલાહ ઈલ્લલ્લાહ.

□

● ૧ પારો : ૪, સૂરએ આલે ઈમરાન, આયત : ૧૯૦

આ દુઆ પછી બાર રકા'ત નમાઝ અદા કરવી જોઈએ અને ૭ વખત સલામ કહેવું જોઈએ. (અર્થાત બબ્બે રકા'ત પછી સલામ ફેરવવું જોઈએ)

હઝરત અઝીઝાન (અલી રામેતની) રહમતુલ્લાહિ અલૈહે એ કહ્યું છે કે :

'જયારે ત્રણ દિલ ભેગાં થઈ જાય છે તો મોમિન બંદાનું કામ મુકમ્મલ થઈ જાય છે' :

૧ રાતનું દિલ (રાતનો આખરી સમય)
૨ કુર્આનનું દિલ (યાસીન શરીફ)
૩ મોમિન બંદાનું દિલ (તહજ્જુદ પઢનાર શખ્સનું દિલ)

□

જો સમય થોડો હોય તો આઠ રકા'ત પઢી લે.
અથવા ચાર રકા'ત કે બે રકાત પર સંતોષ માને.
આ નવાફિલ પઢયા પછી દુઆ કરે.
તે પછી બાતિની સબકમાં (ઝિક્રે કલ્બીમાં) મશગૂલ થઈ જાય અહીં સુધી કે સવાર પ્રગટ થવા લાગે.

## સવારની નમાઝ

સવારની નમાઝની સુન્નતો પોતાના ઘરમાં જ અદા કરે.

પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' અને 'કુલ યા ઐયુહલ્-કાફિરૂન' પઢે.

બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' અને 'કુલ્હુવલ્લાહુ-અહદ' પઢે.

તે પછી સીત્તેર વખત (આ પ્રમાણે) પઢે :

'અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લાઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમુ વ અતૂબુ ઈલયહ'.

□

તે પછી ફરઝ નમાઝ અદા કરવા માટે મસ્જિદે જાય, અને રસ્તામાં આ પ્રમાણે કહે:

'અસ્તગફિરુલ્લાહ મિન જમીઈ મકસિરુલ્લાહ કવ્લંવ વ ફિઅાલન વ ખાતિરન વ નાઝિરા'.

□

મસ્જિદમાં દાખલ થતી વેળા (પ્રથમ) જમણો પગ અંદર મૂકી પઢે;

'અસ્સલામુ અલા અહલિલ બયતિ અલ્લાહુમ્મફતહલિ અબ્વાબ રહમતિક'.

ઈશરાકની નમાઝ

સવારની નમાઝ અદા કરવા બાદ પોતાની જગાએ બેસી રહે અને બાતિની સબક પઢે (અર્થાત ઝિક્ર ફિકરીમાં મશગૂલ રહે.) અહીં સુધી કે સૂરજ નીકળી આવે.

(મકરૂહ સમય પૂરો થયા) પછી બે રકાત (ઈશરાકની) નમાઝ પઢે.

હુઝૂર નબીયે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ સવારની નમાઝ બાજમાઅત અદા કરે અને બેસીને અલ્લાહને યાદ કરે અહીં સુધી કે સૂરજ ઊગી જાય. તે પછી (મકરૂહ સમય વીત્યા બાદ) બે રકાત અદા કરે અને દસ્તિખારહની નિય્યતથી અલ્લાહ તઆલાથી તૌફિક ખૈર માંગશે તો તેને હજ્જ અને ઉમરહનો પૂરેપૂરો અને મુકમ્મલ સવાબ મળશે.'

□

બે રકાત પઢયા પછી દસ વખત (આ પ્રમાણે) પઢે:

'લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વહુવ અલાકુલ્લિ શયઈન કદીર.'

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) લખે છે કે, 'હઝરત શૈખ બાખરઝી (રહ.) એ ફકીરને (મને) આ ઝિક્ર તે વખતે બતાવ્યો જ્યારે હું તેમના મઝારે પાક પર મુતવજ્જહ (ધ્યાનિત) બેઠો હતો'.

નમાઝે ચાશ્ત

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ ચાશ્તની બાર રકા'ત અદા કરશે,

અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં ચાંદીનો મહેલ બનાવશે.

એક રિવાયતમાં આઠ રકા'ત બયાન કરવામાં આવી છે,
એક રિવાયતમાં છ રકા'ત બયાન કરવામાં આવી છે.

## નમાઝે અવ્વાબીન

મુફસ્સિરોએ લખ્યું છે કે, નમાઝે અવ્વાબીન સાંજ (મગરિબ) અને ઈશાની વચ્ચે અદા કરવામાં આવે છે અને છ રકાત પઢવી જરૂરી છે.

## મગરિબથી ઈશા મસ્જિદમાં બેસો

બની શકે તો સાંજ (મગરિબ) થી લઈને ઈશા સુધી મસ્જિદમાં બેસે અને બાતિની સબક પઢતો રહે કારણ કે એનો ઘણો સવાબ છે. મને મારા ખ્વાજા (નકશબંદ) રહ. એ એ જ તરીકો બતાવ્યો છે.

## હલાલ રોઝીની ફઝીલતો

હઝરત ખ્વાજા (નકશબંદ રહ.) ફરમાવે છે કે

મને અમીરે (હઝરત સૈયદ અમીરે કુલાલ રહ.એ) ખુદ ફરમાવ્યું હતું કે,

જ્યાં સુધી લુકમો પાક ન હશે, ત્યાં સુધી અસલ મકસદ હાસિલ નહિ થઈ શકે.'

□

સહાબએ કિરામ (રદિ.) એ નમાઝ, રોઝામાં એટલી વધારે કાળજી નથી રાખી જેટલી તેઓએ હલાલનો લુકમો ખાવામાં કાળજી રાખી હતી.

તેઓ કહ્યા કરતા કે,

હદીસે પાકમાં છે કે,

'ઈબાદતના દસ હિસ્સા છે જેમાંથી નવ હિસ્સા હલાલ લુકમાની તલબનું નામ છે.'

## નફસથી વિરુદ્ધ કામ કરો

એક દિવસે હઝરત ખ્વાજા (નકશબંદ) રહ.એ મને ફરમાવ્યું કે જેમણે તમારી સાથે સંબંધ તોડી નાંખ્યા હોય તેને મળો,

જેણે તમને મેહરૂમ રાખ્યા હોય, તેને તમે આપતા રહો,
જેણે તમારા પર જુલમ કર્યો હોય, તેને માફ કરો,
આ બધી વાતો નફસની ખ્વાહિશાત (મનેચ્છાઓ)થી ખિલાફ છે. એમાં ઘણા ફાયદાઓ છે.

## ૨ અબ્દાલિય્યહ

'અબ્દાલિય્યહ' પણ હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ની ખૂબ જ મશહૂર કિતાબ છે. એમાં આપ (રહ.) એ ઔલિયાએ કિરામના વિવિધ દરજ્જા વિશે રસિક માહિતી આપેલી છે. આશરે સાડા પાંચસો વરસ પહેલાં મૂળ ફારસીમાં લખાયેલ મજકૂર પ્રાચીન અને દુર્લભ રિસાલાનું સંશોધન કરીને તેનો ઉર્દૂ અનુવાદ ઈસ્લામિક બુક ફાઉન્ડેશન, લાહોરે (પાકિસ્તાન) ઈસ્વીસન ૧૯૭૮માં પ્રગટ કરેલો છે જેમાંથી કેટલાક અંશનો ગુજરાતી ભાવાનુવાદ વાચકોની સેવામાં રજૂ કરું છું.

### અલ્લાહના દોસ્ત કયામત સુધી થતા રહેશે

શૈખ અબૂલહસન બિન ઉસ્માન અલ ગઝનવી, જેઓ શૈખ અબૂ સઈદ અબૂલ ખૈર (રહ.)ના બિરાદરે તરીકત હતા, અને જેઓ પોતાની કરામતો અને મકામાતના કારણે મશહૂર છે, તેઓ કિતાબ 'કશ્ફુલ મહજૂબ લ અરબાબિલ કુલૂબ'માં લખે છે કે,

'ખુદા તઆલા જલ્લ જલાલુહૂના કેટલાક એવા દોસ્ત છે જેઓ મુલ્કના વાલી છે. તેઓની તાકત અલ્લાહના સિવાય કંઈ નથી અને તેઓની મુહબ્બત પણ માત્ર ખુદા તઆલાથી જ છે.

ખુદાના આ દોસ્તો:
આપણાથી અગાઉ પણ થયાં છે,
અત્યારે પણ છે; અને
કયામત સુધી થશે.'

### ઔલિયાએ કિરામના દરજ્જાઓ

શૈખ અબૂલ હસન ગઝનવી (રહ.) ફરમાવે છે કે:
તે ઔલિયા અલ્લાહ, જેઓ આલમના વાલી છે,
જેઓના વુજૂદની બરકતથી આસમાનમાંથી વરસાદ વરસે છે.
જેઓના કારણે ધરતી પર વનસ્પતિ ઊગે છે;

(તેઓની સંખ્યા) ચાર હજાર (૪૦૦૦) છે.......
જેઓ અહલે હલ અને અકદ પૈકી છે,
જેઓને દુનિયાની તદબીર (વ્યવસ્થા) સોંપવામાં આવેલી છે,
તેઓની સંખ્યા ત્રણસો (૩૦૦) છે.
તેઓને 'અખ્યાર' કહેવામાં આવે છે.
એ જ પ્રમાણે :
ચાલીસ (૪૦) અબ્દાલ,
સાત (૭) અબરાર,
પાંચ (૫) અવતાદ,
ત્રણ (૩) નકીબ, અને
એક (૧) કુતુબ હોય છે,
જેને ગૌસ પણ કહેવામાં આવે છે.
એ સર્વે ખુદાના ખાસ બંદાઓ છે.

એ સર્વે એક બીજાને જાણતા હોય છે અને તેઓને પોતાના ઉમૂર (કાર્યો)માં એક બીજાની પરવાનગીની જરૂરત હોય છે. એના પર રિવાયત ગવાહ છે અને ઔલિયા અલ્લાહ પણ એમાં સંમત છે.

□

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિ.) હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :

'ખુદા તઆલાના (કેટલાક) બરગુઝીદહ બંદાઓ એવા છે કે તેઓમાંથી :

ત્રણસોના દિલ હઝરત આદમ (અલૈ.)ના દિલ જેવા છે;
ચાલીસના દિલ હઝરત મૂસા (અલૈ.)ના દિલ જેવા છે;
સાતના દિલ હઝરત્ત ઇબ્રાહીમ (અલૈ.)ના દિલ જેવા છે;
પાંચના દિલ હઝરત જિબ્રઇલ (અલૈ.)ના દિલ જેવા છે;
ત્રણના દિલ હઝરત મીકાઈલ (અલૈ.)ના દિલ જેવા છે;
એકનું દિલ હઝરત ઇસ્રાફીલ (અલૈ.)ના દિલ જેવું છે.'[1]

● ૧ મિરકાત શર્હે મિશ્કાત' (મુલ્લા અલીકારી) પ્રકાશક: મકતબા ઇમ્દાદિય્યહ, મુલતાન (પાકિસ્તાન) જિલ્દ : ૧૧, પાન ૪૬૦ પ્રકરણ: ઝિકલ યમન વશ્શામ વ ઝિક્રે ઉવેસ કરની (રદિ.)માં આ હદીસ આપેલી છે પરંતુ થોડો શાબ્દિક ફેર છે. (ઉર્દૂ અનુવાદક)

જ્યારે

એકનો ઇન્તેકાલ થઈ જાય તો તેના બદલે ત્રણના સમૂહમાંથી (કોઈ એકને બઢતી આપીને) લેવામાં આવે છે;
ત્રણમાંથી એકનો ઇન્તેકાલ થઈ જાય તો તેની જગાએ પાંચના સમૂહમાંથી એકને લેવામાં આવે છે;
પાંચમાંથી એકનો ઇન્તેકાલ થઈ જાય તો તેની જગાએ સાતના સમૂહમાંથી એકને લેવામાં આવે છે;
સાતમાંથી એકનો ઇન્તેકાલ થઈ જાય તો તેની જગાએ ચાલીસમાંથી એકને લેવામાં આવે છે
ચાલીસમાંથી એકનો ઈન્તેકાલ થઇ જાય તો તેની જગાએ ત્રણસોમાંથી એકને લેવામાં આવે છે;
ત્રણસોમાંથી એકનો ઈન્તેકાલ થઈ જાય તો તેની જગાએ-આમ લોકોમાંથી એકને લેવામાં આવે છે

અને ખુદા તઆલા તેઓની બરકતથી આ ઉમ્મતને આફતોથી મેહફૂઝ (રક્ષિત) રાખે છે.

મને એમના વુજૂદનું અયનુલ યકીન છે અને તેઓની તયે અર્દ (પળવારમાં અમાપ અંતર કાપવાની શક્તિ),
પુલ કે હોડી વગર નદી પાર કરી જવું,
લોકોની આંખોથી અદૃશ્ય થઈ જવું,...જેવી કરામતો મેં જોઈ છે!

તેઓના તમામ તરીકા સૂફીઓના સાફ દિલ સમાન છે. તેઓ ઉમ્મતના કોઈ એક ફર્દની સાથે સુહબત રાખે છે.

જ્યારે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જમાનામાં મોજૂદ હતા ત્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી સુહબત રાખતા હતા. નમાઝે જુમ્આ બાજમાઅત અદા કરતા અને ઈલ્મે શરીઅત શીખતા હતા. તેઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત હુઝૈફ બિન યમાની (રદિ.) સિવાય કોઇ બીજો શખ્સ જાણતો ન હતો.

હઝરત હુઝૈફા (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહિ વ સલ્લમના રાઝદાન હતા અને આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માત્ર તેમનાથી જ મુનાફિકો વિશે વાતચીત કરતા હતા.

આ સૂફીઓના સાત મરતબાઓ છે જેમાંથી સાતમો (સર્વોચ્ચ) મરતબો કુતુબનો છે. તેને 'કુતુબુલ અબ્દાલ' કહે છે. અને આ સૂફીઓને 'ઉઝલતી' (ગોશાનશીન) કહે છે. અલ્લાહ વધારે જાણકાર છે.

□

અકાબિરે તરીકતમાંથી શૈખુલ મશાઈખ હઝરત અલાઉદ્દૌલહ (સમનાની) કુદ્દિસ સિર્રહૂ ફરમાવે છે કે :

મેં આલમે ગૈબમાં પાક લોકોની એક જમાઅત જોઈ. મેં તેમને સલામ કરી જેનો તેમણે ઉમદા ઉત્તર આપ્યો.

પછી મેં તેમને પૂછ્યું,

'આપની નિસ્બત શું છે ?'

તેમણે જવાબ આપ્યો,

'અમે સૂફીઓ છીએ અને અમારા સાત દરજ્જાઓ છે :

૧ તાલિબીન  ૨ મુરીદીન  ૩ સાલિકીન  ૪ સાઈરીન

૫ તાહિરીન  ૬ વાસિલીન

અને સાતમો દરજ્જો કુતુબનો છે.

એક સમયે (પોતાના જમાનામાં) તે એક જ હોય છે.

તેનું દિલ હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દિલ જેવું છે.

તેને કુતુબુલ ઈરશાદ કહે છે.

કુતુબુલ અબ્દાલનું દિલ હઝરત ઈસ્રાફીલ (અલૈ.) જેવું છે.

આ સૂફીઓને ઈશરતી (ખૂશબાશ) કહેવામાં આવે છે.

તેઓને પત્ની–બાળકો હોય છે,

તેઓ માલમિલકત, જમીનજાગીર ધરાવે છે,

તેઓને દુશ્મનો અને મિત્રો હોય છે,
તેઓ અંબિયા (અલૈ.) ના ખુલફા હોય છે,
તેઓને દાવતે હકનું કામ સોપવામાં આવેલું હોય છે.
તેઓને અલ્લાહ જાણે છે અથવા તે આદમી જાણે છે જેને ખુદાના નૂરની તાઈદ મળેલી હોય.
તે મુરીદીનના તબકામાંથી હોય છે.
જે કુતુબુલ ઈરશાદ અથવા તેના ખુલફાને જાણતો હોય તે પણ મુરીદીનના તબકામાંથી હોય છે.

નબી સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું છે,

'ખબર અનિલ્લાહુ તઆલા અવલિયાએ તહત કબાએ લા યઅ્રિફહુમ ગયરી અય લા યઅ્રિફહુમ અહદ ઈલ્લા બ તાઈદુલ્લાહ'.

ભાવાર્થ :

ખુદા જાણે છે કે મારી કબાના નીચે એવા ઓલિયા છે જેઓને મારા સિવાય કોઈ નથી જાણતું યા તે જાણે છે જેઓને ખુદાની તાઈદ હાસિલ હોય.

□

જ્યાં પણ સાચા તાલિબ હોય, તેમની હિદાયતનું કામ ઉઝલતી (ગોશાનશીન ઓલિયા) ને સોંપવામાં આવેલું હોય છે.

હદીસે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ છે કે :

'લા યહદીયલ્લાહુ બિયદિક વાહિદન ખૈરૂમ મિમ્મા તલઅત અલૈહિશ્શમ્સ.'

ભાવાર્થ :

જો ખુદાવંદ તમારા હાથથી કોઈને હિદાયત કરે તો તે હરેક તે ચીઝથી બેહતર છે જેના પર સૂરજ ચમકયો.

□

તેઓ જો બીમાર ન પડે તો મોટા ભાગે ઘરે નથી રહેતા. તેઓ હમામમાં પણ જાય છે, ગુસલની ઉજરત આપે છે પરંતુ તેમનો 'કુતુબ' પોતાના મકામ પર મોજૂદ છે.

તેની ઉંમર લાંબી હોય છે અને ખ્વાજા ખિઝર (અલૈ.) તેમ જ ખ્વાજા ઈલ્યાસ (અલૈ.) તે 'કુતુબ' ના મુસાહિબ છે જે જુદા જુદા સમયે પુષ્કળ પ્રમાણમાં એકબીજાથી સુહબત ધરાવે છે અને નમાઝમાં તેની ઈકિતદા કરે છે.

### ખ્વાજા ખિઝર અને ખ્વાજા ઈલ્યાસ (અલૈ.)

અકાબિરમાંથી કોઈનું કથન છે કે ખ્વાજા ખિઝર અને ખ્વાજા ઈલ્યાસ અલૈહિમુસ્સલામના વુજૂદથી ઈન્કાર મોટી જહાલત છે કારણ કે તેઓ ઈશ્વરી ઔલિયાની સાથે હોય છે. મોટાભાગના મશાઈખ અને ઉલમાએ તેઓને જોયાં છે.

આ ફકીર શરૂઆતમાં જ્યારે અરબમાં રહેતો હતો ત્યારે ઈલ્મ હાસિલ કરવા માટે સફરનો શોખ પેદા થયો પરંતુ એના માટે મારી પાસે જરૂરી સાધન-સામગ્રી ન હતી. મેં તવજ્જુહથી ખ્વાજા ખિઝર અલૈહિસ્સલામને ખ્વાબમાં જોયા.

તેમણે મને ફરમાવ્યું કે,

'ઈલ્મ હાસિલ કરવા માટે જાઓ તેમ જ જ્યાં અને જ્યારે પણ કોઈ મુશ્કેલી પેશ આવે ત્યારે મને યાદ કરજો!'

મેં એ જ પ્રમાણે કર્યું અને અનુભવથી મને યકીન (ખાતરી) થઈ ગઈ કે તે ખ્વાબ રેહમાની હતો.

ખ્વાજા ખિઝર અને ખ્વાજા ઈલ્યાસ અલૈહિમુસ્સલામના દસ-દસ ગાઢ અને ઉમરવાન દોસ્ત છે જેમની ઉમર ઘણી લાંબી હોય છે. તેઓ બધાં ખ્વાજા ખિઝર અલૈહિસ્સલામની ખિદમત કરે છે—ખાસ કરીને બીમાર થાય ત્યારે.

ખ્વાજા ઈલ્યાસ (અલૈ.) ખ્વાજા ખિઝર (અલૈ.)ના કાકા છે. ખ્વાજા ખિઝર (અલૈ.)નું કદ ઊંચું, શરીર ભારી અને માથું બારીક છે. તેમની વંશાવળી ત્રણ વાસ્તાથી હઝરત નૂહ (અલૈ.)થી જઈ મળે છે. એ વંશાવળી આ પ્રમાણે છે :

મલકાન બિન બલયાન બિન સમઆન બિન સામ બિન નૂહ (અલૈ.)[1]

ખ્વાજા ખિઝર (અલૈ.) પુષ્કળ મુરાકિબહ કરનાર, બાવકાર અને બાતમકીન (પ્રભાવશાળી), મહા વિદ્વાન અને શરીઅતે મુસ્તફવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પૈરવી કરનાર છે. લોકોને તેઓ શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પૈરવી કરવાની તલકીન–હિદાયત કરે છે. દુનિયાના તમામ ખઝાના તેમના પર જાહેર છે અને તેઓ મખ્લૂકે ખુદાને ઘણી રોટી-રોજી પહોંચાડે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિ.)એ ગઝવએ તબૂક[2] માં અસરની નમાઝ બાદ બે શે'ર (કાવ્ય પંક્તિ) સાંભળ્યા પરંતુ સહાબા (રદિ.)એ કોઈ આદમીને ન જોયા!

હઝરત મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે, 'એ મારા ભાઈ ખિઝર (અલૈ.) છે જેઓ તમારી પ્રશંસા કરે છે.' એ બે શે'ર આ પ્રમાણે છે:[3]

**ફવારિસે હીજાઅ અદામુલ યવમુલ યવમ,**
**રહાબીને બયન ઝુલ્મ ન ઈઝલ લયલુલ લયલ;**

1 'અબ્દાલિય્યહ' ના ઉર્દૂ અનુવાદકે અહીં નીચે પ્રમાણે ફૂટનોટ લખી છે : જનાબ સૈયદ શરાફત નૌશાહીએ આ વંશાવળી આ પ્રમાણે લખી છે : બલયાન ઉર્ફે હઝરત ખિઝર (અલૈ.) બિન મલકાન બિન ફાલિગ બિન ગાબિર ઉર્ફે હૂદ (અલૈ.) બિન શાલિખ બિન અરફખશદ બિન સામ બિન હઝરત નૂહ (અલૈ.)
—**'તારીખે અબ્બાસી'** કલમી, પાનું ૧૨૧

2 તબૂક : એક સ્થળનું નામ છે.

3 'ફુસૂલુલ ખિતાબ લિ વસલિલ અહબાબ' પાનું ૩૦૩
લેખક : ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.)
શાહબઝાદહ મૌલાના મુહમ્મદ ઈસ્માઈલ સાહબ, સજ્જાદા નશીન ખાનકાહ શરીફ અહમદિય્યહ સઇદિય્યહ, મૂસા ઝઈ શરીફ. જિલ્લા : ડેરા ઈસ્માઈલખાં પાસેની હસ્ત લિખિત પ્રતમાંથી.

રિજાલે મહારિબે હરબે મકસા બહુમ,
લદી રબ્બહુમ અન્ફાલહુમ અસ્સકલ.

ભાવાર્થ :

આજે લડાયક સિપાહીઓ ઉશ્કેરાયેલા હતા.
દુશ્મનની ફોજ પોતાના જુલ્મોના હાથે,
તે ઊંટના જેમ ઢળી પડી, જે ઊઠી ન શકે.
તે લડાયક શરવીરો, જેમનો વ્યવસાય જ જંગ છે,
ખુદા તેઓની સાથે છે અને તેઓને મહાન અજ્ર મળશે.

□

બુઝુર્ગોમાંથી એક ફરમાવે છે કે,

મેં આ બંને શે'ર એક કિતાબના પૂઠા પર લખી લીધાં. એક દિવસે હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.,ની નજર તેના પર પડી.

તેઓ મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,
'લોકોમાં કેવી રીતે વાત સચવાયેલી રહે છે!'

□

ખ્વાજા ખિઝર (અલૈ.) કેટલીક ફઝીલતોથી મુશર્રફ થયા છે : અબ્દિય્યહ, ઈન્દિય્યહ, અને ઇલ્મે લદુન્નિય્યહ થી.

ખુદા તઆલાનો કોલ છે :
'ફવજદા અબ્દમ મિન ઈબાદિના આતયનાહુ
રહમતમ મિન ઈન્દિના વ અલ્લમ્નાહુમ
મિલ્લદુન્ના ઇલ્મા'[1]

ભાવાર્થ :

એટલે (ત્યાં પહોંચીને) તેમણે અમારા બંદાઓમાંથી એક બંદાને જોયા જેમને અમે પોતાની ખાસ રેહમત (અર્થાત્ મકબૂલિય્યત) આપી હતી અને અમે તેને પોતાની પાસેથી એક ખાસ પ્રકારનો ઈલ્મ શીખવ્યો હતો.

□

• ૧ પારો : ૧૫, સૂરએ 'કહફ', આયત : ૬૫

સહીહ બુખારી શરીફમાં આવ્યું છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'એ બંદાથી મુરાદ ખિઝર (અલૈ.) છે.'

□

- તેઓ અકસર (બહુધા) બીમાર રહે છે. પોતાનો ઈલાજ પોતે કરે છે.
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પહેલાં હર પાંચસો વરસ પછી તેમના નવા દાંત મુબારક નીકળતા હતા. અંતિમ નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બાદ હર એક સો વીસ વરસ પછી નવા દાંત નીકળે છે.
- ખિઝર (અલૈ.) એ ઘણી શાદીઓ કરી છે. તેમની પુષ્કળ ઔલાદ છે પરંતુ હવે શાદી કરવી છોડી દીધી છે અને કોઈ ઔલાદ નથી.
- ખ્વાજા ખિઝર (અલૈ.) ને તેમનાં બીબી–બાળકો ઓળખતા નથી (કે તેઓ ખ્વાજા ખિઝર અલૈ. છે.)
- ખ્વાજા ખિઝર (અલૈ.) બજારમાં આવીને વસ્તુઓ ખરીદે છે, વેચે છે અને સોદા કરાવે છે.
- તેઓ મિના અને અરફાતમાં પણ આવે છે અને મધુર અવાજને પસંદ ફરમાવે છે.
- અલ્લાહના કલામને સાંભળે છે અને સિમાઅ સાંભળવા જાય છે તેમ જ તેમના પર વજ્દ (મસ્તી) તારી થઈ જાય છે. તેઓ એક રાત કે તેનાથી વધારે આ હાલતમાં રહે છે.
- નેક લોકોને મળવા અને જુમ્આની નમાઝ પઢવા જાય છે.
- ઔલિયા અલ્લાહ સંગાથે બેસે છે.
- દર વરસે બે વખત, ખ્વાજા ખિઝર (અલૈ.) જ્યાં પણ ફરમાવે ત્યાં ઔલિયા અલ્લાહ હાજર થઈ જાય છે.

  ૧ હજ્જના મોકા પર અરફાતમાં (જ્યાં ફરમાવે ત્યાં)

  ૨ રજબના મહિનામાં (જ્યાં ફરમાવે ત્યાં)

- બુખારાના મશાઈખથી નકલ થયેલું છે કે,
  રજબ મહિનાની પહેલી જુમ્આએ હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.) બુખારામાં હોય છે. એટલા જ માટે બુખારાના મશાઈખ એ દિવસે બુખારા અને સમરકંદમાં ઈદ મનાવે છે. એકબીજાથી મળે છે અને મુસાફહ (હસ્તમેળાપ) કરે છે, એ ઉમ્મીદ પર કે ખ્વાજા ખિઝર (અલૈ.) ને પામે.
- વહી ઉતરવા પહેલાં ખ્વાજા ખિઝર (અલૈ.)હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમથી સુહબત રાખતા હતા પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમ તેમને ઓળખતા ન હતા.
- ખ્વાજા ખિઝર અલૈહિસ્સલામે રસૂલુલ્લાહ
  સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમથી મોટા પ્રમાણમાં હદીસો નકલ કરી છે.
  તેમાંથી એક નીચે પ્રમાણે છે :
  તેઓ (અર્થાત ખ્વાજા ખિઝર અલૈ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમની પાસે કોઈ અનસારીના ઘરમાં હતા. ત્યારે ઘણાં સહાબા (રદિ.) ગમગીન, ઉદાસ અને દુશ્મનોથી ડરતાં બેઠેલાં હતા.
  રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું,

  **'મા મિમ્મવમિનિલ લ યકૂલુ સલ્લલ્લાહુ અલા,**
  **મુહમ્મદિન ઈલ્લા નસરુલ્લાહિ કલ્બહુ વ નૂરહુ.**

**ભાવાર્થ :**

નથી કોઈ મોમિન જે કહે પરંતુ આ કે ખુદાવંદ તેના કલ્બ (દિલ) ને રોશન કરે અને તેને સાથ આપે.
ખ્વાજા ખિઝર અલૈહિસ્સલામે ફરમાવ્યું કે,
એક વખતે હું અને ખ્વાજા ઈલ્યાસ (અલૈ.) શમૂઈલ અલૈહિસ્સલામની પાસે હતા કે દુશ્મનોએ તેમના પર વર્ચસ્વ મેળવ્યું.
શમૂઈલ અલૈહિસ્સલામે પોતાના દોસ્તોથી કહ્યું કે,

'સલ્લલ્લાહુ તઆલા અલા મુહમ્મદિન
કહીને દુશ્મનો પર ચઢાઈ કરી દો!'
તેઓએ એક હુમલો કર્યો અને કહ્યું,
'સલ્લલ્લાહુ તઆલા અલા મુહમ્મદિન.'
દુશ્મનો હારી ગયા અને દરિયામાં ડૂબી ગયા.
ખ્વાજા ખિઝર અલૈહિસ્સલામ આ દુઆને વધારે
પ્રમાણમાં પઢતા હતા :
'યા હય્યૂ યા કય્યૂમુ યા લા ઈલાહ ઈલ્લા અન્ત
અસ્અલુક અન તુહયિય કુલૂબિના બિનૂરિ
મઅરિફતિક અબદન.'

**ભાવાર્થ :**

હે જીવંત! હે (વિશ્વના કારભારને) સંચાલિત
(કાયમ) રાખનાર! હે (ખુદા)! તારા સિવાય કોઈ
ઈબાદતને લાયક નથી. તારાથી દુઆ છે કે પોતાના
નૂરે મા'રિફતથી અમારા દિલોને હંમેશાં મુનવ્વર રાખ!

□

જાણી લો કે ખ્વાજા ખિઝર અને ખ્વાજા ઈલ્યાસ અલૈહિમુસ્સલામ અને તમામ ઔલિયા અલ્લાહ ગાઈબ અને હાઝિર (જેઓ પ્રત્યક્ષ છે કે પરોક્ષ છે તે બધાં) અહલે સુન્નત વ જમાઅત મઝહબ પર છે તેમ જ કિતાબ (કુરઆન શરીફ) અને સુન્નતની પૈરવી કરે છે.

'સબ્બિતના અલા ઝાલિક'
ખુદાવંદા! અમને એના પર ઈસ્તેકામત (અડગતા) આપ!

# ૩ કુરઆન શરીફનો તાજિક ભાષામાં અનુવાદ

સોવિયેટ રશિયાના તાજિકિસ્તાન રાજ્યની સરહદ અફઘાનિસ્તાનને અડે છે. ૪૦ લાખ કુલ આબાદીના ૯૮ ટકા તાજિક અને ઉઝબેક મૂળના મુસ્લિમો છે. આમુ નદી તાજિકિસ્તાન અને અફઘાનિસ્તાનને જુદા પાડે છે. દોશમ્બા એની રાજધાનીનું શહેર છે જેનું રશિયન નામ સ્ટાલિનાબાદ છે.

તાજિકિસ્તાનની ભાષા તાજિક ભાષામાં કુરઆન શરીફનો સૌથી પ્રથમ અનુવાદ આશરે પાંચસો વરસ પહેલાં હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) એ કર્યો હતો જેનાથી આપની વિદ્વત્તાનો ખ્યાલ આવે છે.

## બીજી કિતાબો

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ની લખેલી બીજી લોકપ્રિય કિતાબો નીચે પ્રમાણે છે :

૪ તફસીરે યાકૂબ ચરખી (રહ.)

૫ રિસાલએ નાઈયયહ

૬ શર્હે રૂબાઈએ અબૂ સઈદ અબૂલ ખૈર (રહ.)

૭ શર્હે અસ્માઉલ્લાહ

૮ રિસાલા દરબારએ અસ્હાબ વ અલામાતે કયામત

### વફાત

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) ની વફાત ૫ અથવા ૧૫, સફર હિજરી સન ૮૫૧ મુતાબિક ઈસ્વીસન ૧૪૪૭માં થઈ.

આપ (રહ.)નો મઝારે મુબારક તાજિકિસ્તાનના પાટનગર દોશમ્બા નજીક હલફતૂ (બલગનુન)માં છે. હવે સોવિયેટ સરકારે હલફતૂનું નામ ગુલિસ્તાન રાખ્યું છે.

## તારીખે વફાત

આપની વફાતની સાલ હિજરી સન ૮૫૧ ના અદદ નીચેના શબ્દસમૂહોમાંથી મળે છે:

(૧) 'શમ્સુલ હિદાયત'

(૨) 'અબરે રહમત'

## આપ (રહ.)ની એક રૂબાઈ

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) કવચિત શે'ર પણ કહેતા હતા. નીચેની રૂબાઈ આપ (રહ.)ની છે:

તા દર તલબે ગૌહરે કાની કાની,
તા ઝિંદા બ બૂયે વસ્લ જાની જાની;
ફીલ્જુમ્લહ હદીસે મુત્લક અઝ મન બશનવ,
હર ચીઝ કે દર જુસ્તન આની આની.

ભાવાર્થ :

- હંમેશા અલ્લાહ તઆલાની મુહબ્બત અને મા'રેફતનાં કિંમતી હીરા-મોતીઓ મેળવવાની તલબમાં રહો.
- જીવનભર અલ્લાહ તઆલાના મિલનની મધુરપ મેળવવામાં મંડેલા રહો.
- ટૂંકમાં મારી એક વાત ધ્યાનથી સાંભળો:
- જે વસ્તુની શોધમાં માણસ અડગતાથી મંડેલો રહે છે તે તેને મળીને જ રહે છે.



# હઝરત ખ્વાજા નાસિરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરાર

## રહમતુલ્લાહિ અલૈહ



□

રોઝે મેહશર કફ્શ બરદારી
ઉબૈદુલ્લાહ (રહ.) કી,
કર ઇનાયત શાફ્એ
રોઝે જઝા કે વાસ્તે.

□

## નામ, લકબ અને મરતબો

આપનું નામ ઉબૈદુલ્લાહ હતું.

નાસિરુદ્દીન આપનો લકબ હતો કારણ કે દીને ઈસ્લામને આપ (રહ.)થી નુસરત (મદદ) મળી.

અહરાર પણ આપનો લકબ હતો.

અહરાર શબ્દ હુર્રનું બહુવચનનું રૂપ છે.

આ લકબમાં આપની ઘણી તારીફ છે કારણ કે હુર્ર તેને કહે છે, જે ઉબૂદિય્યતની હદોને સંપૂર્ણ રીતે કાયમ રાખે અને ગૈરોની ગુલામીથી મુક્ત થઈ જાય.[1]

□

આપ કુતુબે વક્ત અને નવમી સદીના મુજદ્દિદ હતા.

આપ ફારૂકી નસબના હતા.

આપ હનફી મઝહબ અને નકશબંદી મશરબના હતા.[2]

### જન્મ

આપ (રહ.)નો જન્મ સોવિયેટ રશિયાના ઉઝબેકિસ્તાન રાજ્યના પાટનગર તાશ્કંદ નજીક આવેલા બાગિસ્તાન નામના ગામમાં હિજરીસન ૮૦૬ (ઈસ્વીસન ૧૪૦૪)માં રમઝાનના મુબારક મહિનામાં થયો હતો.

'ઝાતે આરિફાં' શબ્દ સમૂહમાં ૮૦૬ ના અદદ મળે છે.

### માતા-પિતા

આપના માનનીય પિતાજીનું નામ મહંમદ બિન શહાબુદ્દીન હતું. આપ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બગદાદી (રહ.)ની મુબારક ઔલાદમાંથી હતા અને જન્મજાત વલી હતા.

આપના માનનીય માતા શેખ ઉમર બાગિસ્તાનીની ઔલાદ માંથી હતા. આપ હઝરત ખ્વાજા મહંમદ શાશીના નેક પુત્રી હતાં.

● ૧ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' : પા. ૫૫૩

૨ 'જવાહરે ઉલૂવિય્યહ' પા. ૭૪

## જન્મથી બુઝુર્ગીની નિશાનીઓ જાહેર થવા માંડી

બાળકને જન્મ આપ્યા પછી માતાના ચાલીસ દિવસો નિફાસના અર્થાત્ નાપાક લોહી વહેવાના હોય છે એટલે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) એ પોતાનો જન્મ થયા પછી ચાલીસ દિવસ સુધી પોતાની માતાનું દૂધ પીધું નહિ! જ્યારે માતાએ નિફાસથી પાક થઈને ગુસલ કર્યું ત્યારે આપે દૂધ પીવાનું શરૂ કર્યું!

## ત્રણ વરસની ઉંમરમાં હુઝૂરે હક હાસિલ!

મહાન નકશબંદી મુજદ્દિદી બુઝુર્ગ હઝરત સૈયદ શાહ ગુલામઅલી સાહબ દહેલવી (રહ.)ના ખલીફા હઝરત શૈખ રઉફ અહમદ સાહબ પોતાની મશહૂર કિતાબ 'જવાહરે ઉલૂય્યહ' માં લખે છે કે,

આપને (હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર રહ. ને) ત્રણ વરસની ઉંમરમાં હુઝૂરે હક હાસિલ હતો. આપ ફરમાવતા કે, લોકો કેવી રીતે ગુનાહોમાં પડે છે?! આપ (આ પ્રમાણે) એટલા માટે ફરમાવતા હતા કે આપ એવું સમજતા હતા કે મારી જેમ બધાંને જ હઝરતે હકની હુઝૂરી હાસિલ છે.[1]

## આપ (રહ.)ના દાદાને બશારત

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ના માનનીય દાદા ખ્વાજા શહાબુદ્દીન (રહ.) મોટા બુઝુર્ગ અને પોતાના સમયના કુતુબ હતા. આપનો જ્યારે આખરી સમય નજીક આવ્યો ત્યારે પોતાના પૌત્રને અલ વિદાઅ કહેવા માટે બોલાવ્યા. ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) ત્યારે ઘણાં નાના હતા. જ્યારે માનનીય દાદાની નજીક ગયા ત્યારે તેમને જોઈને તેમના દાદા તેમની તાઝીમ-સનમાનના માટે ઊભા થઈ ગયા!

તે પછી દાદા સાહબે આપને ગોદમાં લઈને ફરમાવ્યું કે, 'આ ફરઝંદના વિષે મને બશારતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ છે કે એ 'પીર આલમગીર' થશે. એનાથી શરીઅત ને તરીકતને રોનક હાસિલ થશે.'

● ૧ 'જવાહરે ઉલૂય્યહ' પા. ૭૪

## જાહેરી ઈલ્મ મેળવવા સમરકંદ ગયા

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) ના મામા ખ્વાજા ઈબ્રાહીમ (રહ.)ને આપની તાલીમ વિષે ખૂબ કાળજી હતી એટલે આપને જાહેરી ઈલ્મ શીખવવા માટે તાશ્કંદથી સમરકંદ લઈ ગયા.

બાતિની શુગલનો આપના ઉપર ભારે પ્રભાવ હોવાથી જાહેરી ઈલ્મ હાસિલ કરવામાં રૂકાવટ થઈ.

ખ્વાજા ફઝલુલ્લાહ અબૂલૈશી (રહ.) સમરકંદના ઉચ્ચ કક્ષાના આલિમોમાંના એક હતા.

તેઓ ફરમાવે છે કે,

'ખ્વાજા ઉબૈદુલ્લાહના બાતિની કમાલની તો મને ખબર નથી પરંતુ જે ચીલાચાલુ જાહેર ઈલ્મ છે તેમાંથી ઘણું ઓછું શીખ્યા છે. એવો દિવસ ભાગ્યે જ હશે કે તેઓએ (ખ્વાજા ઉબૈદુલ્લાહે) 'તફસીરે કાઝી બૈઝાવી' વિષે અમારી સમક્ષ કોઈ શુબહ (શક, ગુમાન) પેશ કર્યું ન હોય, અને અમે બધા તેને હલ કરવાથી આજિઝ થયા ન હોય!'

## બાતિની ફૈઝ હાસિલ કરવા સાત વરસ સફર કરી

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ૨૨ (બાવીસ) વરસની ઉમરથી ૨૯ (ઓગણત્રીસ) વરસની ઉમર સુધી સતત સફર કરતા રહ્યા.

આ સાત વરસની સફરમાં તે સમયના ઘણા બુઝુર્ગો અને મશાઈખની ખિદમતમાં હાજર થવાનો મોકો મળ્યો. એની વિગતો નીચે પ્રમાણે છે.

### હઝરત મૌલાના નિઝામુદ્દીન (રહ.) ની ખિદમતમાં

હઝરત મૌલાના નિઝામુદ્દીન (રહ.) સમરકંદમાં રહેતા હતા. આપ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)ના ખલીફા હતા.

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) હઝરત મૌલાના નિઝામુદ્દીન (રહ.)ની ખિદમતમાં સર્વ પ્રથમ હાજર થયા તેના એક દિવસ પહેલાં મૌલાના નિઝામુદ્દીન (રહ.) એ મુરાકિબહ પછી ના'રો માર્યો!

લોકોએ કારણ પૂછયું તો આપે ફરમાવ્યું કે,

'પૂર્વ દિશામાંથી એક શખ્સ પ્રગટ થયા છે જેમનું નામ ઉબૈદુલ્લાહ અહરાર છે!

તેણે તમામ ધરતીને પોતાની રુહાનિયતમાં લઈ લીધી છે

તે અજબ બુઝુર્ગ શખ્સ છે!'

□

એક દિવસે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) હઝરત મૌલાના નિઝામુદ્દીન (રહ.) ને ત્યાંથી નીકળ્યા ત્યારે એક બુઝુર્ગે પૂછયું કે,

'આ ખૂબસૂરત જુવાન કોણ છે?!'

મૌલાના (રહ.) એ ફરમાવ્યું કે,

'એ ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર છે. ટૂંકમાં જ દુનિયાના બાદશાહો એમના દરવાજાના ભિખારી બનશે!'

### હઝરત સૈયદ કાસિમ તબરેઝી (રહ.)

હઝરત સૈયદ કાસિમ તબરેઝી (રહ.) પણ સમરકંદમાં રહેતા હતા. હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) એમની સુહબતથી પણ મુશર્રફ થયા.

કેટલોક સમય આપની ખિદમતમાં રહ્યા પછી હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) બુખારા તરફ રવાના થયા.

### શૈખ સિરાજુદ્દીન કુલાલ પરમસી (રહ.)

સમરકંદથી બુખારા જતાં રસ્તામાં વાબકની નામનો કસ્બો આવે છે. એની નજીક પરમસી નામનું ગામડું છે જે બુખારાથી આશરે ૨૦ (વીસ) કિલોમિટર દૂર છે.

હઝરત શૈખ સિરાજુદ્દીન કુલાલ (રહ.) અહીં રહેતા હતા. આપ (રહ.) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના ખલીફા હતા.

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) હઝરત શૈખ સિરાજુદ્દીન કુલાલ પરમસી (રહ.)ની ખિદમતમાં એક અઠવાડિયું રહયા અને આપથી ફૈઝ હાસિલ કર્યો.

## હઝરત મૌલાના હિસામુદ્દીન શાશી (રહ.)

હઝરત મૌલાના હિસામુદ્દીન શાશી (રહ.) બુખારામાં રહેતા હતા. આપ હઝરત સૈયદ અમીર હમ્ઝા બિન હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) ના ખલીફએ અવ્વલ હતા.

બુખારા પહોંચીને હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) એ હઝરત મૌલાના હિસામુદ્દીન શાશી (રહ.)ની ઝિયારત કરી.

## હઝરત ખ્વાજા અલાઉદ્દીન ગજદવાની (રહ.)

હઝરત ખ્વાજા અલાઉદ્દીન ગજદવાની (રહ.) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના ખલીફા હતા.

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) હઝરત ખ્વાજા અલાઉદ્દીન ગજદવાની (રહ.)ની ખિદમતમાં પણ ઘણી વખત હાજર થયા અને ફૈઝ હાસિલ કર્યો.

## હિરાતમાં ચાર વરસ રોકાયા

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) હવે બુખારાથી ખુરાસાન તરફ રવાના થયા અને મર્વના રસ્તે હિરાત પહોંચ્યા. હિરાતમાં આપ ચાર વરસ રોકાયા.

આ અરસામાં આપ અકસર સૈયદ કાસિમ તબરેઝી (રહ.) અને શૈખ બહાઉદ્દીન ઉમર કુદ્દિસ સિર્રહૂમાની સુહબતમાં રહ્યા.

કોઈ કોઈ વખત આપ શૈખ ઝૈનુદ્દીન ખ્વાની (રહ.)ની ખિદમતમાં પણ હાજર થતા રહેતા હતા.

## હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ને મળવા ઉપડયા

હિરાતમાં હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)એ એક સોદાગર પાસે હઝરત મૌલાના ખ્વાજા યાકૂબ ચરખી (રહ.)ના ખૂબ વખાણ સાંભળ્યા. એટલે હઝરત મૌલાના ખ્વાજા યાકૂબ ચરખી (રહ.)ને મળવાના ઈરાદાથી આપ હિરાતથી બલ્ખના રસ્તે હિસાર તરફ રવાના થયા.

બલ્ખમાં હઝરત અલાઉદ્દીન અત્તાર (રહ.)ના ખલીફા હઝરત મૌલાના હિસામુદ્દીન પારસા (રહ.) રહેતા હતા. એટલે હઝરત

ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) હઝરત મૌલાના હિસામુદ્દીન પારસા (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

ત્યાંથી હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)ના મઝારે મુબારકની ઝિયારતના માટે ચુગાનિયા ગયા.

ચુગાનિયાથી હલફતૂ, મૌલાના યાકૂબ ચરખી (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

એ હાજરીનો કિસ્સો ખુદ પોતે બયાન ફરમાવે છે કે, જ્યારે હું ચુગાનિયાના પ્રદેશમાં પહોંચ્યો ત્યારે બીમાર પડ્યો અને વીસ દિવસ સુધી મેલેરિયાનો તાવ આવતો રહ્યો. આ અરસામાં ચુગાનિયાના કેટલાક લોકોએ મૌલાના ખ્વાજા યાકૂબ ચરખી (રહ.)ની ઘણી ગીબત, બદગોઈ અને બૂરાઈ કરી. બીમારીના દિવસોમાં આવી પરેશાન વાતોને સાંભળવાથી ખ્વાજા ચરખી (રહ.)ની મુલાકાતના ઈરાદામાં ઘણી કમી થઈ ગઈ!

છેવટે મેં મારા દિલમાં કહ્યું કે, તું આટલા દૂરના પ્રદેશથી સફર કરીને આવ્યો છે, એટલે આ વાત ઠીક નથી કે તું તેમની મુલાકાત ન કરે!

એટલે હું તેમની ખિદમતમાં હાજર થયો.

### હઝરત મૌ. યાકૂબ ચરખી (રહ.) દિલની વાત જાણી ગયા

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) આગળ ફરમાવે છે કે, આપે મારી સાથે ખૂબ જ માયાળુ વર્તન કર્યું. અને મારી સાથે ઘણી વાતો કરી.

પરંતુ બીજા દિવસે ફરી પાછો આપની ખિદમતમાં હાજર થયો ત્યારે આપ ખૂબ જ ગુસ્સે થઈ ગયા. હું સમજી ગયો કે આ ગુસ્સો ચુગાનિયાના લોકોથી ગીબત સાંભળવાના કારણે અને તલબમાં કમી થવાના કારણે છે.

હઝરતે એનો ખુલાસો તો ન કર્યો પરંતુ ફરમાવ્યું કે,

'શું એ આસાન છે કે કોઈ શખ્સ કોઈની મુલાકાત માટે બે મહિના પહેલાં આવે અને તેને ન મળે?!'

## પોતાનું આખું સ્વરૂપ જ બદલી નાંખ્યું!

હઝરત ખ્વાજા અહરાર (રહ.) વળી આગળ ફરમાવે છે કે, થોડા સમય પછી આપે ફરી પાછો નરમ અને માયાળુ વર્તાવ કર્યો અને હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં પોતાની હાજરીની સઆદતનો કિસ્સો બયાન કર્યો.

તે પછી આપે પોતાનો હાથ મારી તરફ લંબાવ્યો અને ફરમાવ્યું કે,

'આવો! મારા હાથ પર બૈઅત કરો!'

હઝરત (મૌલાના)ની પેશાની પર કોઢના જેવો એક સફેદ ડાઘ હતો. તેને જોઈને મારા મનમાં નફરત થઈ. હઝરત તરત જ મારા મનની સ્થિતિ જાણી ગયા! આપે પોતાનો હાથ તરત જ ખેંચી લીધો.

તે પછી હઝરતે પોતાનું આખું સ્વરૂપ જ બદલી નાંખ્યું. અને એવું હસીન તેમ જ ખૂબસૂરત સ્વરૂપ ધારણ કર્યું કે હું મારી જાત પરનો કાબૂ ગુમાવી બેઠો. નજીક જ હતું કે હું બેખુદ થઈને હઝરતને વળગી પડું!

પછી ફરી આપે પોતાનો હાથ લંબાવ્યો અને ફરમાવ્યું કે, 'હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ કુદ્દિસ સિર્રુહૂએ મારો હાથ પકડીને ફરમાવ્યું હતું કે,

'તારો હાથ મારો હાથ છે અને જેણે તારો હાથ પકડ્યો તેણે બેશક મારો હાથ પકડ્યો!'

મેં તરત જ હઝરત મૌલનાનો હાથ પકડી લીધો.[1]

### સ્વરૂપ બદલવાની કરામત આપને પણ મળી હતી

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના મહાન ખલીફા, 'નફહાતુલ ઉન્સ' વગેરે અનેક વિખ્યાત કિતાબોના મહા વિદ્વાન લેખક હઝરત મૌલાના નૂરુદ્દીન અબ્દુર્રહમાન જામી કુદ્દિસ સિર્રુહૂ ફરમાવે છે કે,

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ : ૧, પાનું ૨૧૩, ૨૧૪

જ્યારે હઝરત ખ્વાજા (ઉબૈદુલ્લાહ અહરાર રહ.)એ મૌલાના યાકૂબ ચરખી કુદ્દિસ સિર્રુહૂની માનવીય સૂરત અને લિબાસ બદલવાનો કિસ્સો મને બયાન ફરમાવ્યો (ત્યારે મને નવાઈ લાગી એટલે) હઝરત (તરત જ)એ બુઝુર્ગની શિકલમાં મારી સામે આવ્યા, જેના પ્રત્યે મને અત્યંત ઉલ્ફત અને સંબંધ હતો! તે બુઝુર્ગને દુનિયાથી ઈન્તેકાલ કર્યાને થોડા દિવસો વીત્યા હતા!

મારી નજર પડતાં જ હઝરતે તુરંત તે શિકલ બદલી નાંખી! મને ખ્યાલ આવ્યો કે કદાચ મને ભ્રમ થઈ ગયો હશે! પરંતુ મારા સહપ્રવાસીઓથી પણ સાંભળ્યું કે તેઓએ પણ જોયું હતું.

હઝરત (ખ્વાજા ઉબૈદુલ્લાહ રહ.)ના સૂરતો અને શિકલો બદલવાના બનાવો ઘણા મોટા પ્રમાણમાં બનેલા છે.

મૌલાના હાજી મઝારી (રહ.) અને હાફિઝ ઈસ્માઈલ રૂમી (રહ.) જેઓ મૌલાના સઅદુદ્દીન કુદ્દિસ સિર્રુહૂના મુરીદોમાંથી છે તેઓ નકલ કરે છે કે અમે હઝરત ખ્વાજા (ઉબૈદુલ્લાહ અહરાર) કુદ્દિસ સિર્રુહૂને મૌલાના સઅદુદ્દીનની સૂરતમાં જોયાં છે![1]

## સ્વરૂપ બદલવાની કરામત આપના પુત્રને પણ મળી હતી

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના મોટા સાહબ-ઝાદાનું નામ હઝરત ખ્વાજા મુહમ્મદ હતું. આપ આલિમ, આરિફ, સાહબે તસર્રુફ અને બાકરામત હતા.

હઝરત ખ્વાજા મુહમ્મદ કુદ્દિસ સિર્રુહૂની ફૂફી સાહિબા (ફોઈ) નકલ કરે છે કે,

જ્યારે હઝરત ખ્વાજા (મુહમ્મદ) પર કબ્ઝની કૈફિયત તારી થતી હતી ત્યારે આપ વારંવાર ઘરમાંથી બહાર જતા અને બહારથી અંદર આવતા. અંદર-બહાર આંટા મારતા રહેતા. જ્યારે આપ બહારથી ઘરમાં તશરીફ લાવતા ત્યારે પોતાની સૂરત બદલીને નવી જ સૂરતમાં ઘરમાં આવતા. જો દસ વખત પણ અંદર આવતા તો દરેક વખતે નવી સૂરતમાં આવતા!

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ : ૧, પાનું : ૨૪૩
હવાલો : 'રુશ્હાત' પાનું ૩૨૦

ઘરમાં રહેતી વૃદ્ધ ઔરતો ગૈર આદમીની શિકલના કારણે ભૂલાવામાં પડી જતી અને શોર મચાવવા લાગતી. આપ નવી સૂરત બદલીને મૂળ સ્વરૂપમાં આવી જતાં અને હસી પડતાં અને આપની કબ્ઝની કૈફિયત જતી રહેતી.[1]

## અબ્દાલ પોતાનું સ્વરૂપ બદલી શકે છે

હઝરત મેહબૂબે સુબ્હાની કુત્બે રબ્બાની શૈખ અબ્દુલકાદિર જિલ્લાની (રહ.)ની કિતાબ 'ફુતૂહુલ ગૈબ' ની શર્હ (વિવરણ) ઈમામુલ મુહદ્દીસિન હઝરત શાહ અબ્દુલ હક સાહબ મુહદ્દિસ દહેલ્વી(રહ.)એ કરેલી છે.

મજકૂર ('ફુતૂહુલ ગૈબ') કિતાબમાં હઝરત મેહબૂબે સુબ્હાની (રહ.)એ અબ્દાલનો ઉલ્લેખ કરેલો છે.

'અબ્દાલ' શબ્દની શર્હ (વિવરણ) કરતાં હઝરત શાહ અબ્દુલ હક સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે,

'અબ્દાલને અલ્લાહ તઆલાએ એવી કુવ્વત અર્પણ કરી છે કે તે પોતાની હય્યતે જિસ્મ (શારીરિક સ્વરૂપ)ને એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં બદલી શકે છે.'

હઝરત મૌલાના રૂમી (રહ.)એ પણ પોતાની મસ્નવીમાં અબ્દાલને અલ્લાહ તરફથી પોતાના શારીરિક સ્વરૂપને બદલવાની કુવ્વત અર્પણ થયેલી હોવાનું લખ્યું છે.[2]

## મૌલાના યાકૂબ ચરખી (રહ.)એ ખિલાફત આપી

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ફરમાવે છે કે,

મેં હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)નો હાથ પકડી લીધો એટલે આપે હઝરાતે ખ્વાજગાને નકશબંદિય્યહના તરીકા પ્રમાણે મને નફી અને ઈસ્બાતનો શુગ્લ જેને વુકૂફે અદદી પણ કહે છે, તે શીખવ્યો અને ફરમાવ્યું કે,

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ : ૧ પાનું ૨૪૫ :
હવાલો : 'રુશ્હાત' પા. ૩૧૯
૨ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી અનુવાદ) પા. ૪૧, ૪૨

'જે કંઈ મને ખ્વાજા નક્શબંદ (રહ.)થી પહોંચ્યું છે તે એ જ છે.

જો તમે જઝબહના તરીકાથી તાલિબોની તરબિયત કરો તો તમને ઈખ્તિયાર છે.'

□

અહીં તાલિબોની તરબિયત કરવાની પરવાનગીનો મતલબ ખિલાફત છે.

## માત્ર દીવાસળીની જરૂર

બૈઅત કરતાંની સાથે જ ખિલાફત પણ આપવાના કારણે હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ના કેટલાક મુરીદોને નવાઈ લાગી. તેઓએ હઝરતને કારણ પૂછ્યું.

હઝરતે ફરમાવ્યું કે,

'તાલિબે મુરશિદની પાસે એવી રીતે આવવું જોઈએ કે બધી વસ્તુઓ તૈયાર હોય, માત્ર ઈજાઝતની વાર હોય!'

મૌલાના જામી (રહ.) લખે છે કે,

મૌલાના ખ્વાજા યાકૂબ ચરખી (રહ.) ફરમાવતા હતા કે,

'જે તાલિબ કોઈ બુઝુર્ગની સુહબતમાં આવવા ચાહે
તેણે ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરારની જેમ આવવું
જોઈએ કે દીવો, તેલ, દિવેટ બધું જ તયાર હોય,
માત્ર દીવાસળી સળગાવવાની વાર હોય.'

## ખ્વાજા નક્શબંદ (રહ.) ની રૂહાનિયતથી મદદ

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના એક મકતૂબ (પત્ર)માં લખે છે કે,

કોઈને ઉવૈસી કહેવામાં આવે તો પીરે ઝાહિરથી ઈનકાર નથી કારણ કે ઉવૈસી તે શખ્સ છે જેની તરબિયતમાં રૂહાનીઓનો દખલ છે.

હઝરત ખ્વાજા (ઉબૈદુલ્લાહ) અહરાર કુદ્દેસ સિર્રુહૂ ને પીરે ઝાહિર ઉપરાંત હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.) ની રૂહાનિયતથી મદદ મળતી હતી એટલા માટે એમને ઉવૈસી કહેતા હતા.[1]

● ૧ 'દુર્રે લાસાની' ભાગ : ૩, પત્ર : ૧૨૧, પાનું ૩૮૦

## ખ્વાજા નક્શબંદ (રહ.)નો ઇશારો ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) તરફ હતો

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) ના ખલીફા હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.) પોતાની મશહૂર કિતાબ હઝરાતુલ કુદ્સમાં લખે છે કે,

હઝરત ખ્વાજા બુઝુર્ગ (બહાઉદ્દીન નક્શબંદ) રહ. એ મૌલાના યાકૂબ ચરખી (રહ.)ને (વિદાય કરતી વેળા) ફરમાવ્યું હતું કે,

'મારી પાસે તમને જે કંઈ મળ્યું છે તે ખુદાના બંદાને પહોંચાડો !'

હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.)ના આ ઇરશાદમાં હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) તરફ ઈશારો હતો કારણ કે ઉબૈદુલ્લાહનો અર્થ ખુદાનો બંદો થાય છે.

મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) એ હઝરત ખ્વાજા (ઉબૈદુલ્લાહ) અહરાર કુદ્દેસ સિર્રુહૂની તારીફમાં કહેલાં (નીચેના) વચનો મારી વાતનું સમર્થન કરે છે:

'અમાનતદારે ઊ યાકૂબ ચરખી'

તેઓ યાકૂબ ચરખી (રહ.) ના અમાનતદાર હતા.

□

હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.)એ હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) ને વિદાય કરતી વેળા એમ પણ ફરમાવ્યું હતું કે,

'હું તમને ખુદાના હવાલે કરું છું.'

આ શબ્દોમાં એ વાત તરફ ઈશારો છે કે આ અમાનતને યોગ્ય વ્યકિત સુધી પહોંચાડો અને જે અમાનત ખુદાને સોંપવામાં આવે છે તેની હિફાઝત ખુદા કરે છે.[1]

## ધન-દોલતની રેલમછેલ

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ખ્વાજા યાકૂબ ચરખી (રહ.) ની પાસેથી વિદાય થઈને ફરી પાછા હિરાતમાં આવ્યા. લગભગ એક વરસ ત્યાં રહ્યા.

• ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ : ૧, પાનું ૨૨૭

તે પછી ૨૯ (ઓગણત્રીસ) વરસની ઉંમરે પોતાના વતન તાશકંદ પાછા આવ્યા અને ત્યાં સ્થાયી થયા.

અહીં એક શખ્સ સાથે આપે ભાગીદારીમાં ખેતી કરવા માંડી. બંને જણા માત્ર એક જોડી બળદોથી ખેતીનું કામ કરવા લાગ્યા. તે પછી અલ્લાહ તઆલાએ આપની ખેતીમાં એવી મહા ભારે બરકત આપી કે–

આપ દર વરસે ૮૦૦૦૦ (એંસી હજાર) મણ અનાજની ઉશર (ઝકાત) કાઢતા હતા. દરરોજ હઝારો ગરીબો આપના દસ્તરખ્વાન પર ભોજન કરતા હતા.

આપ ફરમાવતા હતા કે,

'મારો તમામ માલ ગરીબો-ફકીરોના માટે છે. એટલા જ માટે એમાં ખૈર અને બરકત એટલી થાય છે કે મારા જે ખેતરમાં લોકો એક હજાર મણ અનાજનો અંદાજો લગાવે છે તેમાંથી પંદરસો મણ અનાજ નીકળે છે.'[1]

### ઘોડા બાંધવાના ખીલા સોનાના!

આપની પાસે દુન્યવી માલ-સામાન પુષ્કળ હતો. ઘોડા બાંધવાના ખીલા સોના કે ચાંદીના બનેલા હતા છતાં તેની સાથે એક બાલ બરાબર પણ સંબંધ ન હતો!

આપ (રહ.) ફરમાવતા હતા કે,

'(સોના–ચાંદીના) આ ખીલા માટી(ના પાત્ર)માં ઢાળવામાં આવે છે ન કે આરિફના દિલમાં!'[2]

□

આપ શાહી શાનોશૌકતથી રહેતા હતા.
હઝરત મૌલાના જામી (રહ.) ફરમાવે છે કે,
ચું ફક્ર અંદર લિબાસે શાહી આમદ,
બેહ તદબીરે ઉબૈદુલ્લાહા આમદ.

૧ 'મશાઈખે નકશબંદિય્યહ' પા. ૪૭
૨ 'જવાહિરે ઉલૂય્યહ' પા. ૭૫

ભાવાર્થ :

ફકીરી જ્યારે શાહી લિબાસમાં આવી,
ત્યારે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની
તદબીરથી આવી.[૧]

□

'યૂસુફ ઝુલૈખા' નામની પોતાની કિતાબમાં, પોતાના પીર હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની તારીફ કરતા, હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) લખે છે કે,

અઝાં દાનહ કઝુ આદમ બનાકામ.
ઝ બુસ્તાને બહીશ્ત આમદ બદી દામ.
હઝારશ મઝરઅ દર ઝીરે કિશ્ત અસ્ત,
કે આદે રફતને શાહે બહીશ્ત અસ્ત.
દરીં મઝરઅ ફિશાન્દ તુખ્મે દાનહ,
દર આં આલમ કુનદ અંબારે ખાનહ.

ભાવાર્થ :

જે દાણાથી લાચાર થઈને હઝરત આદમ (અલૈ.) જન્નતનો બગીચો છોડીને આ દુનિયામાં આવ્યા, તેના હઝારો ખેતરો એની હેઠળ છે કે જે જન્નતના રસ્તાનું ભાથું છે.
તેઓ આ ખેતર (દુનિયા) માં બીજ રોપે છે અને પેલી દુનિયા (આખિરત)માં જમા કરે છે.

## માલ મિત્રોનું કરજ ચૂકવવા માટે છે

એક આલિમ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની તારીફ સાંભળીને આપની ઝિયારતના માટે રવાના થયા. જ્યારે શહેરની નજીક પહોંચ્યા ત્યારે જોયું કે ઊંટો પર પુષ્કળ અનાજ લાદીને શહેરમાં જઈ રહ્યું છે!

પૂછપરછ કરતાં જાણવા મળ્યું કે એ અનાજ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)નું છે! તે ખૂબ જ નવાઈ પામ્યો. તેને

● ૧ 'મશાઈખે નકશબંદિય્યહ' પા. ૪૮

વિચાર આવ્યો કે, આ તે કેવા ફકીર છે કે આટલા મોટા પ્રમાણમાં દુન્યાદારી અને સામાન છે?!

હઝરતની મુલાકાત કરવા વગર પાછાં ચાલ્યાં જવાનું તેને મન થયું પરંતુ પછી વિચાર કર્યો કે આટલું લાંબુ અંતર કાપીને આવ્યો છું તો મુલાકાત કરવામાં શું વાંધો છે?!

તે આલિમ ખાનકાહ શરીફમાં પહોંચ્યા તો અચાનક તેમને ઊંઘ આવી ગઈ. તેમણે ખ્વાબમાં જોયું કે કયામત બરપા છે અને નફ્સા નફ્સીની હાલત છે. એ આલિમ એક શખ્સના કરજદાર હતા. તે શખ્સ આલિમથી પોતાનું કરજ માંગે છે. તે (લેણદાર) ચાહતો હતો કે આલિમ કરજના બદલામાં પોતાના આમાલો તેને આપી દે. તે આલિમ સખત પરેશાની અને ચિંતાની હાલતમાં હતો.

એટલામાં હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ત્યાં તશરીફ લાવ્યા અને શી બાબત છે તે જાણીને પોતાના તરફથી આલિમનું તમામ કરજ ચૂકતે કરી દીધું

એટલામાં આલિમની આંખો ખુલી ગઈ! તેણે જોયું કે હઝરત ખાનકાહમાં હાજર છે.

હઝરત મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

'હું માલ એટલા જ માટે રાખું છું કે મિત્રોને કરજથી મુક્તિ અપાવું.'

તે આલિમે હઝરતના પગો પકડી લીધાં અને માફી માંગી તેમ જ સિલસિલામાં દાખલ થઈ ગયો.[1]

### હુઝૂર (સલ.)ની ઝિયારત

એક દિવસે ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)એ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઝિયારત કરી.

● ૧ 'તઝકિરએ નક્શબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૫૬૫, ૫૬૬
। તે હઝરાતે મશાઇખે નક્શબંદિય્યહ મુજદ્દિદીય્યહ' પાનું ૧૫૭

સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મને પોતાના ખભા ઉપર ઉપાડીને પેલા પહાડ ઉપર લઈ ચાલ!'

મેં એ જ પ્રમાણે કર્યું.[1]

આ ખ્વાબમાં, હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શરીઅત અને સુન્નતોનો સમગ્ર વિશ્વમાં ફેલાવો કરીને, તેને ઉચ્ચ સ્થાને લઈ જવા માટે ઈશારો છે.

## બાદશાહને મળવા માટે સમરકંદ ગયા

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના એક ખાદિમનું નામ મૌલાના નાસિરુદ્દીન અતરારી (રહ.) હતું.

તેઓ બયાન કરે છે કે,

હઝરતે ખ્વાબમાં જોયું હતું કે આપની મદદથી શરીઅતને તકવીયત (શક્તિ) મળશે. આપના મુબારક દિલમાં વિચાર આવ્યો કે આ બાબત બાદશાહોની મદદ વગર હાસિલ ન થશે. એટલે બાદશાહને મળવાના ઈરાદે આપ સમરકંદ ગયા.

તે વખતે મિરઝા અબ્દુલ્લાહ બિન મિરઝા ઈબ્રાહીમ બિન મિરઝા શાહરુખ બિન અમીર તૈમૂર સમરકંદના પ્રદેશનો હાકિમ હતો. હું સફરમાં આપની ખિદમતમાં હતો. જ્યારે આપ સમરકંદ પહોંચ્યા તો મિરઝા અબ્દુલાહનો એક અમીર આપની ખિદમતમાં આવ્યો.

આપે તેને ફરમાવ્યું કે,

'મારો અહીં આવવાનો હેતુ તમારા મિરઝા સાથે મુલાકાત કરવાનો છે. જો તમારી મારફતે કામ થઈ જાય તો ઘણી સારી વાત છે.'

તે અમીરે ખૂબ જ બેઅદબી અને ઉદ્ધતાઈથી જવાબ આપ્યો કે,

● ૧ 'જવાહિરે ઉલ્વ્યહ' પાનું ૭૨

'અમારો મિરઝા બેપરવાહ જુવાન છે. તેનાથી મુલાકાત કરવું મુશ્કેલ છે. દુરવેશોને આવી વાતોથી (બાદશાહોને મળવાથી) શું મતલબ?'

આપે ખફા થઈને ફરમાવ્યું કે,

'મને (અલ્લાહ તઆલા તરફથી) બાદશાહોની મુલાકાતનો હુકમ થયો છે, હું પોતે નથી આવ્યો. જો તમારો મિરઝા પરવાહ નથી કરતો તો બીજાને લાવવામાં આવશે.'

જ્યારે પેલો અમીર ચાલ્યો ગયો ત્યારે આપે તેનું નામ શાહીથી તે મકાનની દીવાલ ઉપર લખ્યું અને પોતાના થુંક વડે ભૂંસી નાંખ્યું!

તે પછી ફરમાવ્યું કે,

'આપણું કામ આ બાદશાહ અને એના અમીરોથી થઈ શકે એમ નથી.'

અને તે જ દિવસે ત્યાંથી રવાના થઈ ગયા.

એક અઠવાડિયા પછી પેલો અમીર મરી ગયો.

એક મહિના પછી સુલતાન અબૂ સઈદ મિરઝા ઈબ્ને મુહમ્મદ મીર ઈબ્ને મીર ઈન્શાહ બિન તૈમૂર, તુર્કસ્તાન તરફથી જાહેર થયો અને મિરઝા અબ્દુલ્લાહ પર હુમલો કરીને તેને કતલ કરી દીધો!

આ બનાવ હિજરી સન ૮૫૫માં બન્યો.



હઝરત ખફા થઈને સમરકંદથી પાછા આવ્યા અને મિરઝા અબ્દુલ્લાહ કતલ થયો તે દરમિયાનના બનાવો પણ જાણવા જેવા છે જે નીચે પ્રમાણે છે.

## સુલતાન અબૂ સઈદ વિશે આગાહી

એક દિવસે હઝરતે ઘણાં લોકોનાં નામો કાગળની કાપલીઓ પર લખ્યા. સુલતાન અબૂ સઈદનું નામ જે કાપલી પર લખ્યું હતું તે કાપલી પોતાની દસ્તાર (પાઘડી)માં મૂકી દીધી.

દોસ્તોએ પૂછયું કે આ કોનું નામ છે જે આપે દસ્તારમાં રાખ્યું છે?

આપે ફરમાવ્યું કે,

'એ તે શખ્સનું નામ છે જેના હું, તમે અને તાશ્કંદ, સમરકંદ તેમ જ ખુરાસાનના લોકો પ્રજાજનો થઈશું!'

હઝરતે આ પ્રમાણે ફરમાવ્યું ત્યારે તે પ્રદેશોમાં સુલતાન અબૂ સઈદનું નામોનિશાન પણ ન હતું. પરંતુ થોડા દિવસો પછી જ સુલતાન અબૂ સઈદ મિરઝાની ખ્યાતિ તુર્કસ્તાનના તરફથી બુલંદ થઈ.[1]

## બાદશાહ પોતે હઝરતને મળવા આવ્યા

એક રાતે (તુર્કસ્તાનમાં) સુલતાન અબૂ સઈદે ખ્વાબમાં હઝરતની ઝિયારત કરી અને હઝરત ખ્વાજા અહમદ બસવી (રહ.) ના ઈરશાદથી હઝરતનું નામ પણ જાણવા મળ્યું. બાદશાહે હઝરત ખ્વાજાની સૂરત અને નામને બરાબર યાદ રાખ્યા.

સુલતાન જ્યારે જાગ્યા ત્યારે પોતાના નિકટના માણસોથી પૂછપરછ કરી કે આવી સૂરત વાળા ખ્વાજા ઉબૈદુલ્લાહ નામના કોઈ શખ્સ આ મુલ્કમાં છે?

લોકોએ જણાવ્યું કે તેઓ અત્યારે તાશ્કંદમાં રહે છે.

સુલતાન તે જ વખતે સવાર થયા અને (તુર્કસ્તાનથી) તાશ્કંદ પહોંચ્યા.

હઝરત ખ્વાજાને જ્યારે તેમના આગમનની જાણ થઈ ત્યારે આપ તરત જ ફરકત નામના સ્થળે રવાના થઈ ગયા.

સુલતાનને જાણ થઈ કે હઝરત ફરકત નામના સ્થળે ગયા છે તો તેઓ પણ ત્યાં પહોંચ્યા.

બાદશાહની જ્યારે હઝરતથી મુલાકાત થઈ અને તેની નજર હઝરતના નૂરાની ચહેરા પર પડી તો કહ્યું કે,

'ખુદાની કસમ! આ તે જ બુઝુર્ગ છે જેમને મેં ખ્વાબમાં જોયા છે!'

• ૧ હઝરાતુલ કુદ્સ' ભાગ: ૧, પાનું ૨૩૮
હવાલો : 'રુશ્હાત' પા. ૨૮૯

બાદશાહે હઝરતના પગો પકડી લીધાં અને ખૂબ જ વિનમ્રતાથી પેશ આવ્યો.

હઝરતે તેની હાલત પર ઘણી તવજ્જુહ ફરમાવી અને તેને પોતાની તરફ જઝબ (આકર્ષિત) કરી લીધો.

### શરીઅતના પ્રચાર માટે બાદશાહે વચન આપ્યું

રવાના થતી વખતે બાદશાહે હઝરતને અરજ કરી કે,

'મારો ઈરાદો સમરકંદ પર ચઢાઈ કરવાનો છે. આપ મારી ફતેહ માટે દુઆ કરો!'

હઝરતે પૂછયું કે,

'તમે કઈ નિય્યતથી ચઢાઈ કરવા ચાહો છો? જો તમારી નિય્યત રોશન શરીઅતને તકવિયત (શક્તિ) આપવાની, દીને મતીનને રીવાજ આપવાની અને પ્રજાજનોના ઈન્તેજામની હોય તો, તમારો આ પ્રવાસ તમારા માટે મુબારક થશે, અને ફતેહ તમારી થશે.'

તેણે અરજ કરી કે,

'રોશન શરીઅતની તકવિયતના માટે જાન અને દિલથી કોશિશ કરીશ તેમ જ પ્રજાજનોના ઈન્તેજામની પણ પૂરતી કોશિશ કરીશ.'

હઝરતે ફરમાવ્યું કે,

'જ્યારે એમ છે તો શરીઅતની પનાહમાં છો, ઈચ્છા પૂરી થશે!'

### કાગડાનું ટોળું આવે ત્યારે હુમલો કરજો

હઝરત ખ્વાજા (ઉબૈદુલ્લાહ અહરાર) રહ. એ સુલતાન મીરઝા અબૂ સઈદને ફરમાવ્યું કે,

'જ્યારે દુશ્મનની સાથે તમારો મુકાબલો શરૂ થાય ત્યારે જ્યાં સુધી તમારી પીઠ પાછળથી કાગડાનું એક ટોળું જાહેર ન થાય ત્યાં સુધી દુશ્મન પર હુમલો કરશો નહિ.'

જ્યારે બંને લશ્કરો વચ્ચે મુકાબલો શરૂ થયો ત્યારે મીરઝા અબ્દુલ્લાહના લશ્કરે પોતાના ઘોડાઓ આગળ વધાર્યા અને

સુલતાન મીરઝા અબૂસઈદના લશ્કરની બાજુની હરોળને નષ્ટ કરીને ડાબી બાજુની હરોળ પર હુમલો કરવાનો ઈરાદો કર્યો જ હતો કે એકાએક કાગડાની એક જમાઅત મીરઝા સુલતાન અબૂસઈદના લશ્કરની પાછળથી જાહેર થઈ.

સુલતાન અબૂસઈદના લશ્કરે જ્યારે હઝરતની આ બશારતને જોઈ ત્યારે તેમના દિલોમાં હિમ્મત અને શકિત પેદા થઈ ગઈ અને એક સાથે મીરઝા અબ્દુલ્લાહના લશ્કર પર જોરદાર હુમલો કર્યો.

પહેલા જ હુમલામાં મીરઝા અબ્દુલ્લાહના લશ્કરને હરાવી દીધું. અમીર અબ્દુલ્લાહનો ઘોડો કીચડમાં ફસી ગયો. તે જ વખતે તેને પકડીને કતલ કરી દેવામાં આવ્યો.

## હઝરત ખ્વાજા (રહ.) જંગના મેદાનમાં!

મીર હસન બહાદુર નામના એક અમીર સુલતાન અબૂસઈદના નિકટના માણસ હતા.

તેઓ રિવાયત કરે છે કે :

જ્યારે અમારા સુલતાન અને મીરઝા અબ્દુલ્લાહમાં મુકાબલો શરૂ થયો ત્યારે હું ત્યાં મોજૂદ હતો.

અમારું લશ્કર આશરે સાત હજારનું હશે અને મીરઝા અબ્દુલ્લાહની ફૌજ ઘણી મોટી અને સાધન સજ્જ હતી. મીર અબ્દુલ્લાહના લશ્કરની શકિત અને સરસાઈ પોતાના લશ્કર પર જોઇને સુલતાન અબૂ સઈદ ઘણાં બેચેન હતા અને તેમના પર ખૌફ અને ભય છવાયલા હતા.

એકાએક સુલતાન આશ્ચર્યથી બોલી ઊઠ્યા કે,

'હે હસન બહાદુર! તું કંઈ જુએ છે ?!'

મેં જવાબ આપ્યો કે,

'હે મારા બાદશાહ! હું મારી સામે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહુને ચાલતા જોઈ રહ્યો છું!'

સુલતાને કહ્યું કે,

'કસમ ખુદાની! હું પણ એ જ જોઈ રહ્યો છું!'

મેં કહ્યું કે,

'હે મારા બાદશાહ! હવે સંતોષિત રહો, આપણે
જરૂર દુશ્મન પર ફતેહ મેળવીશું.'

મારા મુખમાંથી હજુ આ શબ્દો નીકળતાં જ હતા કે દુશ્મનો ભાગવા માંડયા.

આખા લશ્કરે એ જ વાતને દોહરાવી અને દુશ્મનો પર સખત હુમલો કર્યો. અરધી ઘડીમાં મીરઝા અબ્દુલ્લાહનું લશ્કર હારી ગયું અને મીરઝા અબ્દુલ્લાહને ગિરફતાર કરીને કતલ કરી દેવામાં આવ્યો.

સમરકંદ ફતેહ થઈ ગયું!

## હવાઈ ફોજ

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રૂહુ ફરમાવે છે કે,

જ્યારે મીરઝા અબ્દુલ્લાહને કતલ કરવામાં આવ્યો ત્યારે હું તાસ્કંદમાં હતો અને સમરકંદની તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) હતો.

મેં જોયું કે, એક કોમ હવામાંથી જમીન પર ઉતરી. તેણે મીરઝા અબ્દુલ્લાહને ગિરફતાર કરી લીધો અને કતલ કરી દીધો.

મને જાણ થઈ ગઇ કે મીરઝા અબ્દુલ્લાહ માર્યો ગયો છે અને તેનું કામ તમામ થઈ ગયું છે.''[1]

## બાબરની ચઢાઈ

મીરઝા બાબર બિન મીરઝા ખિલ્યસ્તઈર બિન મીરઝા શાહરુખ બિન અમીર તૈમૂર એક લાખનું મોટું સૈન્ય લઈને સમરકંદ ઉપર ચઢાઈ કરવા માટે ખુરાસાનથી રવાના થયો.

સુલતાન મીરઝા અબૂ સઈદે હઝરતની ખિદમતમાં હાજર થઈને અરજ કરી કે,

● ૧ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પાનું ૨૩૯, ૨૪૦
[હવાલો: 'રુશ્હાત' પાનું ૨૯૦]

'મીરઝા બાબરનો મુકાબલો કરવાની મારામાં શક્તિ અને હિંમત નથી. હું શું કરું?'

હઝરતે તેને સાંત્વન આપ્યું કે ગભરાવાની જરૂર નથી.

જ્યારે મીરઝા બાબર આમૂ નદી ઓળંગીને આગળ વધ્યો ત્યારે સુલતાન અબૂ સઈદના અમીરોએ તેને સલાહ અને મશ્વેરો આપ્યો કે આપણે તુર્કસ્તાન ભાગી જઈએ અને ત્યાં કિલ્લામાં રક્ષણ મેળવીએ. તમામ સામાન પણ ઊંટો ઉપર લાદી દેવામાં આવ્યો.

હઝરતને ખબર પડી તો ઊંટો હાંકનારાઓ પર ખફા થયા. તમામ સામાન ઊંટો ઉપરથી નીચે ઉતરાવ્યો. પોતે મીરઝા અબૂસઈદની પાસે ગયા અને ફરમાવ્યું કે,

'ક્યાં જાઓ છો?! જવાની બિલકુલ જરૂરત નથી. અહીં જ કામ થઈ જશે. હું જવાબદારી લઉં છું.'

અમીરો ગભરાઈ ગયા. તેઓ સુલતાન મીરઝા અબૂસઈદને કહેવા લાગ્યા કે, હઝરત ખ્વાજા આપણને મરાવી રહ્યા છે!

સુલતાન મીરઝા અબૂ સઈદને હઝરત પર સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેણે અમીરોની વાત માની નહિ. અને સમરકંદમાં જ કિલ્લામાં રહ્યો.

જ્યારે મીરઝા બાબર સમરકંદના કિલ્લા નજીક પહોંચ્યો ત્યારે તેનો સિપહ સાલાર ખલીલ સમરકંદની ઈદગાહ નજીક થોભી ગયો. શહેરમાંથી કેટલાંક માણસો એકદમ ધસી આવ્યા અને ખલીલને ગિરફતાર કરી લીધા!

મીરઝા બાબર સમરકંદના જૂના કિલ્લામાં ઉતર્યો. તેના સૈનિકો ખાદ્ય સામગ્રી અને માલ સામાન ખરીદવા માટે જતા ત્યારે ત્યાં સમરકંદવાસીઓ તેઓના નાક કાન કાપી નાંખતા. આવી વિકટ પરિસ્થિતિના કારણે તમામ લશ્કર કંટાળી ગયું.

થોડા દિવસો પછી તેમના ઘોડાઓમાં રોગચાળો અને મરકી ફેલાઈ ગઈ જેના કારણે ઘણા ઘોડાઓ મરી ગયા. છેવટે મીરઝા બાબરે મોલાના મુહમ્મદ મઆઈને હઝરતની ખિદમતમાં મોકલીને સુલેહની દરખ્વાસ્ત કરી.

વાતચીત દરમ્યાન મૌલાના મુહમ્મદે કહ્યું કે,

'અમારો મીરઝા બાબર ઘણો સ્વમાની છે અને ભારે હિંમતવાન બાદશાહ છે. જે તરફ પણ ચઢાઈ કરે છે ત્યાંથી જીતવા વગર પાછો આવતો નથી!'

હઝરત ખ્વાજા (રહ.)એ વળતો જવાબ આપ્યો કે,

'હું એના દાદા મીરઝા શાહરુખ (વફાત હિ.સ. ૮૫૦)ના સમયમાં હિરાતમાં હતો. મને તેના કારણે ઘણી સુખ સગવડો મળી હતી. જો શાહરૂખનો મારા પર ઉપકાર ન હોત તો ખબર પડી જતે કે મીરઝા બાબરનો શું હાલ થાય છે!'

આખરે હઝરત અકદસના એક ખાસ મુરીદ મૌલાના કાસિમ (રહ.)ની મધ્યસ્થિથી સુલેહ થઈ ગઈ.

## જો કૂજો ન તૂટતે તો મારું દિલ તૂટતે!

સુલતાન અબૂ સઈદ મીરઝાએ હઝરતના મુબારક હાથ પર પોતાના ગુનાહોની તૌબા કરી હતી અને ભવિષ્યમાં કોઈ ગુનાહનું કામ ન કરવાની બૈઅત કરી હતી.

જૂની ટેવ પ્રમાણે એક દિવસે બાદશાહને શરાબ પીવાની તીવ્ર ઇચ્છા થઈ. જાહેરમાં શરાબ મંગાવે તો લોકો જાણી જાય અને હઝરતના કાને વાત પહોંચી જાય એટલે તેણે પોતાના એક ખાસ નોકરને કહ્યું કે, છૂપી રીતે શરાબ લાવીને રાતે મહેલની પાછળના ભાગમાં ઊભો રહેજે, હું મહેલના માળ ઉપર લઈ લઈશ.

હુકમ પ્રમાણે, શરાબ લઈને, નોકર મહેલના પાછળના ભાગમાં ઊભો રહ્યો. બાદશાહે પોતાની પાઘડી નીચે લટકાવી. નોકરે શરાબનો કૂજો પાઘડીના છેડે બાંધી દીધો. બાદશાહે પાઘડી ઉપર ખેંચવાની શરૂ કરી. અચાનક કૂજો દીવાલ સાથે અથડાયો અને તૂટી ગયો. શરાબ નીચે ઢોળાઈ ગયો. એનાથી બાદશાહને ઘણું દુઃખ થયું.

સવારે બાદશાહ હઝરતની ખિદમતમાં હાજર થયો ત્યારે હઝરતે સૌ પ્રથમ શબ્દો આ પ્રમાણે કહ્યા,

'રાતે તમારો કૂજો તૂટવાનો અવાજ મેં સાંભળ્યો હતો. અને જો કૂજો ન તૂટતે તો મારું દિલ તારાથી તૂટી જતે અને પછી મારી તથા તારી મુલાકાત ન થતે!'

## મીરઝા સુલતાન મહમૂદની મનેચ્છા

સમરકંદના સુલતાન મીરઝા અબૂ સઈદ ૨૫, રજબ, હિજરીસન ૮૭૩ના રોજ શહીદ થયા ત્યારે એમના અગિયાર પુત્રોમાંથી ચાર પુત્રો જુદા જુદા પ્રદેશોના બાદશાહો હતા:

૧ મીરઝા ઉલુગ બેગ કાબુલના બાદશાહ હતા.
૨ મીરઝા સુલતાન અહમદ સમરકંદના બાદશાહ હતા.
૩ મીરઝા ઉમર શૈખ અંદજાન અને ફરગાનામાં બાદશાહ હતા.
૪ મીરઝા સુલતાન મહમૂદ હિસાર અને બદખ્શાંમાં બાદશાહ હતા.

□

એક હદીસ શરીફનો ભાવાર્થ છે કે,

'તમામ ગુનાહોનું મૂળ દુનિયાની મુહબ્બત છે.'

ઉપરાંત, માણસના લોભ, લાલચ, ખ્વાહિશો, મનેચ્છાઓ અને વાસનાઓ દુનિયામાં કદી સંતોષાતાં નથી. તેને ગમે એટલું વધારે મળે તો પણ તેનાથીયે વધારે મેળવવાની ઇચ્છા જાગે છે અને પોતાની ઇચ્છાની તૃપ્તિ માટે ગમે તેવાં કાળાં કામો કરતાં પણ અચકાતો નથી.

□

મીરઝા સુલતાન મહમૂદ હિસાર અને બદખ્શાંનો બાદશાહ હોવા છતાં તેના લાલચુ મનમાં પોતાના સગા ભાઈ મીરઝા સુલતાન અહમદનું સમરકંદનું રાજ્ય જીતી લેવાની ઇચ્છા જાગી અને તે માટે ચઢાઈ કરવા માટે લશ્કરી તૈયારીઓ કરવા માંડી.

## હઝરત ખ્વાજા (રહ.)નો પત્ર

જયારે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ને તેના દુષ્ટ ઇરાદાની જાણ થઈ ત્યારે આપ (રહ.)એ તેને નીચે પ્રમાણે એક પત્ર લખ્યો:

'આ દરખાસ્ત પત્ર મારફતે આ ફકીર હઝરત મખ્દૂમઝાદાના સેવકોની ખિદમતમાં જાહેર કરે છે કે મહાન ઔલિયાઅલ્લાહે સમરકંદ શહેરને "સુરક્ષિત શહેર" તરીકે યાદ ફરમાવેલું છે જેથી સમરકંદને ફતેહ કરવાનો આપનો ઈરાદો યોગ્ય નથી.

'જ્યારે ખુદાપાકે એનો હુકમ આપ્યો નથી કે હઝરત મુહમ્મદુર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શરીઅતમાં એવી કોઈ સૂચના આપેલી નથી તો પછી આપનું પોતાના ભાઈ ઉપર તલવાર ઉઠાવવું કેટલા અંશે યોગ્ય છે!

'આ ફકીર આપની ખૈર ખ્વાહી (શુભેચ્છા) માટે કેટલીયે વખત આપની ખિદમતમાં અર્ઝ કરી ચૂક્યો છે પરંતુ કબૂલિયતની હદે પહોંચી નથી. લોકોની વાતોમાં આવીને આપનો આ મુલકને ફતેહ કરવાનો ઈરાદો કરવો અને આ ફકીરની દરખાસ્તને કબૂલ ન કરવું એક અજબ વાત માલૂમ પડે છે! મેં આપની ભલાઈ માટે દરખાસ્ત કરી છે જ્યારે લોકો પોતાની નફસાનિયત (મનેચ્છાઓ)ની વાતો કરે છે.

'આપને ખબર હશે કે સમરકંદમાં ઘણા બુઝુર્ગોને દીન, ફકીરો અને મિસ્કીનો છે. તેઓને હજુ વધારે તંગ કરવા યોગ્ય નથી. એવું ન થાય કે કોઈના દિલને સદમો પહોંચે. દર્દમંદ દિલની આહ શું કરી શકે છે તે આપ સારી રીતે જાણો છો. ખુદાના નેકબંદાઓ અને સામાન્ય રીતે તમામ મુસલમાનોના દિલોને એનાથી તકલીફ થશે. માટે આપ આપના ઈરાદાને દૂર કરો અને ડરો!

'ફકીરની આ વાતને જે નિઃસ્વાર્થભાવે માત્ર લિલ્લાહિયતના કારણે કહી છે તેને માની લો અને બંને ભાઈઓ આપસમાં સંપ કરીને એકબીજાની મદદ કરો જેથી ખુદા તઆલા રાઝી રહે. તે પછી બંને એકદિલ અને એકમત થઈને જે કામો અધૂરાં પડેલાં છે તેને પૂરાં કરો!

'દુનિયામાં અલ્લાહ તઆલાના એવા બંદાઓ પણ છે જેઓ પર તે પોતાની ઘણી નેઅમતો ઉતારે છે (અલ્લાહ તઆલા) તેઓ

(ઔલિયા)ની સાથે જફા અને લડાઈના ઈરાદાને પોતાની સાથે જંગનો ઈરાદો તથા જુલમ કરવું ફરમાવે છે. સિહાહ[1]ની હદીસમાં એની વિગતો આવેલી છે.

**બ પેશે ચશ્મ ચૂ ખાકસ્તરમ મયાગુસ્તાખ,**
**કે હસ્ત દર તગે ઊ આતિશો દરયાયે.**

**ભાવાર્થ :**

લોકોની નજરમાં જો કે હું રાખ સમાન છું પરંતુ ગુસ્તાખીના ઈરાદાને તું દૂર રાખ કારણ કે આ રાખના નીચે આગ અને પાણીનો એક સાગર મોજૂદ છે.

□

## મુખ્ય અમીરને સંદેશો મોકલ્યો

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)એ સુલતાન મહમૂદના મુખ્ય અમીરને પણ સંદેશો મોકલ્યો કે,

'જંગ અને મુખાલિફતના તરીકાથી દૂર રહો! શું તમે જાણતા નથી કે હઝારો આદમી હઝરત અબ્દુલખાલિક (ગજદવાની) રહ. ના એક ખાદિમ સાથે મુકાબલો કરી શકતા નથી અને જો મુકાબલો કરશે તો પરાજીત થશે. ખાનદાને નકશબંદનો ખાનવાદહ ઘણો કરામતવાળો છે અને અલ્લાહ તઆલા તેઓના દિલના ઈરાદાઓના પ્રમાણે કાર્યો કરી દે છે. અને આ ખાનવાદહ બીજા કોઈનો આશ્રિત નથી.'

□

## હઝરતના પત્રનો અનાદર અને ચઢાઈ

સુલતાન મહમૂદના મગજ પર સત્તાલાલસા અને પ્રદેશલાલસા સવાર થયેલી હતી. અને જ્યારે માનવીના મગજ ઉપર કોઈ લાલસા સવાર થઈ જાય છે ત્યારે તેની મતિ ભ્રષ્ટ થઈ જાય છે. સુલતાન મહમૂદે હઝરતના પત્રની દરકાર ન કરી અને મોટું લશ્કર લઈને હિસારથી સમરકંદ તરફ રવાના થઈ ગયો.

● ૧ હદીસના છ પ્રમાણભૂત ગ્રંથો : બુખારી શરીફ, મુસ્લિમ શરીફ... વગેરે.

બેશુમાર યુદ્ધ સામગ્રી અને અસંખ્ય સૈનિકો, ઘોડાઓ વગેરે તેની સાથે હતા. પોતાના નિયમિત સૈનિકો ઉપરાંત ચાર હજાર તુર્કમાન સૈનિકોને પણ સાથે લીધા. તુર્કમાન એક કોમ છે જે તુર્ક લોકોના કરતાં ઉતરતી કક્ષાની હોવાથી તુર્કમાન કહેવાય છે. સુલતાન મહમૂદની તુલનામાં એના ભાઈ અને સમરકંદના બાદશાહ મીરઝા અહમદની લશ્કરી તાકાત ઉતરતી કક્ષાની હતી. મુકાબલો કરવાની તેનામાં શક્તિ ન હતી. એટલે તેણે ભાગી જવાનો ઈરાદો કર્યો અને તે માટે તેણે હઝરત ખ્વાજા (રહ.)થી પરવાનગી માંગી.

હઝરતે અકદસ સમરકંદના મદ્રેસામાં રહેતા હતા.

આપે ફરમાવ્યું કે,

'જો તમે ભાગી જશો તો સમરકંદના તમામ રહેવાશીઓ કેદ થઈ જશે. તમે ગભરાઓ નહિ. હું તમારી જવાબદારી લઉં છું. જો દુશ્મનો હારી ન જાય તો મને કહેજો!'

તે પછી હઝરતે મીરઝા સુલતાન અહમદને મદ્રેસાના એક ઓરડામાં રાખ્યા જેનો એક જ દરવાજો હતો. હઝરત તે દરવાજામાં બેસી ગયા.

હઝરતના ખાદિમો આપના હુકમથી એક પવનવેગી ઊંટણી લઈ આવ્યા અને મદ્રેસાના પેલા ઓરડાની સામે તેને બેસાડી.

આપે ફરમાવ્યું કે,

'જો મીરઝા સુલતાન મહમૂદ સમરકંદ જીતીને એના પર કબજો કરી લે અને શહેરના જે દરવાજે લડાઈ થાય છે ત્યાંથી શહેરમાં દાખલ થઈ જાય, તો તમે આ ઊંટણી પર સવાર થઈને બીજા દરવાજેથી ભાગી જશો.'

આ યુક્તિ કરીને હઝરતે મીરઝા સુલતાન અહમદને સાંત્વન આપ્યું.

### સર્વત્ર હઝરત જ હઝરત દેખાતા હતા!

તે પછી હઝરતે મૌલાના સૈયદ હુસૈન, મૌલાના કાસિમ, મીર અબ્દુલ અવ્વલ અને મૌલાના જઅફરને જેઓ આપના મહાન

મુરીદો હતા, તેઓને બોલાવ્યા અને હુકમ આપ્યો કે, તમે અત્યારે જ પેલા દરવાજાના બુરજમાં જઈને મુરાકિબહ કરો.

હઝરતના હુકમ પ્રમાણે તેઓ ત્યાં જઈને મુરાકિબહમાં બેસી ગયા.

મૌલાના કાસિમ (રહ.)નું બયાન છે કે,

'મુરાકિબહમાં બેસતાં જ અમે જોયું કે અમે નેસ્ત છીએ અને તમામ હઝરત જ હઝરત છે અને તમામ આલમ આપના વુજૂદે મુબારકથી ભરપૂર છે!'

□

ચાસ્તના સમય સુધી લડાઈ ચાલુ રહી. દુશ્મન જીતવાની નજીક હતા. શહેરવાલા હેરાન અને પરેશાન હતા.

અચાનક કબચાનના રણ તરફથી એક ભયંકર આંધી ઊઠી અને મીરઝા સુલતાન મહમૂદના લશ્કર અને પડાવમાં ધૂળ અને માટીનું એવું ભારે તોફાન ઉત્પન્ન થયું કે કોઈને આંખ ખોલવાની મજાલ ન રહી!

વંટોળ, પાયદળ અને સવારોને જમીન પર પછાડતો, તંબૂઓને ઉખાડતો અને ઉપર અધ્ધર કરીને પછી નીચે અફાળતો.

મીરઝા સુલતાન મહમૂદ પોતાના અમીરો અને તુર્કમાનોના વિશાળ દળની સાથે એક તળાવના કિનારે દીવાલના પુસ્તા (બંધ) નીચે ઘોડા ઉપર સવાર થઈને ઊભેલો હતો. અચાનક, પુસ્તાનો એક ભાગ ફાટી ગયો જેના ભયાનક ધડાકાથી લગભગ ચારસો સૈનિકો અને ઘોડા મરી ગયા! તુર્કમાનોના ઘોડાઓ ભાગવા માંડયા. સવારોએ રોકવા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ રોકી શકાયા નહિ.

આખરે, લશ્કર વેરવિખેર થઈ ગયું અને મીરઝા સુલતાન મહમૂદ હારી ગયો.

મીરઝા સુલતાન અહમદના લશ્કરે લગભગ પંદર કિલોમિટર સુધી તેમનો પીછો કર્યો અને પુષ્કળ સવારો, ઘોડાઓ વગેરે પકડી લાવ્યા. અઢળક માલસામાન અને નાણાં પણ હાથ લાગ્યાં.

એક અલ્લાહવાળાની સામે આખું સૈન્ય હારી ગયું!

## કરામતની કુવ્વત

હઝરત ફરમાવે છે કે,

'ખુદાએ પાક માત્ર પોતની ઈનાયતથી કરામતની કુવ્વત આપી છે. જો હું ચાહું તો એક જ ચિઠ્ઠીમાં બાદશાહ ખતા. જે ખુદાઈનો દાવેદાર છે, તેને એવો બનાવી દઉં કે ખુલ્લાં પગે ઝાડ-ઝાંખરાંમાં દોડતો મારી સમક્ષ આવીને હાજર થઈ જાય પરંતુ આવી કુદરત હોવા છતાં, હું પ્રત્યેક પળે હુકમે ઈલાહીનો ઈન્તેજાર કરતો રહું છું કે તે જે ચાહે તે હુકમ આપે અને તેનો હું અમલ કરું.

આ મકામમાં અદબ જરૂરી છે. અને અદબ એ છે કે, પોતાના ઈરાદાને ખુદાએ પાકનો ઈરાદો બનાવી દે, ન કે તેના ઈરાદાને પોતાના તાબે કરે.'

## તો કોઈ પીરને મુરીદ ન મળતે!

હઝરત ફરમાવે છે કે,

'જો હું (માત્ર) પીરી-મુરીદી કરવા ચાહતે તો આ જમાનામાં કોઈ પીરને એક આદમી પણ મુરીદીના માટે ન મળતે! પરંતુ મને બીજા કામ માટે હુકમ આપવામાં આવ્યો છે કે મુસલમાનોની ઝાલિમોના ઝુલમથી હિફાઝત કરું અને શરીઅતનો પ્રચાર અને પ્રસાર કરું. એટલા જ માટે મેં બાદશાહોને વશમાં કર્યા છે અને એ અમલ મારફતે મુસલમાનોના મકસદો પૂરા કરવા વાજિબ થયા.'[1]

## આ કેવા શૈખ છે કે બાદશાહના દરબારમાં જાય છે!

બે દુરવેશો, ઘણા દૂરના સ્થળેથી પ્રવાસ કરીને હઝરતની મુલાકાત માટે ખાનકાહમાં આવ્યા. ખાદિમોથી પૂછ્યું કે, હઝરત ખ્વાજા ક્યાં છે? ખાદિમોએ જણાવ્યું કે, બાદશાહની મુલાકાત માટે ગયા છે.

આ સાંભળીને બંને દુરવેશો ઘણા નવાઈ પામ્યા. આટલો દૂરનો પ્રવાસ કરીને સમય બગાડવા બદલ દુઃખ થયું. તેમણે કહ્યું કે,

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૨૪૨
[હવાલો : 'રુશ્હાત' પા. ૨૯૦ થી ૨૯૨]

'આ અજબ શેખ છે જે બાદશાહોના દરબારમાં જાય છે! જો કે–

**"બિઅ્સલ ફકીરુ અલા બાબિલ અમીર"**

[તે ફકીર ઘણો જ ખરાબ છે, જે અમીરોના દરવાજે જાય.]

□

આટલું કહીને બંને દુરવેશો ખાનકાહની બહાર નીકળી ગયા.

બન્યું એવું કે બે ચોર બાદશાહની મજલિસમાંથી ભાગી ગયા હતા. સિપાહીઓ તેઓની તલાશ કરતાં મહોલ્લાઓ અને શેરીઓમાં ફરતા હતા. સંજોગવશાત્ તેઓની નજર આ બે દુરવેશો પર પડી. એ બંનેને પેલા ભાગેડુ ચોર સમજીને પકડી લીધા અને દરબારે શાહીમાં લઈ ગયા અને બાદશાહની સમક્ષ હાજર કરીને કહ્યું કે,

'આ બંને જેલમાંથી ભાગી ગયેલા ચોર છે. હવે એમને શી સજા કરવી તે વિષે હુકમ ફરમાવો!'

બાદશાહે હુકમ કર્યો કે શરીઅતના કાનૂન પ્રમાણે એ બંનેના હાથ કાપી નાંખો.

હઝરત ખ્વાજા બાદશાહની પાસે બેઠેલા હતા.

આપે મુસ્કુરાઈને ફરમાવ્યું કે,

'આ બંને દુરવેશો છે અને મારી મુલાકાતના માટે ઘણે દૂરથી પ્રવાસ કરીને આવ્યા છે. જ્યારે મને ખાનકાહમાં ન જોયો તો ઘણા દુઃખી થઈને ખાનકાહમાંથી બહાર નીકળ્યા ત્યારે આપના સિપાહીઓએ ચોર સમજીને પકડી લીધા છે.'

તે પછી હઝરત ખ્વાજા ઊઠયા અને બંને દુરવેશોને પોતાની સાથે પોતાની ખાનકાહ પર લાવ્યા.

તે પછી હઝરતે તેઓને ફરમાવ્યું કે,

'હું દરબારે શાહીમાં એટલા જ માટે ગયો હતો કે,

તમને હાથ કાપવાની સજામાંથી છોડાવું.'

વળી હઝરતે આગળ ફરમાવ્યું કે,

'અમીરોના દરવાજે જનાર તે દુરવેશ ખરાબ છે જે લોભ અને લાલચના કારણે અમીરોના દરવાજે જાય છે. તે દુરવેશ ખરાબ નથી જે મુસલમાનોની હાજતો પૂરી કરવા માટે અને ઝાલિમોના

ઝુલ્મથી છોડાવવા માટે તેમ જ શરીઅતે પાકને રિવાજ આપવાના માટે જતો હોય.'

બંને દુરવેશોએ પોતાની બદગુમાની બદલ માફી માંગી અને હઝરતથી બૈઅત થઈ ગયા.

## મધ કે શરાબ?!

હઝરતનો એક ખાદિમ એક વખતે સમરકંદ જતો હતો. હઝરતે તેને ફરમાવ્યું કે, શુદ્ધ મધના થોડા ડબ્બા મારા માટે ત્યાંથી લાવજે.

સમરકંદ પહોંચીને તે ખાદિમે શુદ્ધ મધ ખરીદીને ડબ્બાઓમાં ભરીને તેને સીલ લગાવી ચુસ્ત બંધ કરી દીધા. પછી પોતાના એક કામ માટે બજારમાં એક કાપડીઆની દુકાને ગયો. ત્યાં એક હસીન ઔરત, જે કાપડીઆની પ્રેમિકા હતી તે આવી. તેણી એક તરફ બેસીને કાપડીઆની સાથે વાતો કરવા લાગી.

પેલા ખાદિમે બે-ત્રણ વખતે નઝરે હરામથી પેલી ઔરતને જોઈ અને પછી નજર ફેરવીને, મધના ડબ્બા ઉપાડીને, તાશકંદ તરફ રવાના થઈ ગયો.

તાશકંદ પહોંચીને હઝરતની ખિદમતમાં હાજર થયો અને મધના ડબ્બા પેશ કર્યા. ડબ્બાઓને જોતાં જ હઝરત ગુસ્સે થઈ ગયા અને ફરમાવ્યું કે,

'આ ડબ્બાઓમાંથી શરાબની દુર્ગંધ આવે છે!
મેં તને મધ લાવવા માટે કહ્યું હતું અને તું શરાબ લાવ્યો છે?!'

ખાદિમે કહ્યું,

'હઝરત! હું મધ જ લાવ્યો છું. એમાં શરાબ નથી.'

હઝરતે ડબ્બા ખોલવા માટે ફરમાવ્યું.

જ્યારે ડબ્બા ખોલવામાં આવ્યા ત્યારે ખરેખર તે શરાબથી ભરેલા હતા!

□

આ છે બૂરી નજરની અસર!

જો બૂરી નજરના એક ગુનાહની આ અસર હોય, તો દરરોજ આપણા અસંખ્ય ગુનાહોની આપણા જીવન ઉપર ન જાણે શી અસર થતી હશે!

## 'અબૂ સઇદ શું કામ કરો છો?!'

મૌલાના શૈખ અબૂ સઈદ મુજલ્લદ જેઓ મિરઝા શાહ રુખના જમાનામાં ખૂબ જ ખૂબસૂરત યુવાન હતા તેઓ બયાન કરે છે કે:

'જુવાનીમાં એક દિવસે સંજોગવશાત્ એક ખૂબસૂરત યુવતીની સાથે મારી મુલાકાત થઈ ગઈ. તે મારા ઘરમાં આવી ગઈ. એકાંત હતું! અમે બંને એકલાં હતાં! મારું મન લલચાયું!

એકાએક મેં હઝરત ખ્વાજાનો અવાજ સાંભળ્યો!

"અબૂ સઈદ! ચે કાર મી કુની?!"

(અબૂ સઈદ! શું કામ કરો છો?!)

આ સાંભળીને મારી હાલત બદલાઈ ગઈ. મારા દિલ પર હેબત છવાઈ ગઈ. મારા અંગો ધ્રૂજવા લાગ્યા! મેં તરત જ તે યુવતીને ઘરની બહાર મોકલી આપી.

કેટલાક અરસા બાદ હઝરત તશરીફ લાવ્યા. જ્યારે આપની નજર મારા પર પડી ત્યારે ફરમાવવા લાગ્યા કે,

'જો હક તઆલાની તૌફીક તારી મદદ ન કરતે તો શૈતાન તને બરબાદ કરી દેતે!'

□

અલ્લાહવાળાઓ સાથે નિસ્બત અને મુહબ્બત રાખવાથી તેઓની રૂહાની શક્તિ આ રીતે ગુનાહોથી બચવામાં પણ મદદરૂપ થાય છે.

હે અલ્લાહ! મુહબ્બત દે પોતાની અને પોતાના નેક બંદાઓની!

## ગુલામને આઝાદ કરી પોતે ગુલામ થઈ ગયો!

હઝરત ખ્વાજા (રહ.)ના મુખ્લિસોમાંથી એક બુઝુર્ગ નકલ કરે છે કે:

સમરકંદમાં મારો એક ગુલામ ગાયબ થઈ ગયો! તે ગુલામ સિવાય મારી પાસે બીજો કોઈ માલ સામાન કે પૂંજી ન હતાં. ચાર મહિના સુધી તેને શોધવા માટે સતત ભટકતો રહ્યો.

સમરકંદની ચારો તરફ કોઈ એવી જગા ન હશે કે જ્યાં હું વારંવાર શોધવા માટે ગયો ન હોઉં. પહાડો અને રણ પ્રદેશોમાં પણ ઘણો ભટક્યો પરંતુ તેનો ક્યાંય પતો ન મળ્યો!

આવી પરેશાનીની હાલતમાં હું ભટકતો હતો કે અચાનક રણ પ્રદેશમાં હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રહૂથી મુલાકાત થઈ ગઈ. આપની સાથે આપના મુરીદો અને ખાદિમો પણ હતા. મેં વ્યાકુળતાની હાલતમાં હઝરતના ઘોડાની લગામ પકડી લીધી અને ખૂબ જ વિનમ્રતા તેમ જ કાકલૂદીથી મારી હાલત બયાન કરી.

આપે ફરમાવ્યું કે,

'હું તો ગામડિયો માણસ છું. એવી વાતોને શું જાણું ?!' મેં ખૂબ આગ્રહ કર્યો અને ઘોડાની લગામ ન છોડી. જ્યારે આપ લાચાર થઈ ગયા ત્યારે આપે થોડી વાર ખામોશ રહીને પછી ફરમાવ્યું કે,

'આ સામે જે ગામ દેખાય છે તેમાં પણ તમે શોધ કરી છે ?!' મેં અરજ કરી કે, હું તો વારંવાર ત્યાં ગયો છું પરંતુ ખાલી હાથે પાછો આવ્યો છું.'

આપે ફરમાવ્યું કે,

'હવે ફરી પાછાં ત્યાં જાઓ! ત્યાં મળી જશે!' આટલું ફરમાવીને આપે ઘોડો તેજ દોડાવ્યો.

જ્યારે હું તે ગામની નજીક પહોંચ્યો તો શું જોઉં છું કે, પેલો ગુલામ પાણીનો ઘડો ભરીને, સામે મકાને, શુષ્ક-વેરાન સ્થળે હેરાન પરેશાન ઊભો છે! તેને જોઈને હું એકદમ બૂમ પાડી ઊઠ્યો અને કહ્યું કે,

'હે ગુલામ! તું આટલો સમય ક્યાં રહ્યો ?!'

તેણે જવાબ આપ્યો કે,

'જ્યારે હું આપના ઘરથી નીકળ્યો ત્યારે એક માણુસ મને ભરમાવીને ખ્વારઝુમ લઈ ગયો અને ત્યાં મને વેચી દીધો. જે માણુસે મને ખરીદ્યો હતો તેના ઘરે આજે મહેમાન આવ્યા. તેણે મને હુકમ આપ્યો કે એક ઘડામાં પાણી ભરી લાવો! હું ખાલી ઘડો લઈને જળાશયના કિનારે પહોંચ્યો અને ઘડો પાણીથી ભરી દીધો. જ્યારે મેં ઘડો પાણીમાંથી બહાર કાઢ્યો ત્યારે મેં પોતાને આ સ્થળે જોયો. હું નક્કી નથી કરી શકતો કે આ હાલત હું જાગતામાં જોઉં છું કે સ્વપ્નામાં!

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂની આ કરામત જોઈને મારી હાલત બદલાઈ ગઈ! મેં ગુલામને તો આઝાદ કરી દીધો અને હું પોતે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂનો ગુલામ બની ગયો!

## સૂરજ થંભી ગયો!

મૌલાનાઝાદા ફરકની (રહ.) મૌલાના નિઝામુદ્દીન (રહ.) ના મુરીદ હતા. પોતાના મુરશિદની વફાત બાદ તેઓ હઝરત ખ્વાજાની ખિદમતમાં લાંબો સમય રહ્યા છે.

તેમનું બયાન છે કે :

એક દિવસે હું હઝરત ખ્વાજા (રહ.) ની સાથે એક ગામ જતો હતો. શિયાળાની ઋતુ હતી. અસરની નમાઝ તો રસ્તામાં પઢી પરંતુ હજુ તે ગામ છ માઈલ (દસ કિલોમિટર) દૂર હતુ ત્યારે સૂરજ અસ્ત થવા લાગ્યો. મારા દિલમાં વિચાર આવ્યો કે દિવસ પૂરો થઈ ગયો! રસ્તો ખતરનાક છે! હવા ઠંડી છે! અને અંતર હજુ ઘણું કાપવાનું છે! હવે શું થશે?!

જ્યારે આ વિચારો વારંવાર મારા દિલમાં આવ્યા તો હઝરત ખ્વાજા (રહ.) એ મારી તરફ પોતાનું પવિત્ર મુખ ફેરવીને ફરમાવ્યું કે,

'ગભરાઓ નહિ! શક્ય છે કે આપણે સૂર્યાસ્ત પહેલાં મંઝિલ પર પહોંચી જઈએ.'

આટલું ફરમાવીને આપે ઘોડાને ઝડપથી દોડાવ્યો. હું પણ આપની પાછળ પાછળ ઘોડો દોડાવતો હતો. હું ફરી ફરીને

સૂરજના ગોળાને પણ જોતો રહેતો હતો પરંતુ તે જેમનો તેમ ક્ષિતિજ પર થંભી ગયો હતો! એવું લાગતું હતું કે જાણે સૂરજના ગોળામાં ખીલા ઠોકી દેવામાં આવ્યા છે!

જ્યારે અમે ગામમાં પહોંચ્યા ત્યારે એકાએક સૂરજ એવી રીતે અસ્ત થઈ ગયો કે સૂર્યાસ્ત પછી ક્ષિતિજ પર જે લાલી અને સફેદી દેખાય છે તે પણ દેખાતી ન હતી! અને એવું અંધારું છવાઈ ગયું કે શિકલ અને આકૃતિ દેખાવી પણ અશક્ય થઈ ગઈ!

આ જોઈને મારા પર હૈબત છવાઈ ગઈ. મને ખાતરી થઈ ગઈ કે આ સર્વ કંઈ હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રહૂની કરામત છે!

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) એ ફરમાવ્યું છે કે:

ઔલિયારા હસ્ત કુદરત અઝ ઈલાહ,
તીરે ગશ્તા બાઝ ગર્દાનંદ ઝ રાહ.

**ભાવાર્થ:**

ઔલિયાને અલ્લાહ તઆલાએ એવી શક્તિ આપી છે કે તેઓ કમાનમાંથી છૂટેલા તીરને પણ રસ્તામાંથી પાછું વાળે છે.

□

**ઔલિયાને આંતરિક હાલત છીનવી લેવાની પણ શક્તિ છે!**

હઝરત ખ્વાજાના એક મુરીદ હવામાં ઊડતા હતા.

આપે આ ગુસ્તાખી ભરેલી બાબત જોઈને તેની તમામ આંતરિક હાલત છીનવી લીધી! તેણે ઘણી વિનવણી કરી અને રડ્યો, કગળયો પરંતુ આપે તે હાલત પાછી ન આપી!

તે મુરીદે હઝરતને એકલા જોઈને છરીથી હુમલો કર્યો. હઝરત તરત જ જંગલી ભરવાડના સ્વરૂપમાં જાહેર થયા. તે મુરીદ હેરાન પરેશાન થઈ ગયો. હઝરતે તેના હાથમાંથી છરી છીનવી લીધી અને પછી અસલી હાલતમાં આવી ગયા.

આપે પૂછ્યું કે,

'હવે બતાવ! તારી શી વલે કરું?!'

તે હઝરતના ચરણોમાં ઢળી પડયો. હઝરતે તેને માફ કરી દીધો અને જે હાલત છીનવી લીધી હતી તે પાછી આપી દીધી!

### નફ્સના ધોકા અને ફરેબથી ડરતા રહો!

એક દિવસે હઝરતના કેટલાક ખાદિમો બજારમાં ગયા હતા. તેમાંથી એક ખાદિમ એક ખૂબસૂરત શખ્સને જોવા લાગ્યો. તો બીજાએ તેને મનાઈ કરી,

તેણે જવાબ આપ્યો કે,

'હું નફ્સની વાસનાના કારણે જોતો નથી!'

તેઓ જ્યારે બજારથી ખાનકાહ પર પાછાં આવ્યા ત્યારે હઝરતે ફરમાવ્યું કે,

'હું હજુ સુધી નફ્સના ધોકા અને ફરેબથી નિર્ભય નથી થયો. તમે ક્યારથી નિર્ભય થઈ ગયા કે નફ્સની વાસના વગર જુઓ છો ?!'

પેલો ખાદિમ ખૂબ જ શરમિંદા થયો અને પોતાના કાર્યથી પછતાયો.

## આપ (રહ.)ની નસીહતો

### પીર કોણ છે?

પીર તે શખ્સ છે જેને હુઝૂરે સૈયદે આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પસંદ અને નાપસંદનો ખ્યાલ હોય. અર્થાત જે કામને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે પસંદ ફરમાવેલું છે તેના પર અમલ કરતો હોય અને જે કામને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે નાપસંદ કરેલું હોય તેનાથી સંપૂર્ણ દૂર રહેતો હોય!

તે પોતે અને તેની તમામ ખ્વાહિશાત (ઇચ્છાઓ) તેનાથી ગુમ થઈ ગઈ હોય અને તે એવો આયનો થઈ ગયો હોય જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અખ્લાક સિવાય બીજું કંઈ દેખાતું ન હોય!

આ મકામમાં તે સિફાતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી મુત્તસિફ (આભૂષિત) હોવાના કારણે અલ્લાહ તઆલાના તસર્રુફનો મઝહર બની જાય છે અને તસર્રુફે ઈલાહીથી અસ્હાબે ઈસ્તેઅદાદના બાતિનમાં તસર્રુફ કરે છે.

## મુરીદ કોણ?

મુરીદ તે છે કે ઈરાદતની આગની તાસીરથી તેની ખ્વાહિશ સળગી ગઈ હોય અને તેની મુરાદોમાંથી કંઈ બાકી રહ્યું ન હોય. અને પોતાના દિલની બસીરતથી પીરના આયનામાં મુરાદનો જમાલ જોઈને તેણે તમામ કિબ્લાઓથી મુખ ફેરવી લીધું હોય અને પીરનો જમાલ તેનો કિબ્લો થઈ ગયો હોય.

## જુમ્આના દિવસે શું દુઆ માંગવી જોઇએ?

હઝરત (રહ.) ફરમાવે છે કે:

અમારી દુરવેશોની એક જમાઅત એક સ્થળે બેઠી હતી. વાતવાતમાં આ હદીસનો ઉલ્લેખ થયો કે,

'જુમ્આના મુબારક દિવસે એક એવી ઘડી હોય છે કે તે વખતે અલ્લાહ તઆલાથી જે કંઈ માંગવામાં આવે છે તે મળે છે!'

જો તે ઘડી કોઈને મળે તો અલ્લાહ તઆલાથી શું માંગવું જોઈએ? દરેકે પોતપોતાના વિચારો રજૂ કર્યા. જ્યારે મારો વારો આવ્યો ત્યારે મેં કહ્યું કે,

'અરબાબે જમ્ઈયત (અર્થાત્ અલ્લાહવાળાઓ)ની સુહબત માંગવી જોઈએ કારણ કે તેમના ઝરીયાથી તમામ સઆદતો હાસિલ થઈ જાય છે!'

## તો જવાબ આપ કે...

- જો તને પૂછવામાં આવે કે,
  'તૌહિદ શું છે?'
  તો જવાબ આપ કે,
  'ગૈરુલ્લાહની આગાહીથી દિલને આઝાદ કરવું તૌહિદ છે.

□ જો તને પૂછવામાં આવે કે,
'વહદત શું છે?'
તો જવાબ આપ કે,
'ગૈરુલ્લાહના વુજૂદના ઈલ્મ અને શુઊરથી દિલની મુક્તિ વહદત છે.'

□ જો તને પૂછવામાં આવે કે,
'ઈત્તિહાદ શું છે?'
તો જવાબ આપ કે,
'અલ્લાહ તઆલાની હસ્તીમાં ઈસ્તિગરાક (નિમગ્નતા) ઈત્તિહાદ છે.'

□ જો તને પૂછવામાં આવે કે,
'સઆદત શું છે?'
તો જવાબ આપ કે,
'અલ્લાહ તઆલાની દીદ (દર્શન)ની સાથે ખુદીથી મુક્તિ સઆદત છે.'

□ જો તને પૂછવામાં આવે કે,
'શિકાવત (બદબખ્તી) શું છે?'
તો જવાબ આપ કે,
'ખુદીમાં રહેવું અને હકથી દૂર રહેવું શિકાવત છે.'

□ જો તને પૂછવામાં આવે કે,
'વસ્લ (મિલન) શું છે?'
તો જવાબ આપ કે,
'વુજૂદે હક તઆલાના નૂરના શુહૂદની સાથે પોતે પોતાને ભૂલી જવું વસ્લ છે.'

□ જો તને પૂછવામાં આવે કે,
'ફસ્લ (વિયોગ, વિખૂટાપણું) શું છે?'
તો જવાબ આપ કે,
'દિલને ગૈરુલ્લાહથી અલગ કરવું ફસ્લ છે.'

□ જો તને પૂછવામાં આવે કે,

'સુકર (બેખુદી) શું છે?'

તો જવાબ આપ કે,

'એવા હાલનું દિલ પર જાહેર થવું કે દિલ તે ચીઝને પોશીદા (ગુપ્ત) રાખી ન શકે જેને પોશીદા રાખવું એ હાલથી પહેલાં વાજિબ હતું.'

## આયનો

હઝરત ફરમાવે છે કે:

આપણી ઝબાન દિલનો આયનો છે.

દિલ રૂહનો આયનો છે.

રૂહ હકીકતે ઈન્સાનીનો આયનો છે.

હકીકતે ઈન્સાની અલ્લાહ તઆલાનો આયનો છે.

□

## જરૂરી કામ ઈસ્તેકામત છે

હદીસ શરીફમાં આવ્યું છે કે,

'સૂરએ હૂદે મને વૃદ્ધ બનાવી દીધો!'

એનું કારણ એ છે કે, એ સૂરતમાં ઈસ્તેકામતનો હુકમ આવ્યો છે.

બારી તઆલા ઈરશાદ ફરમાવે છે કે,

'ફસ્તકિમ કમા ઉમીર્ત.'

'તો તું ઈસ્તેકામત કર જેવો કે તને હુકમ થયો છે.'

□

ઈસ્તેકામત ખૂબ જ દુશ્વાર છે.

ઈસ્તેકામતનો અર્થ તમામ બાબતોમાં કાયમ, મક્કમ, દૃઢ, અચલ, અટલ રહેવું છે.

એટલા જ માટે બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે,

જરૂરી કામ તો ઈસ્તેકામત છે. કરામતો અને ચમત્કારો જાહેર થવાનો કોઈ ભરોસો નથી.

## આમાલની અસર નિર્જીવ વસ્તુઓ પર પણ થાય છે

લોકોના આમાલ અને અખ્લાકની નિર્જીવ વસ્તુઓ પર પણ અસર થતી હોવાની વાત સંશોધકો નજીક એક સાબિત થયેલી હકીકત છે.

હઝરત શૈખે અકબર મુહયુદ્દીન ઈબ્ને અરબી કુદ્દેસ સિર્રુહુએ આ બાબતમાં ઘણું સંશોધન કર્યું છે.

આમાલની અસર એટલા દરજ્જે છે કે જો એક શખ્સ નમાઝ કે જે ઈબાદતોમાં સૌથી અફઝલ છે, તે એવી જગાએ પઢે કે તે જગા કોઈ અનુચિત કામો અને અખ્લાકો કરનાર વ્યક્તિઓથી પ્રભાવિત (દૂષિત) થયેલી હોય તો તે નમાઝનો જમાલ અને રોનક તે નમાઝના સમાન નથી જે એવી જગાએ અદા કરવામાં આવે જે અરબાબે જમ્ઈયત (અલ્લાહવાળાઓ)ની બરકતથી પ્રભાવિત થયેલી હોય.

એ જ કારણ છે કે હરમે મક્કામાં બેરકાત નમાઝ ગૈર હરમમાં પુષ્કળ રકાતોના બરાબર છે.

## જે કંઈ ફાયદો પહોંચે તે પોતાના પીરની બરકતથી સમજવું જોઈએ

હઝરતે ફરમાવ્યું કે,

હઝરત શૈખ કુત્બુદ્દીન હૈદર (રહ.)નો એક મુરીદ હઝરત શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)ની ખાનકાહમાં ગયો. તે ખૂબ જ ભૂખ્યો હતો. તેણે પોતાના પીરના ગામ તરફ મુખ કરીને કહ્યું કે,

**'શૈઅન લિલ્લાહિ કુત્બુદ્દીન હૈદર!'**

હઝરત શૈખ શિહાબુદ્દીન (રહ.)ને જ્યારે તેની હાલતની જાણ થઈ ત્યારે પોતાના ખાદિમને હુકમ આપ્યો કે તત્કાળ તેની પાસે ખાવાનું લઈને જાય.

જ્યારે તે દુરવેશ ખાવાનું ખાઈને ફારિગ થયો ત્યારે ફરી પાછું પોતાના પીરના ગામની તરફ મુખ કરીને કહ્યું કે,

'શુકરન લિલ્લાહિ કુત્બુદ્દીન હૈદર!'

જ્યારે ખાદિમ હઝરત શૈખની પાસે ગયો ત્યારે પૂછ્યું કે 'એ દુરવેશ કેવો છે?'

ખાદિમે અરજ કરી કે,

'તે નકામો માણુસ છે. ખાવાનું તો આપનું ખાય છે પરંતુ શુક્ર કુત્બુદ્દીન હૈદરનો કરે છે!'

હઝરત શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)એ ફરમાવ્યું કે,

'મુરીદી તેની પાસે શીખવી જોઈએ. જાહેરી કે બાતિની ફાયદો ગમે ત્યાં મળે તો પણ તેને પોતાના પીરની બરકત સમજવી જોઈએ!'

## સાદાતની તાઝીમ

એક દિવસે હઝરત સાદાતે કિરામની તા'ઝીમ વિશે ઈરશાદ ફરમાવતા હતા કે,

'જે વસ્તીમાં સાદાત (સૈયદો) રહેતાં હોય, હું તેમાં ન રહું કારણુ કે તેમની બુઝુર્ગી અને શર્ફ વધારે છે. હું તેમની તા'ઝીમ અને તકરીમનો હક અદા કરી શકતો નથી.'

વળી આગળ ફરમાવ્યું કે,

'એક દિવસે ઈમામે આ'ઝમ (હઝરત અબૂ હનીફા) (રહ.) દર્સની મજલિસમાં કેટલીયે વખત ઊભા થયા! કોઈને એનું કારણુ સમજમાં ન આવ્યું!

હઝરત ઈમામના એક શાગિર્દે એનું કારણુ પૂછ્યું.

હઝરત ઈમામ (રહ.)એ ફરમાવ્યું કે,

'સાદાતે અલવીનો એક છોકરો તે છોકરાંઓમાં છે જેઓ મદરેસાની સહનમાં રમે છે. તે છોકરો જ્યારે આ દર્સની નજીક આવે છે અને તેના પર મારી નજર પડે છે ત્યારે હું તેની તા'ઝીમના માટે ઊભો થઈ જાઉં છું!'

### આપણો તરીકો અઝીમત છે

હઝરત ફરમાવે છે કે,

દરેક જમાનામાં ગૈબી મખ્લૂક તે શખ્સની સુહબતમાં રહે છે જે અઝીમત પર અમલ કરે છે. એ લોકો રુખ્સતથી દૂર ભાગે છે. રુખ્સત પર અમલ કરવું ઝઈફો કમજોરોનું કામ છે. આપણા ખ્વાજગાન કુદ્દેસલ્લાહૂ અરવાહહુમનો તરીકો અઝીમત[1] છે.

### હમેશાં બાવુઝૂ રહેવું જોઈએ

હઝરત ફરમાવે છે કે,

તરીકતના આદાબોમાંથી એક એ છે કે હમેશાં બાવુઝૂ રહે કારણ કે સતત બાવુઝૂ રહેવાથી રિઝકમાં વધારો થાય છે.

# અનફાસે નફ્સિયહ

'અનફાસે નફ્સિયહ' હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની મશહૂર પુસ્તિકા છે. નક્શબંદી તરીકામાં એને અનોખું મહત્વ મળેલું છે. એમાં હઝરતે નક્શબંદી તરીકાના મા'મૂલાત બયાન કરેલા છે. એમાંથી કેટલીક આપતો ટૂંકમાં અહીં રજૂ કરી છે.

### અલ્લાહની ઈતાઅત અને ઈબાદત

અય તાલિબે સાદિક! અલ્લાહ તઆલા તમને બંને જહાનમાં ઈઝઝત આપે!

અને અય મુરીદે આશિક! તમારે એ જાણવું જોઈએ કે અલ્લાહ તઆલા પોતાના બંદાને માત્ર પોતાના લુત્ફ અને કરમથી મુશર્રફ ફરમાવે છે.

હદીસે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એ વાત પર શાહિદે આદિલ છે:

● ૧ અઝીમત એને કહે છે કે જેમાં રુખ્સતે શરઈ (શરીઅતમાં આપેલી છૂટછાટો) પર અમલ ન હોય બલ્કે તકલિફે શરઈ પર અમલ હોય.

'ગુનાહથી તૌબા કરનારો એવો જ થઈ જાય છે કે જાણે તેણે ગુનાહ કર્યો જ નથી!'

એટલે તેને જોઈએ કે પોતાની બધી જ શકિતઓ એ વાત પર કેન્દ્રિત કરી દે કે પોતાની જિંદગીની એક મિનિટ બલ્કે એક પળ પણ યાદે ઈલાહિ જલ્લ ઝિક્રૂહુના વગર ન વિતાવે. અને આખી જિંદગી તેની જ ઈતાઅત અને ઈબાદતમાં વકફ કરી દે. અને તેની જ યાદમાં મશગૂલ રહે.

### નાજિન્સની સુહબતથી બચો

હઝરત મુરશિદની સુહબતથી મને નસીહત એ જ મળી છે કે નાજિન્સોની મજલિસથી બચવામાં આવે.

યાદ રહે! નાજિન્સ એક એવી જમાઅત છે કે તેમના રસ્તા પર કોઈ ઈન્સાન પણ ચાલવું પસંદ નથી કરતો. યા નાજિન્સ એવા લોકો છે કે જેઓએ પોતાના ખુદાથી મુખ ફેરવીને દુનિયાને જ પોતાનો કિબ્લો બનાવ્યો છે. એવા લોકોને અહમક–મૂરખ કહેવામાં આવશે!

### બાજમાઅત નમાઝ પઢવાની તાકીદ

નાજિન્સની મુહબ્બતથી દૂર રહેવા પછી બીજી જે વાત અત્યંત જરૂરી છે તે પાંચ વખતની નમાઝોને સમયપર અદા કરેવુ છે. દરેક નમાઝ બાજમાઅત અદા કરવી જોઈએ.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે બાજમાઅત નમાઝની ઘણી તાકીદ ફરમાવી છે અને એ વાત પર ઘણો આગ્રહ કર્યો છે:

'ઇન્ન ફીલજમાઅતિ રહમહ'
જમાઅતમાં જ રેહમતે ખુદાવંદી છે.

□

### રાત્રે સૂતા પહેલાં આટલું કરો

નમાઝે ઈશાને બાજમાઅત અદા કરવા પછી ઘરે આવવું જોઈએ. અને ત્યાં સુધી કિબ્લા તરફ મુખ કરીને (ઝિક્રમાં) બેસવું જોઈએ જ્યાં સુધી ઊંઘનો ગલ્બો ન થાય.

સૂવા પહેલાં :

ત્રણ વખત 'કલ્મએ શહાદત',

ત્રણ વખત 'કુલહુવલ્લાહુ અહદ',

ત્રણ વખત 'કુલ અઊઝુબિ રબ્બિલ ફલક' અને

ત્રણ વખત 'કુલ અઊઝુબિ રબ્બિન્નાસ'

પઢવું જોઈએ અને હાથની હથેળી પર દમ કરીને શરીરના અંગો પર એક વખત હાથથી મસહ્ કરવું જોઈએ.

□

આ આયતોનો સવાબ તે કબરવાસીઓને પહોંચાડવો જોઈએ જેઓ જીવતાઓના કલેમાતે ખૈરનો ઈન્તેઝાર કરતા રહે છે. આ કલેમાતની બરકતોથી તેઓને આરામ મળે છે અને અલ્લાહ તઆલાની બખ્શિશ તથા રેહમત નાઝિલ થાય છે.

હઝરત રિસાલત મઆબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'ઈરહમ તુરહમ'

(તમે) રહેમ કરો, (તમારા પર) રહેમ કરવામાં આવશે.

□

અલ્લાહ તઆલા તે જ બંદા પર બખ્શિશ ફરમાવે છે જેનાથી અલ્લાહની મખ્લૂકને આરામ અને રાહત મળે છે.

□

(ઉપર પ્રમાણે અમલ કર્યા પછી) કિબ્લા તરફ મુખ કરીને જમણા પડખે સૂઈ જાઓ।

### ઊઠવા પછી કરવાનાં કાર્યો

જ્યારે જાગે ત્યારે 'સુબ્હાનલ્લાહ... (છેવટ સુધી) પઢે.[1]

● ૧ ધણે ભાગે એનાથી મુરાદ નીચેનો કલેમો પઢવાનો છે : 'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ વલાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'.

ઊઠીને વુઝૂ કરે. દરેક અંગને ત્રણ-ત્રણ વખત ધૂએ. અને દરેક વખતે 'અલકાદિર' કહેતો જાય. અથવા બીજી મસનૂન દુઆઓ પઢે.

વુઝૂ પૂર્ણ કરવા પછી આ દુઆ જરૂર પઢવી જોઈએ:
'અલ્લાહુમ્મજઅલ્ની મિનત્તવ્વાબીન વજઅલ્ની મિનલ મુતતહહિરીન વજઅલ્ની મિન ઇબાદિકસ સાલિહીન. વજઅલ્ની મિનલ્લઝીન લા ખૌફુન અલૈહિમ વલાહુમ યહઝનૂન.'

ભાવાર્થ:

હે અલ્લાહ! મને તૌબા કરનારાઓ અને પાક રહેનારાઓ તેમ જ પોતાના નેક બંદાઓમાંથી બનાવી દે!

અને મને તે લોકોમાં શામિલ કરી દે જેઓ પર ન કોઈ ખૌફ હોય અને ન તેઓ ગમગીન થશે.

□

### શુકરાનએ વુઝૂ

તે પછી શુકરાનએ વુઝૂની બે રકાત પઢે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે:

'જો તમે શુક્ર અદા કરશો તો હું મારી નેઅમતોમાં વધારો કરીશ.'

### કલમએ બાઝગશ્ત

કલમએ બાઝગશ્ત ત્રણ વખત ખૂબ જ આહો ઝારીથી કહે. અને જેટલું થઈ શકે એટલું ખુશૂઅ અને ખુઝૂઅ બારી તઆલાની બારગાહમાં કરતો રહે.

(કલમએ બાઝગશ્ત) આ પ્રમાણે કહે:

'ખુદાવંદા! બ હઝરત તૂ બાઝગતમ અઝ હરબદી વ તકસીરે કે બર મન ગુઝશ્તા અસ્ત અઝ દાનિસ્તા યા નાદાનિસ્તા!'

ભાવાર્થ :

હે અલ્લાહ! હું તારી બારગાહમાં હાજર થઈ ગયો છું. હું તે તમામ કામોથી તૌબા કરું છું જે મેં કર્યાં છે ભલે તે જાણી જોઈને કર્યાં હોય કે અજાણતામાં!

▪

તે પછી એક વાર કહે :

'અશહદુ અન લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ'

□

અસ્તગફાર

તે પછી ખૂબ જ નિયાઝમંદીની સાથે (નીચે પ્રમાણે) અસ્તગફાર પઢે :

'અસ્તગફિરુલ્લાહ રબ્બી મિન કુલ્લિ ઝમ્બિન અઝનબ્તુહૂ અમદન અવ ખતાઅન સિરન અવ અલાનિયતંવ વ અતૂબુ ઈલૈહિ મિનઝ ઝમ્બિલ્લઝી અઅલમુ વ મિનઝ ઝમ્બિલ્લઝી લા અઅલમુ ઈન્નક અન્ત અલ્લામુલ ગુયૂબ.'

ભાવાર્થ :

હું અલ્લાહથી માફી માંગું છું જે મારો પરવરદિગાર છે. દરેક ગુનાહથી જે મેં જાણીજોઈને કર્યાં કે ભૂલમાં કર્યાં. છુપાઈને કર્યાં કે જાહેરમાં કર્યાં. અને હું તેની બારગાહમાં તૌબા કરું છું તે ગુનાહથી જેને હું જાણું છું અને તે ગુનાહથી પણ જેને હું નથી જાણતો. (હે અલ્લાહ) બેશક તું ગૈબનો જાણકાર છે.

□

તહજ્જુદ

તે પછી નમાઝે તહજ્જુદમાં મશગૂલ થઈને બે રકાતની નિય્યતથી છ સલામો સાથે બાર રકાત (નીચે પ્રમાણે) પઢે.

પહેલી રકાત :

એમાં સુરએ 'ફાતેહા' પછી 'આયતુલ કુરસી' પઢે.

બીજી રકાત :

એમાં સુરએ 'ફાતેહા' પછી 'આમનર્રસૂલ' પઢે.
('આમનર્રસૂલ' ત્રીજા પારહમાં સૂરએ 'બકરહ'ના આખિરી રૂકૂઅની બીજી આયત છે.)

□

ત્રીજી રકાતથી દસમી રકાત સુધી–કુલ આઠ રકાતોમાં

સૂરએ 'ફાતેહા' પછી સૂરએ 'યાસીન'ની દસ–દસ આયતો નીચે બતાવ્યા પ્રમાણે પઢે:

ત્રીજી રકાત:

એમાં 'યાસીન'થી 'અજ્રિન કરીમ' સુધી. (આયત નં. ૧ થી ૧૧) પઢે.

ચોથી રકાત:

એમાં 'ઈન્ના નહનુ નુહયીલ મવતા'થી
'અજરંવ વહુમ મુહતદૂન' સુધી (આયત નં. ૧૨થી ૨૧) પઢે

પાંચમી રકાત:

એમાં 'વમા લિય લા અઅબુદુલ્લઝી'થી
'જમીઉલ્લદયના મુહદરૂન' સુધી (આયત નં. ૨૨થી ૩૨) પઢે,

છઠ્ઠી રકાત:

એમાં 'વ આયતુલ લહુમુલ અર્દુલ મયતત'થી
ફીલ ફુલિકલ મશહૂન' સુધી (આયત નં. ૩૩થી ૪૧ સુધી) પઢે.

સાતમી રકાત:

એમાં 'વ ખલકના લહુમ મિમ્મિસ્લિહી'થી
'ઈલા રબ્બિહિમ યન્સિલૂન' સુધી. (આયત નં. ૪૨થી ૫૧ પઢે)

આઠમી રકાત:

એમાં 'કાલુ યા વયલના'થી 'અફલમ તકૂનૂ તઅકિલૂન' સુધી. (આયત નં. ૫૨ થી ૬૨) પઢે.

નવમી રકાત:

એમાં 'હાઝિહી જહન્નમુલ્લતી'થી
'અફલા યશ્કુરૂન' સુધી. (આયત નં. ૬૩થી ૭૩) પઢે.

દસમી રકાત:

એમાં 'વત્તખ્રૂ મિન ફ્રનિલ્લાહિ'થી છેવટ સુધી, (આયત નં. ૭૪થી ૮૩) પઢે.

**અગિયારમી અને બારમી રકાત :**

એ બંને રકાતોમાં સૂરએ 'ફાતેહા' પછી ત્રણ-ત્રણ વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલહુવલ્લાહુ અહદ) પઢે.

□

ઉપર બતાવેલો તરીકો સિલસિલએ ખ્વાજગાને નકશબંદિયહના પીરો મુરશિદ ખ્વાજા યૂસુફ અબૂ ઐયૂબ હમ્દાની (રહ.)એ અપનાવ્યો હતો.

□

કેટલાંક ખ્વાજગાન હઝરાતે દરેક રકાતમાં સૂરએ 'યાસીન' આખી પણ પઢી છે.

□

**તહજ્જુદની બાર રકાત પછી બે રકાત નફ્લ**

નમાઝે તહજ્જુદની (બાર રકાતની) અદાયગી બાદ બેસીને બે રકાત નફ્લ અદા કરવામાં આવે.

એ રીતે બધું મળીને ૧૩ (તેર) રકાતો થશે કારણ કે બેસીને પઢેલી બે રકાત (ઊભા રહીને પઢેલી) એક રકાતના મુતાબિક હોય છે.

આ તરીકો એકી સંખ્યામાં રકાતો કાયમ કરવા માટે છે. અલ્લાહ તઆલાની ઝાત પાક, અનન્ય અને એક છે.

□

(જો ઉપર જણાવેલી સૂરતો ન પઢી શકે તો) કુરઆન મજીદમાંથી જે સૂરત ચાહે પઢી લે.

□

આ બે રકાત (નફ્લ) બાદ આયતુલ કુરસી અને એના પછીની બંને આયતો શામિલ કરીને 'હુમ્રુલ ખાલિદ્રૂન' સુધી પઢે.

તે પછી ત્રીજા પારહમાં સૂરએ 'બકરહ'ના છેલ્લા રૂકૂઅની આયત 'આમનર્રસૂલ'થી શરૂ કરી સૂરએ 'બકરહ'ના અંત સુધી પઢવું જોઈએ.

દુઆ

તે પછી આ દુઆ પઢે :

અલ્લાહુમ્મર્ઝુકના હુબ્બક વ હુબ્બ મનયુહિબ્બુક વ હુબ્બ મા યુકર્રુબના ઇલૈક.

□

અલ્લાહુમ્મન્સુર મન્નસરદ્દીન વન્સુર મન્નસર અહલદ્દીન, અલ્લાહુમ્મખ્ઝુલ મન ખઝલદ્દીન વખ્ઝુલ મન ખઝલ અહલદ્દીન.

□

અલ્લાહુમ્મહફઝના મિનલ ઇદલતી ફીલ ગુર્બતી વ મિનલ મુઝિલ્લતી ઇન્દલશૈબિ વ મિનશ્શકાવતિ ઇન્દલ ખાતિમતિ વ મિનલ ફઝીઅતિ યવમલ કિયામતિ.

□

અલ્લાહુમ્મ ઝય્યિન ઝવાહિરના બિ ખિદમતિક વ બવાતિનના બિ મહબ્બતિક વ કુલૂબના બિ મઅરિફતિક વ અરવહના બિ મુશાહદતિક વ અસ્રારના બિ મુઆયનતિ જનાબિ કુદસિક.

□

અલ્લાહુમ્મ અરિનલ હક્ક હક્કંવ વર્ઝુકનત્તિબાઅહૂ વ અરિનલ બાતિલ બાતિલંવ વર્ઝુકનજ્તિનાબહૂ વલા તકિલ્ના ઇલા અનફુસિના વ લાઇલા અહદિમ્મિન ખલ્કિક તુર્ફત ઐનિંવ વલા અકલ્લ મિન ઝાલિક વ કુન લના વલિયંવ વ નાસિરંવ વ હાફિઝંવ વ અવનંવ વ મુઇનંવ વ અલા કુલ્લિ ખૈરિનદલીલંવ વ મુલકિકનંવ વ મુઅય્યિદા.

□

અલ્લાહુમ્મ રબ્બના આતિના મિમ્મન હદરના વ મિમ્મન ગાબ અન્ના વ કુલ્લ મુઅમિનિંવ વ મુઅમિનતિન ફિદ્દારૈનિ હસનતે યા વાસિઅલ મગફિરતિ.

□

અલ્લાહુમ્મ અરિનલ અશ્યાઅ કમા હિય અલ્લાહુમ્મ સહ્હિલ અલૈના બિજૂદિક વ યસ્સિર અલૈના બિકરમિક યા અકરમલ અકરમીન વ યા અરહમર્રાહિમીન.

□

અલ્લાહુમ્મ તુબ અલૈના હત્તા નતૂબ ઈલૈક વઅસિમ્ના હત્તા લા નઊદ વ હબ્બિબ ઈલૈનત્તાઆતિ વ કર્રિહ ઈલૈનલ ખતીઆતિ બિ ફઝલિક વ કરમિક યા અરહમર્રાહિમીન.

□

વ સલ્લલ્લાહુ અલા ખૈરિ ખલ્કિહી મુહમ્મદિંવ વ આલિહી વ અસ્હાબિહી અજમઈન

□

## દુઆનો ભાવાર્થ

હે અલ્લાહ! અમને પોતાની મુહબ્બત આપ અને દરેક તે શખ્સની મુહબ્બત આપ જેને તુ વ્હાલા રાખે છે અને દરેક તે ચીઝની મુહબ્બત આપ જે તારી બારગાહમાં કરીબ કરી દે.

□

હે અલ્લાહ! જે માણસ દીને ઈસ્લામની મદદ કરે છે તેની તું મદદ કર અને તે માણસની પણ મદદ કર જે દીનદાર લોકોની મદદ કરે છે.

□

હે અલ્લાહ! ગુર્બતમાં બીમારીથી અમારી હિફાઝત ફરમાવ અને બુઢાપામાં ઝિલ્લતથી બચાવ અને ખાતિમા (મૌત) વખતે બદબખ્તીથી મેહફૂઝ રાખ અને કિયામતના દિવસે રુસ્વા ન કર.

□

હે અલ્લાહ! અમારા જાહેરી અંગોને પોતાની ખિદમત અને ઈબાદતથી મુઝય્યન (આભૂષિત) ફરમાવ. અમારા બાતિન (દિલો) ને પોતાની મુહબ્બતથી સરશાર કરી દે. અમારા દિલોને પોતાની મા'રિફત અતા ફરમાવ. અમારી રૂહોને પોતાના મુશાહિદા

(દર્શન)ની લિઝઝત આપ. અને અમારા અસરારને પોતાની પવિત્ર જનાબમાં મુઆઈના (નિરીક્ષણ)થી સરફરાઝ ફરમાવ.

□

હે અલ્લાહ! અમારા પર હકને રોશન કરી દે. અને તેની ઈત્તિબાઅ (અનુસરણ)ની તૌફીક આપ અને અમને બાતિલ ને બાતિલ દેખાડી આપ અને તેનાથી બચાવ. અને અમને પોતાના નફસો પર ન છોડ અને એક પળના માટે પણ પોતાની મખ્લૂકમાંથી કોઈને સોંપ નહિ બલ્કે એનાથી ઓછા સમય માટે પણ (કોઈ મખ્લૂકના હવાલે ન કર). તું જ અમારા માટે વલી (દોસ્ત), નાસિર (મદદગાર), હાફિઝ (રક્ષક) અને મુઈન તેમ જ મદદગાર થઈ જા અને દરેક નેકી પર અમારી રેહનુમાઈ અને તલ્કીન તથા તાઈદ ફરમાવ.

□

હે અલ્લાહ! તું અમારો પરવરદિગાર છે. અમને દરેક તે વસ્તુ અતા ફરમાવ જે અમારી સામે છે અને અમારાથી ગાયબ છે અને દરેક મોમિન મર્દ તથા ઔરતને દુનિયા અને આખિરતમાં ભલાઈ ઈનાયત ફરમાવ, હે વસીઅ (વિશાળ) બખ્શિશ કરવાવાળા!

□

હે અલ્લાહ! અમને દરેક વસ્તુની અસલિયત બતાવી દે. જેવી કે તે છે.

હે અલ્લાહ! અમારા પર આસાની ફરમાવ. પોતાની બખ્શિશ અને દેનથી તેમ જ પોતાના કરમે ખાસથી અમારી તંગીને આસાનીથી બદલી દે.

હે બધાં મહેરબાનોથી વધારે મહેરબાન! અને
હે બધાં રહેમ કરનારાઓથી વધારે રહેમ ફરમાવનાર!

□

હે અલ્લાહ! અમારા પર ખાસ નઝરે કરમ ફરમાવ કે જેથી અમે તારી બારગાહમાં સાચી તૌબા કરીએ. અને અમારી એવી હિફાઝત ફરમાવ કે ફરી પાછાં ગુનાહ ન કરીએ. અને અમને

ઈતાઅત અને બંદગીની મુહબ્બત અતા ફરમાવ. અને પોતાના ફઝલો કરમથી દરેક પ્રકારના ગુનાહોથી નફરત આપ.

હે બધાં રહેમ કરનારાઓથી વધારે રહેમ કરનારા!

□

અને દુરૂદો સલામ મોકલ પોતાની મખ્લૂકમાં સૌથી શ્રેષ્ઠ રસૂલ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર અને તેમની આલેપાક તેમ જ તમામ સહાબા (રદિ) પર.

□

### તહજ્જુદ અને નફલ નમાઝનો ઇસાલે સવાબ

આ તેર રકાત (તહજ્જુદ અને નફલ નમાઝનો) સવાબ તમામ ઔલિયાએ કિરામની રૂહોને અને પોતાના માતા-પિતા તેમ જ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તમામ ઉમ્મતને બખ્શે. અલ્લાહ તઆલા દરેક રકાતના બદલામાં દસ રકાતનો સવાબ આપશે.

અલ્લાહની રેહમતતો એક રકાતના બદલામાં સાતસો રકાતનો સવાબ અતા ફરમાવે છે.

### તહજ્જુદ પછી વઝાઈફ પઢે

એ પછી (તહજ્જુદ પછી) તે વઝાઈફ કે કલેમાત પઢે જે તેણે પોતાના પીરો મુરશિદથી શીખ્યા છે.

### જો સમય ઓછો હોય તો...

જો સમય ઓછો હોય તો (તહજ્જુદની બાર રકાતના બદલે) છ રકાત યા ચાર રકાત યા ઓછામાં ઓછી બે રકાત નવાફિલે તહજ્જુદ અદા કરી શકે છે.

### તહજ્જુદની કઝા

જો ખુદા ન કરે ને કોઈ મજબૂરીના કારણે (તહજ્જુદ) અદા કરી શકયા ન હોય, તો તે જ દિવસે ઝવાલના સમય પહેલાં એની કઝા કરી લે.

કઝા પણ એવી જ રીતે પઢવામાં આવશે જેવી રીતે અસલ સમયમાં પઢવામાં આવે છે.

### જો ઊઠી ન શકવાનો ખતરો હોય તો...

જો સફરમાં ખતરો હોય કે, મળસ્કે (તહજ્જુદના સમયે) ઊઠી શકશે નહિ તો રાતના પહેલાં હિસ્સામાં (તહજ્જુદ) અદા કરી શકે છે.

### જો ઊંઘનો ગલબો હોય તો...

(જો તહજ્જુદ અદા કર્યા પછી) સુબ્હે સાદિકનો સમય થઈ ગયો હોય, અને હજુ ઊંઘનો ગલ્બો હોય તો ગફલતને દૂર કરવા માટે જમણા હાથ પર તકિયહ કરીને, કિબ્લારૂ સુઈ જાય. તે પછી તાજું વુઝૂ કરીને ફજરની નમાઝ અદા કરે.

### ફજરની સુન્નતો અને દુઆ

સવારની સુન્નતો ઘરમાં અદા કરે અને પહેલી રોશની થાય ત્યારે આ દુઆ ૪૧ (એકતાલીસ) વખત પઢે :

'યા રહમાનો યા રહીમો યા હય્યો યા કય્યૂમો
યા બદીઉસ્સમાવાતિ; વલઅર્દિ યા ઝલજલાલિ
વલ ઇકરામિ યા લાઈલાહ ઈલ્લા અન્ત અસ્અલુક
અન ચુહયિય કલ્બી બિનૂરી મઅરિફતિક અબદન.
યા અલ્લાહો! યા અલ્લાહો! યા અલ્લાહો!

**ભાવાર્થ :**

હે મોટા મહેરબાન! હે રહેમ ફરમાવનાર! હે ઝિન્દા! હે (તમામ કાએનાતને) કાએમ રાખનાર! હે તમામ આસમાનો અને જમીનને પેદા કરનારા! હે જલાલ અને કરામતવાળા! હે (તે ઝાત કે) તારા સિવાય કોઈ મા'બૂદ (ઈબાતને લાયક) નથી! હું તારી બારગાહમાં સવાલ કરું છું કે મારા દિલને પોતાના નૂરે મા'રિફતથી હમેશાના માટે ઝિંદગી બખ્શી દે!

હે અલ્લાહ! હે અલ્લાહ! હે અલ્લાહ!

ફજરથી ઈશરાક સુધી ઝિક્રમાં મશગૂલ રહો !

ઉપરની દુઆ પઢયા પછી મસ્જિદમાં જઈને બે (રકાત) ફર્ઝ બાજમાઅત અદા કરે.

તે પછી પોતાની જગાએ બેઠાં બેઠાં કિબ્લારૂ ઝિક્રમાં મશગૂલ થઈ જાય. પોતાના પીરો મુરશિદનો તસવ્વુર (કલ્પના) રાખે.

તસવ્વુરે શૈખ અને ઝિક્રનો આ સિલસિલો સૂર્યોદય સુધી ચાલુ રહેશે. સૂરજ ભાલા બરાબર ઉપર આવી જાય ત્યારે બે રકાત ઈશરાક અદા કરે.

ઈશરાકની દરેક રકાતમાં સૂરએ 'ફાતેહા' પછી સૂરએ 'ઈખ્લાસ' પાંચ વખત પઢે. એનો સવાબ એટલો હશે કે જાણે એકસો ગુલામ ખરીદીને આઝાદ કરી દીધાં !

એક બીજા કોલ પ્રમાણે એક હજ-ઉમ્રહ (અને) એક મહિનાનો સવાબ મળશે !

તે પછી બે રકાત નમાઝે ઈસ્તેખારહ અદા કરે. એની પહેલી રકાતમાં :

સૂરએ 'ફાતેહા' પછી 'કુલયા ઐયુહલ કાફિરૂન' પઢે. બીજી રકાતમાં :

સૂરએ 'ફાતેહા' પછી 'સૂરએ ઈખ્લાસ' એક વાર પઢે.

અલ્લાહ તઆલાથી નેકીનો તલબગાર રહે. અને તેનાથી ખૈરની તૌફીક તલબ કરે. અલ્લાહ તઆલા તેની આંખો અને દિલને નેકીઓની તરફ ખોલી દેશે. અને જો કોઈ ગલતી થઈ જશે તો નેકીઓ લખનાર (ફરિશ્તો) ગુનાહો લખનાર (ફરિશ્તા)ને ઈજાઝત આપશે નહિ કે તેને લખે, એ ઉમ્મીદ પર કે કદાચ આ તકસીર કે ગુનાહથી તૌબા કરે. એ દરમિયાન પસ્તાવો કરતો રહે અને અલ્લાહથી રુજૂઅ કરતો રહે !

## ચાશ્તની નમાઝ

ઉપર લખેલા મા'મૂલાત પછી પોતાના દીની અને દુન્યવી કામોમાં પ્રવૃત્ત થઈ જાય. પરંતુ દરેક પળે દિલમાં અલ્લાહની યાદ રહે. યા પોતાના પીરો મુરશિદનો તસવ્વુર રહે.

જ્યારે સૂરજ એક ભાલા જેટલો ફરી પાછો ઉપર આવે ત્યારે ચાશ્તની ચાર રકાત નમાઝ (નીચે પ્રમાણે) અદા કરે.

**પહેલી રકાતમાં :**

સૂરએ 'ફાતિહા' પછી 'વશશમ્સિ વ દુહાહા' પઢે.

**બીજી રકાતમાં :**

સૂરએ 'ફાતિહા' પછી 'વલ્લૈલી ઈઝા યગશા' પઢે.

**ત્રીજી રકાતમાં :**

સૂરએ 'ફાતિહા' પછી 'વદુહા' પઢે. અને

**ચોથી રકાતમાં :**

સૂરએ 'ફાતિહા' પછી 'અલમ નશ્રહ' પઢે.

□

જો ઉપર બતાવ્યા પ્રમાણે ન પઢે તો દરેક રકાતમાં સૂરએ 'ફાતિહા' પછી ત્રણ ત્રણ વખત સૂરએ 'ઈખ્લાસ' પઢે.

□

જો વધારે ઝોક (લગન) હોય તો બાર રકાત પઢી લે.

□

હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.) એ પોતાના 'રિસાલએ ઉન્સિયહ' માં લખ્યું છે કે :

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે, જે શખ્સ ચાશ્તની બાર રકાત અદા કરે છે, અલ્લાહ તઆલા જન્નતમાં તેના માટે એક મહેલ સોના અને ચાંદીનો બંધાવે છે.[1]

□

● ૧ 'મિશ્કાત' અને 'ઇબ્ને માજહ' બાબ : સલાતુદ્ દોહા

ચાશ્તની નમાજ અદા કરવા પછી સજદામાં માથું મૂકીને સાત વખત **'અલ વહહાબો'** કહે. જેથી ગૈરોની મુહબ્બત યા ગૈરિયતની આલાઈશ જે કંઈ દિલમાં મૌજૂદ હોય તે સાફ થઈ જાય, દિલ પાક–સાફ થઈ જાય.

જેવું વુઝૂ તૂટે કે તરત જલ્દી તાજું વુઝૂ કરી લે.

બીજી નવાફિલ પણ અદા કરે અને દુઆ કરે.

આ તમામ તરીકતના આદાબ છે.

હમેશા બાવુઝૂ રહેવાથી રિઝકમાં વધારો થાય છે.

## નમાઝે ઝોહર

- ઝોહરની નમાઝનો સમય થાય ત્યારે તેને બાજમાઅત અદા કરે.
- ત્રણ વખત કલ્મએ બાઝગશ્ત (આગળ આવી ગયું છે તે પ્રમાણે) પઢે.
- ૭૦ (સીત્તેર) વખત 'અસ્તગફિરુલ્લાહ મિન કુલ્લિ ઝમ્બિન... (આગળ આવી ગયું છે તે પ્રમાણે) છેવટ સુધી પઢે. અને (નાચેની) હદીસે નબવી (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) પર અમલ કરે : 'મારા દિલ પર નૂરાની પરદા આવી જાય છે એટલે હું પણ સીત્તેર વખત અસ્તગફાર કરું છું.'

એ જ પ્રમાણે ઈશાની નમાઝ સુધી ફુઝૂલ–નકામી વાતોથી બચેલો રહે અને તે કામોમાં મશગૂલ રહે જે જાઈઝ છે અને તેનો અજર અલ્લાહ તઆલાથી હાસિલ કરવાનો ઉમ્મીદવાર રહે.

ઈરશાદે ખુદાવંદી છે :

'અલ્લાહ તઆલા નેકી કરનારાઓનો અજર નકામો નથી કરતો.'[1]

## વફાત

હઝરત ખ્વાજા નાસિરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની વફાતની તારીખમાં થોડો મતફેર છે પરંતુ મોટા ભાગની કિતાબોમાં આપની વફાત ૨૯, રબીઉલ અવ્વલ, ૮૯૫ હિજરીસન મુતાબિક ૧૪૯૦ ઈસ્વીસનમાં શનિવારના દિવસે સાંજે ઈશા પહેલાં થઈ હોવાનો ઉલ્લેખ છે.

• ૧ 'રસાઈલે નક્શબંદિય્યહ' : પાનું ૧૨૭ થી ૧૪૪ (ટૂંકાવીને)

જ્યારે આપના શ્વાસોચ્છવાસ ધીમા પડવા લાગ્યા ત્યારે મકાનમાં ઘણી મીણબત્તીઓ સળગાવવામાં આવી. એનાથી મકાન ખૂબ જ રોશન થઈ ગયું. એવામાં અચાનક જોવામાં આવ્યું કે આપના બે પવિત્ર ભવાં (અબ્રૂ) ના વચમાંથી એક નૂર ચમકતી વીજળીની જેમ પ્રગટ થયું. એના ઝળહળાટના કારણે મીણબત્તીઓની રોશની પણ ઝાંખી પડી ગઈ! હાજરજનોએ એ નૂર ને જોયું.

તે પછી આપનો ઈન્તેકાલ થઈ ગયો.

આપનો મઝારે મુબારક સમરકંદ (રશિયા)માં છે.

## તારીખે વફાત

૧ નીચે લખેલાં ત્રણ શબ્દ-સમૂહોમાંથી આપ (રહ.)ની વફાતના હિજરીસન ૮૯૫ ના અદદ મળે છે.

'મુરશિદે આરિફ'

□

'જૂદે શાહે તસવ્વુફ'

□

'તાજે મલિકે ઇરફાન'

૨ હઝરતના મહાન ખલીફા અને અનેક કિતાબોના વિદ્વાન લેખક હઝરત મૌલાના અબ્દુર્રહમાન **'જામી'** (રહ.)એ હઝરતના વિસાલની તારીખના કત્આ નીચે પ્રમાણે કહેલાં છે:

બ હશ્ત સદ વ નવદ વ પંજ દર શબે શંબા,

કશીદ ખ્વાજએ દુન્યા વ દીં ઉબૈદુલ્લાહ.

કે બુદ સુલ્બેમહ ફોતે અહમદે મુરસલ,

શરાબે સાફી ઐશે અબ્દ ઝ જામે અજલ.

□

# હઝરત મૌલાના 'જામી' (રહ.)

હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ના ખલીફા હતા. આપ ઊંચી કક્ષાના આલિમ, લેખક અને કવિ હતા. આપ ઈશ્કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મતવાલા હતા.

## આપ (રહ.)ના પૂર્વજો

હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) હઝરત ઈમામ મુહમ્મદ શૈબાની ઈબ્ને હસન (રહ.)ની ઔલાદમાંથી હતા.

હઝરત ઈમામ મુહમ્મદ શૈબાની (રહ.) હઝરત ઈમામે આઝમ અબૂહનીફા નુઅમાન ઈબ્ને સાબિત (રહ.) ના જલીલુલ કદર શાગિર્દ હતા. આપે બાળપણમાં માત્ર સાત જ દિવસમાં આખું કુર્આને શરીફ હિફ્ઝ (મોઢે) કરી લીધું હતું!

હઝરત ઈમામ શાફઈ (રહ.) હઝરત ઈમામ મુહમ્મદ શૈબાની (રહ.)ના શાગિર્દ હતા.

હઝરત ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે કે,

> 'ઈમામ મુહમ્મદ (રહ.) અમને અમારી બુદ્ધિ અને સમજ પ્રમાણે વાતો કરતા હતા. જો (તેઓ) પોતાની બુદ્ધિ અને ક્ષમતા પ્રમાણે વાતો કરે તો અમે સમજી ન શકીએ!'

□

હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા દહેલવી (રહ.) 'રાહતુલ કુલૂબ' (કિતાબમાં) ફરમાવે છે કે,

> 'ઈમામ શાફઈ (રહ.) ઈમામ મુહમ્મદ (રહ.)ના ઘોડાની રિકાબ પકડી ચાલતા હતા. તેઓ કહેતા હતા કે: 'જો હું કહું કે કુર્આન ઈમામ મુહમ્મદ શૈબાની ઈબ્ને હુસૈન (રહ.)ની લુગત (શબ્દકોષ)માં નાઝિલ થયો છે તો મુબાલિગહ (અત્યુક્તિ) ન થશે કારણ કે આપના કલામ-વાણી માં એવી જ ફસાહત હતી.'

□

ઈમામ હુસૈરી (રહ.) 'ખુત્બએ શહેર જામિઅ કબીર' કિતાબમાં લખે છે કે:

'જ્યારે ઈમામ મુહમ્મદ (રહ.) એ કિતાબ લખી અને તેની ખ્યાતિ થઈ તો રૂમમાં એક નસરાની આલિમે તે વાંચી. કિતાબ વાંચીને તે પોતાના કેટલાયે સાથીઓ સહિત ઇસ્લામથી મુશર્રફ થયો.

તેને પૂછવામાં આવ્યું કે,

'તને કઈ વાતે પ્રભાવિત કર્યો?'

તેણે જવાબ આપ્યો કે,

'જો આ કિતાબનો લેખક પૈગમ્બરીનો દાવો કરતે અને મોઅજિઝહ રૂપે આ કિતાબને રજૂ કરતે તો કોઈ શખ્સ આવી કિતાબ લખવા શક્તિમાન ન થઈ શકતે. અને બધાં માટે વાજિબ થઈ જતે કે એની નુબુવ્વત પર ઈમાન લાવે. તો જ્યારે આવો આલિમ ફાઝિલ શખ્સ દીને મુહમ્મદી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તાબેદાર હોય, તો શંકા વિના એ મઝહબ બરહક છે.'

□

ઈમામ મુહમ્મદ શૈબાની (રહ.) હિજરી સન ૧૮૬માં વફાત પામ્યા.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.

### હઝરત મૌ. જામી (રહ.)નો જન્મ

આવા મહાન ઈમામના વંશમાં ૨૩મી શાબાન, હિજરીસન ૮૧૭ મુતાબિક બીજી નવેમ્બર, ઈસવીસન ૧૪૧૪ના દિવસે હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)નો જન્મ થયો હતો.

આપનો જન્મ હિરાત રાજ્યના, 'જામ' ઈલાકાના, ખરજરદ નામના ગામમાં થયો હતો. આપના વાલિદ મૌલાના નિઝામુદ્દીન અહમદ દસ્તી ઈબ્ને શમ્સુદ્દીન મુહમ્મદ હિજરત કરીને અહીં ચાલી આવ્યા હતા.

## 'જામી' તખલ્લુસ રાખવાનું કારણ

પોતાનું તખલ્લુસ 'જામી' રાખવાનું કારણ દર્શાવતા હઝરત મૌલાના (રહ.) પોતે ફરમાવે છે કે,

'હું "જામ" (ના ઈલાકા)માં પૈદા થયો અને મારી કલમમાંથી જે કંઈ લખાણ અવતરણ પામ્યું છે તે શૈખુલ ઈસ્લામના જામ (પ્યાલા)નો માત્ર એક ઘૂંટ છે.

આ બે કારણોથી મેં મારા અશ્આરમાં મારું તખલ્લુસ "જામી" રાખ્યું છે.'

□

## શિક્ષણ અને કેળવણી

હઝરત મૌલાના જામી (રહ.) એ બાલિગ (પુખ્ત) થવા પહેલાં જ કુર્આન શરીફ હિફ્ઝ કરી લીધું હતું, અને ઈલ્મે જાહિરનું સંપૂર્ણ જ્ઞાન મેળવી લીધું હતું.

## ઈલ્મે બાતિન અને ખિલાફત

હઝરત મૌલાના જામી (રહ.)એ મુખ્યત્વે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની ખિદમતમાં રહીને ઈલ્મે બાતિન હાંસિલ કર્યો હતો અને ઉચ્ચ મકામો મેળવ્યા હતા.

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)એ આપને ખિલાફતથી પણ નવાઝયા હતા.

## હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.)ની પ્રશંસા

હઝરત મૌલાના જામી (રહ.) એ પોતાની વિખ્યાત કિતાબ 'યૂસુફ ઝુલૈખા' માં હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની ઘણી પ્રશંસા લખેલી છે જેમાંથી થોડાંક શેરનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :

— અમારા ખ્વાજા (ઉબૈદુલ્લાહ અહરાર) રહ. ના જેવો નાદિર નકશ કોઈ નકશબંદ (બુઝુર્ગે) બનાવ્યો નથી.

— જ્યારે ફકીરી શાહી લિબાસમાં જલ્વાગર થઈ ત્યારે મારા (ખ્વાજા) ઉબૈદુલ્લાહના સ્વરૂપમાં થઈ.

— મોટામાં મોટો બાદશાહ પણ (હઝરત ખ્વાજાના બાતિની ખઝાનામાંથી) લાભ પ્રાપ્ત કરે છે.
— એવો કોણ હશે જેને આપની દુરવેશીની ખબર ન હોય!
— સરદારીની ચાદર આપના ચરણોમાં વીંટાયેલી છે.
— જેને આપની મહેરબાનીથી ફકીરી પ્રાપ્ત થઈ તેની ગોદડી અચકન (શેરવાની) બની ગઈ.
— આપની નઝરમાં દુનિયા એ આખિરતની ખેતી છે. અને આપ આ ખેતીથી આખિરતનું કામ લે છે.
— (હઝરત) ખ્વાજાના મકામની બુલંદી સુધી ખ્યાલ અને કલ્પના પણ પહોંચી શકતાં નથી. અને એને વાણી કે લખાણમાં બયાન કરી શકાતા નથી.
— જ્યારે આપ આંખો બંધ કરીને મુરાકિબામાં બેસે છે ત્યારે બંને જહાંનથી આંખો બંધ કરી લે છે.
— આપ યાદે ઈલાહીમાં પોતાની હસ્તીને ભૂલી જાય છે.
— તે લોકો ખુશ કિસ્મત છે જેઓ ખ્વાજા (રહ.)ની ખાક પર માથું મૂકીને અને દિલોજાનથી આપના શિકારબંદથી બંધાયેલા છે તેમ જ આપની ફૈઝ રસાનીથી માલામાલ છે. તથા આપના સાયામાં નૂર ગ્રહણ કરી રહ્યા છે.
— ઈલાહી! આપનો સાયો દુનિયામાં કાયમ રહે કે જેથી જમાનાની આંખો રોશન રહે.
— ફરિશ્તાસીરત ખ્વાજા અહરારની ઉંમર આકાશના પરિભ્રમણથી પણ વધારે થાઓ અર્થાત્ આપ હંમેશાં અમર રહો.

## બીજા પીરોથી ફૈઝ

હઝરત મૌલાના જામી (રહ.)એ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ઉપરાંત બીજા પણ અનેક બુઝુર્ગોથી ફૈઝ હાસિલ કર્યો હતો જેમાંથી કેટલાકનાં નામો નીચે પ્રમાણે છે:

૧ ખ્વાજા સઅદુદ્દીન કાશગરી (રહ.)
૨ ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.)

૩ મૌલાના ફખરુદ્દીન લૂરિસ્તાની (રહ.)
૪ ખ્વાજા બુર્હાનુદ્દીન અબૂનસર પારસા (રહ.)
૫ શૈખ બહાઉદ્દીન ઉમર (રહ.)
૬ ખ્વાજા શમ્સુદ્દીન મુહમ્મદ કૂસૂઈ (રહ.)

□

## હઝરત મૌલાના જામી (રહ.)ના પ્રવાસો

હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)એ બાતિની ઈલ્મ હાસિલ કરવા માટે ઘણા લાંબા અને મુશ્કેલ પ્રવાસો ખેડયા હતા જેની ટૂંકમાં માહિતી નીચે પ્રમાણે છે:

- સૌ પ્રથમ આપ હિરાતથી સમરકંદ તશરીફ લઈ ગયા અને ત્યાં હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની ખિદમતમાં લાંબો સમય રહી ફૈઝ હાસિલ કર્યો અને હઝરત ખ્વાજાની ખિલાફતથી મુશર્રફ થયા.
- સમરકંદથી આપ હિજાઝ તશરીફ લઈ ગયા.
- હિજાઝથી આપ નીશાપૂર, બુસ્તામ અને સબ્ઝવારના બુઝુર્ગોની ઝિયારત કરીને બગદાદ પહોંચ્યા.
- બગદાદમાં હઝરત ગૌસુલ આઝમ સૈયદ શૈખ અબ્દુલકાદિર જીલાની (રહ.) અને બીજા બુઝુર્ગોના મઝારોની ઝિયારત કરી.
- ત્યાંથી આપ કરબલા ગયા અને ઈમામ હુસૈન અલૈહિસ્સલામ તથા બીજા શહીદોના મઝારોની ઝિયારત કરી.
- કરબલાથી આપ મદીના મુનવ્વરા ગયા. રોઝાએ રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત સિદ્દીક અકબર (રદિ.) તેમ જ હઝરત ઉમર ફારૂક (રદિ.)ની દરગાહે મુઅલ્લામાં હાજરી આપી.
- મદીના મુનવ્વરાથી આપ નજફ ગયા. ત્યાં હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂનો મઝાર બનેલો છે.
- ફરી પાછા આપને ઈશ્કે મહેબૂબે રબ્બુલ આલમીન અલૈહિસ્સલાતો વસ્સલામે બેતાબ કર્યા એટલે આપ ફરી પાછા મદીના મુનવ્વરા પહોંચ્યા.

- મદીના મુનવ્વરાથી ફરી પાછા મક્કા મુઅઝઝમા પહોંચ્યા, અને હજ્જ કરી.
- મકકા મુઅઝઝમાથી ફરી પાછા આપ મદીના મુનવ્વરા ગયા.
- ત્યાંથી આપ શામ, રુમ, હલબ અને દમિશ્ક તશરીફ લઈ ગયા.
- તે પછી ખુરાસાન પાછાં આવ્યા.

આ લાંબા પ્રવાસમાં બેશુમાર ઔલિયા અને અકતાબની સુહબતમાં રૂહાની દરજાતની તરક્કી મેળવી.

## ઇશ્કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી બેપનાહ ઈશ્ક હતો.

'યૂસુફ ઝુલેખા' નામની આપની કિતાબ ખૂબ જ મશહૂર છે. એ કિતાબની શરૂઆતમાં 'ઈશ્કે નબી' સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાહીમાં કલમ ડૂબાડીને ઉમદા નઅત લખેલી છે જે વિશ્વની ઉત્તમોત્તમ નઅતોમાંની એક ગણાય છે.

એ નઅત વિશે એક રસદાયક બનાવ 'ફઝાઈલે દુરૂદ શરીફ' માં લખેલો છે જે નીચે પ્રમાણે છે:

મૌલાના જામી (રહ.) આ નઅત લખ્યા બાદ જ્યારે હજ્જના માટે તશરીફ લઈ ગયા ત્યારે તેમનો ઈરાદો હતો કે રોઝાએ અકદસ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસે ઊભા રહીને આ નઝમ (નઅત) પઢીશ.

જ્યારે હજ્જ પૂરી થયા પછી મદીના મુનવ્વરાની હાજરીનો ઈરાદો કર્યો ત્યારે મકકાના અમીર (ગવર્નર) ને ખ્વાબમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઝિયારત થઈ.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ખ્વાબમાં અમીરને હુકમ ફરમાવ્યો કે,

'તેને (જામીને) મદીના આવવા ન દેશો.'

મકકાના અમીરે, મદીના જવા માટે હઝરત મૌલાના જામી (રહ.) ને મનાઈ કરી દીધી. પરંતુ તેમના પર જઝબ અને શોક

એટલા પ્રમાણમાં ગાલિબ હતો કે તેઓ છુપાઈને મદીના મુનવ્વરાની તરફ ચાલી નીકળ્યા.

મક્કાના અમીરે ફરી પાછો ખ્વાબ જોયો.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તે આવી રહ્યો છે. તેને અહીં આવવા ન દો!'

અમીરે માણસો દોડાવ્યા. તેમને રસ્તામાં પકડી લેવામાં આવ્યા. તેમના પર સખ્તી કરી અને જેલખાનામાં પૂરી દીધા.

અમીરે ત્રીજી વખત ખ્વાબ જોયો.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'એ કોઈ મુજરિમ અપરાધી નથી! બલ્કે એણે કેટલાક અશ્આર રચ્યા છે જેને અહીં આવીને મારી કબર પાસે ઊભા રહીને પઢવાનો તેનો ઈરાદો છે. જો એવું થયું તો કબરમાંથી મુસાફહાના માટે હાથ બહાર નીકળશે. તેનાથી ફીત્નો થશે.'

તે પછી હઝરત મૌલાના જામી (રહ.)ને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યા અને ખૂબ જ માન સન્માન કરવામાં આવ્યું.

□

સૈયદ અહમદ (કબીર) રિફાઈ મશહૂર બુઝુર્ગ અકાબિર સુફિયહમાંથી છે. તેમનો કિસ્સો મશહૂર છે કે જ્યારે હિજરીસન ૫૫૫ (પાંચસો પંચાવન) માં આપ ઝિયારતના માટે (મદીના મુનવ્વરા) માં હાજર થયા અને કબરે અત્હર નજીક ઊભા થઈને બે શએર પઢ્યા ત્યારે (હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો) હાથ મુબારક બહાર નીકળ્યો અને આપે (સૈયદ અહમદ રિફાઈ (રહ.) એ) હાથને ચૂમ્યો.[૧]

## નઅતના થોડાંક શે'ર

હઝરત મૌલાના જામી (રહ.)ની એ ઈશ્ક આમીઝ મશહૂર નઅતના માત્ર થોડાંક શે'ર અહીં નમૂના અને બરકતરૂપે લખ્યા છે.

● ૧ 'ફઝાઈલે દુરૂદ શરીફ' પા. ૧૫૯, ૧૬૦
'ફઝાઇલે આ'માલ' પા. ૧૦૪૭, ૧૦૪૮

ઝ- મહજૂરી બર આમદ જાને આલમ,
તરહ્હુમ્ યા નબિયલ્લાહ તરહહુમ્.

આપની જુદાઈથી જગતનું દરેક રજકણ મૃતપ્રાય થઈ ગયું છે. હે રસૂલે ખુદા ! સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ! નિગાહે કરમ ફરમાઓ ! હે ખત્મુલ મુરસલીન ! સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ! રહેમ ફરમાઓ !

બિરૂં આવર્ સર અઝ બર્દે યમાની,
કે રૂએ તુસ્ત સુબ્હે ઝિંદગાની,

આપનું મુબારક માથું યમની ચાદરોના કફનમાંથી બહાર કાઢો, કારણ કે આપનું નૂરાની મુખ અમારી જિંદગીનું પ્રભાત છે.

શબે અન્દુહે મારા રોઝ ગર્દાં,
ઝ-રૂયત રોઝે મા ફીરોઝ ગર્દાં.'

અમારી ગમનાક રાતને દિવસ બનાવી દો અને પોતાનાં જમાલે જહાં-આરાથી અમારા દિવસને ફીરોઝમંદી અને કામિયાબી અર્પણ કરી દો.

ઝ-હુજરહ પાએ દર સહને હરમ નેહ,
બ-ફર્કે ખાકે રહ-બોસાં કદમ નેહ.

હુજરએ શરીફ અર્થાત ગુમ્બદે ખિઝરાથી બહાર આવીને સહને હરમમાં તશરીફ ફરમાઓ, રાહે મુબારકની ધૂળને ચૂમનારાઓના માથે આપના પવિત્ર ચરણો મૂકો.

બિ-દેહ દસ્તી ઝ-પા ઉફતાદગાં રા,
બુકુન દિલદારિએ દિલ દાદગાં રા.

આજિઝોની દસ્તગીરી, બે-કસોની મદદ ફરમાવો અને મુખ્લિસ આશિકોની દિલ-જોઈ અને દિલદારી કરો.

ગર્ચે ગર્કે દર્યાએ ગુનાહમ્,
ફતાદહ ખુશ્ક-લબ બર ખાક રા હમ.

જો કે અમે ગુનાહોંના સાગરમાં માથાથી પગ સુધી ડૂબેલા છીએ, પરંતુ આપના મુબારક રસ્તામાં તરસ્યા અને સૂકાં હોંથોં સાથે પડેલાં છીએ.

તૂ અબ્રે રહમતી આં બેહ કે ગાહે,
કુની બર હાલે લબ-ખુશ્કાં નિગાહે.

આપ રેહમતના વાદળ છો, તરસ્યા હોંથોં પર એક નિગાહે કરમ નાંખવું આપની શાનને અનુરૂપ છે. [1]

## મૌલાના જામી (રહ.)ની કિતાબો

સામ મિરઝાએ 'તોહફએ સામી' માં મૌલાના જામી (રહ.)ની કિતાબોની સંખ્યાં ૪૬ બતાવી છે.

'મિઅંતુલ ખ્યાલ'ના લેખક શેર ખાને આપની કિતાબોની સંખ્યા ૯૯ (નવ્વાણું) લખી છે.

એ કિતાબો પૈકી 'નફહાતુલ ઉન્સ', 'યૂસુફ ઝુલેખા', 'બહારિસ્તાન'...વગેરે ખૂબ જ પ્રખ્યાત કિતાબો છે અને દુનિયાની ઘણી ભાષાઓમાં એના અનુવાદો પણ થયા છે.

'નકશબંદી ઔલિયા' ગ્રંથ પહેલા, બીજા અને ત્રીજામાં 'નફહાતુલ ઉન્સ'ના ઉર્દૂ અનુવાદમાંથી પુષ્કળ અવતરણો ટાંકવામાં આવ્યાં છે જે સુજ્ઞ વાચકોની નઝરોથી ગુઝર્યાં હશે.

## વફાત

હઝરત મૌલાના જામી (રહ.) આ ફાની દુનિયામાં ૮૧ (એક્યાંસી) વરસ વીતાવીને ૧૮મી મુહર્રમ, હિજરીસન ૮૯૮માં જુમ્આના દિવસે અઝાનના સમયે અમર જગત તરફ કૂચ કરી ગયા.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.

● ૧ 'ફઆઈલે દુરૂદ શરીફ' પા. ૧૬૧ થી ૧૬૬
'ફઝાઇલે આ'માલ' પા. ૧૦૪૯ થી ૧૦૫૪

આપના જનાઝામાં શાહે વક્ત સુલતાન હુસૈન મિરઝા પણ સામેલ થયા અને આપના જનાઝાને ખાંધ આપી.

## તારીખે વફાત

મૌલાના જામી (રહ.)ની તારીખે વફાત ઘણી કહેવામાં આવી છે જેમાંથી એક આ પ્રમાણે છે :

'વ મન દખલહૂ કાન આમિના'

## મઝારે મુબારક

હઝરત મૌલાના જામી (રહ.)નો મઝાર હિરાતમાં છે. હિરાત પહેલાં ઈરાનની હુકૂમતમાં હતું પરંતુ હવે અફઘાનિસ્તાનની સલ્તનતમાં સામેલ છે.

સુલતાન હુસૈન મિરઝાના વઝીરનું નામ અમીર શેરઅલી હતું. તે મહા વિદ્વાન અને લેખક હતો. હઝરત મૌલાના જામી (રહ.)નો અકીદતમંદ હતો. તેણે મઝારે મુબારક પર સુંદર ઈમારત નિર્માણ કરાવી. વિશાળ સહેન અને હોઝ પણ તૈયાર કરાવ્યા.

## મૌલાના જામી (રહ.)ના સંતાનો

હઝરત મૌલાના જામી (રહ.)ના નીચે પ્રમાણે ચાર સાહબઝાદાઓ હતા :

૧ પહેલો પુત્ર માત્ર એક દિવસ જીવંત રહ્યો.

૨ બીજા પુત્રનું નામ સફીયુદ્દીન હતું તે એક વરસ જીવીને વફાત પામ્યો હતો.

૩ ત્રીજો પુત્ર ઝિયાઉદ્દીન યૂસુફના નામે ઓળખાયો.

૪ ચોથો પુત્ર પણ હિજરીસન ૮૯૧માં પૈદા થયો. તેનું નામ ખ્વાજા ઝહીરૂદ્દીન ઈસા હતું તે માત્ર ૪૦ (ચાલીસ) દિવસ હયાત રહ્યો.

□

હઝરત મૌલાના જામી (રહ.)એ 'યૂસુફ ઝુલેખા'માં જે 'પંદનામા' લખેલું છે તે ત્રીજા ફરઝંદ ઝિયાઉદ્દીન યૂસુફના માટે છે. જ્યારે

તેની ઉંમર સાત વરસની હતી અને મૌલાનાની ઉંમર ૭૦ (સીત્તેર) વરસની હતી.

એ જાણવા નથી મળ્યું કે ઝિયાઉદ્દીન યુસુફથી ઔલાદનો સિલસિલો ચાલ્યો કે નહિ.

ઔલાદનો સિલસિલો ભલે ચાલ્યો હોય કે ન ચાલ્યો હોય, પરંતુ હઝરત મૌલાના જામી (રહ.)નું નામ ઈલ્મ અને બુઝુર્ગીના કારણે રહેતી દુનિયા સુધી જીવંત રહેશે.

'ઝૌક' કહે છે કે :

રેહતા હે નામ ઈલ્મસે ઝિંદા જહાંમેં 'ઝૌક',
ઔલાદસે તો હૈ યહી દો પુશ્ત, ચાર પુશ્ત.
અને છેવટે તો દુનિયા પણ ફના થઈ જનારી છે.
બકા બકાએ ખુદાસ્ત વ મુલ્ક મુલ્કે ખુદા.
અલ્લાહ બસ, બાકી હવસ.[1]

## સુરતના બે મશહૂર નકશબંદી બુઝુર્ગો

સુરતના બે મશહૂર નકશબંદી બુઝુર્ગો

૧ હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.) જેઓ હઝરત ખ્વાજા દીવાના સાહબ (રહ.)ના નામે પણ પ્રખ્યાત છે.

૨ હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહ.)

બંને રશિયામાં બુખારા નજીકના ગામોમાં જન્મ્યા હતા.
બંને સમકાલીન હતા.
બંને ઠેઠ બુખારાથી સુરત તશરીફ લાવ્યા હતા.
બંનેએ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) તેમ જ હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)થી બાતિની ફૈઝ હાસિલ કર્યાના ઉલ્લેખો પણ કિતાબોમાં મળે છે.

ઉપરોક્ત કારણોથી એ બંને બુઝુર્ગોનો ટૂંકો જીવન પરિચય અત્રે આપવો ખૂબ જ મુનાસિબ લાગે છે.

● ૧ 'હયાતે જામી' લેખક : ગુલામ દસ્તગીર 'નામી' (લાહોર)

# હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહ.)

'પટની સુવેનિર'માં લખ્યું છે કે,

'આપ, મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ના શાગિર્દ અને ખલીફા ખ્વાજા મહમૂદ દેહદાર (રહ.)ના ફરઝંદ હતા અને બુખારામાં આવેલ દેહદાર ગામના રહીશ હોવાથી એ જ ઉપનામે મશહૂર થયા.

આપને ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)થી સિલસિલએ નકશબંદીયહમાં ઈજાઝત અને ખિલાફત મળી હતી.'[1]

□

'યાદે ઐયામ' અને 'ગુલશને ગુજરાત' કિતાબોમાં લખ્યું છે કે,

'ખ્વાજા મુહમ્મદ દેહદારી, ખ્વાજા જમાલુદ્દીન ખ્વારઝમી (ખ્વાજા દાના સાહબ) (રહ.)ના સમકાલીન હતા અને મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ના કેળવણી પામેલા હતા.[2]

## સુરતમાં આગમન

હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદારી (રહ.) પ્રખર આલિમ (વિદ્વાન) અને લેખક હતા.

સુરત આવ્યા પછી આપ, લોકોને ઈસ્લામ અને તેના મુબારક હુકમોના પાલન માટે આદેશ અને ઉપદેશ આપતા રહ્યા.

## રાજા તાનસેનનો ઈસ્લામ સ્વીકાર

હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહ.)ના ઉપદેશ, પવિત્ર આચરણ અને ઉચ્ચ અખ્લાકથી પ્રભાવિત થઈને સુરત નજીક આવેલા કામાનગર (કામરેજ)ના છેલ્લા રાજા તાનસેને ઇસ્લામનો સ્વીકાર કર્યો. ઇસ્લામમાં આવ્યા પછી બખ્તયાર નામે ઓળખાયા.

● ૧ 'પટની સુવેનિર' પા. ૧૪૯
૨ 'યાદે ઐયામ' પા. ૧૩૬
'ગુલશને ગુજરાત' પા. ૨૪ (હવાલો : 'તારીખે સુફિયાએ ગુજરાત'

રાજા તાનસેન ઉર્ફે બખ્ત્યારે ખ્વાજા સાહેબ માટે એક મોટો ઘુમ્મટ પણ બનાવ્યો હતો. પરંતુ ખ્વાજા સાહેબ પહેલાં જ બખ્ત્યારનો ઈન્તેકાલ થયો એટલે એ ગુમ્બદ નીચે તેમને દફનાવાયા હતા.

## હુઝૂર (સલ.)નો બાલ મુબારક

હઝરત ખ્વાજા સાહેબ પાસે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બાલ મુબારક હતો. જ્યારે આ ફાની જગતમાંથી કૂચનો સમય આવ્યો ત્યારે આપના ખાદિમોએ આ મુબારક બાલ માટે આજ્ઞા માંગી.

આપ (રહ.) એ ફરમાવ્યું કે,

'મારા ઈન્તેકાલ પછી મને ગુસલ આપી કફન પહેરાવ્યા બાદ એ બાલ મુબારક મારી પાસે લાવજો.

તે વખતે એ બાલ મુબારક જે શખ્સ તરફ જાય તે એના હકદાર થશે.

આપના ઈન્તેકાલ પછી સૂચના મુજબ એ બાલ મુબારક આપના સમક્ષ લાવવામાં આવ્યો. ત્યારે ત્યાં સુરત શહેરની સઘળી જ બુઝુર્ગ હસ્તીઓ અને માનવંત શખ્સીયતો ત્યાં હાજર હતી.

સૈયદ મુહમ્મદ અલ-એદરૂસ સાહેબ પણ ત્યાં હાજર હતા. દરેકની ખ્વાહિશ હતી કે, આ અપ્રાપ્ય (નાયાબ), અજોડ અને અમૂલ્ય તોહફો તેને મળે.

પરંતુ એ દરમિયાન આપની જમણી આંખ ઊઘડી. અલ્લાહને દેખનાર એ આંખની કીકી ચારે બાજૂએ ફરી અને છેવટે એ મુબારક બાલ ડબ્બીમાંથી નીકળીને આપની જ આંખમાં જઈ રહ્યો, અને એ બાલ પ્રવેશતાં જ આંખ બંધ થઈ ગઈ. ત્યાં હાજર રહેલાં સૌએ આ હકીકત નજરે નિહાળી.

□

'સફરનામાએ હિજાઝ' કિતાબમાં એના લેખક લખે છે કે,
'મૌલાના ખૈરુદ્દીન સાહેબે મને ફરમાવ્યું હતું કે :
"આ બુઝુર્ગ (હઝરત ખ્વાજા દેહદાર રહ.) પાસે આં
હઝરત નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બાલ
મુબારક હતા. આપે વફાત પ્રસંગે વસીયત કરી હતી
કે, મને કબરમાં મૂકો ત્યારે આ બાલ મારી આંખમાં
મૂકી દેજો, અને તે મુજબ અમલ થયો હતો."
વળી મૌલાના મૌસૂફે ફરમાવ્યું હતું કે,
"એ બુઝુર્ગના મઝારની ઝિયારત માટે જાઓ,
કારણ કે, ત્યારે આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ
સલ્લમના શરીરનો એક અંશ (બાલ મુબારક)
દફન છે. હું ત્યાં ગયો ત્યારે બહુ જ પ્રભાવિત થયો હતો."

## 'નફહાતુલ ઉન્સ' ઉપર હાશીયો

'સફરનામાએ હિજાઝ' ના લેખક લખે છે કે,
'હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહ.ની કિતાબ
"નફહાતુલ ઉન્સ" ઉપર આપે (હઝરત ખ્વાજા
મુહમ્મદ દેહદાર રહ.એ) હાશીયો (ફૂટનોટ અથવા
વિવરણ) લખ્યો છે જે મક્કા શરીફમાં મારા
જોવામાં આવ્યો હતો.'

## ઇન્તેકાલ

હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહ.) ૧૯, મુહર્રમ, હિજરીસન ૧૦૧૬ (ઈસવીસન ૧૬૦૭)માં વફાત પામ્યા.

હિજરીસન ૧૦૧૬ ના અદદ 'ખુર્દ બુર્દ' શબ્દથી મળે છે.

આપનો મઝારે મુબારક સુરતના હરીપુરા વિસ્તારમાં આવેલા શૈખ સૈયદ હસનજી સાહબ રહ.ના ટેકરા પાસે છે.

આપ (રહ.)ની કબરની પાસે દક્ષિણે બે કબરો છે તે આપના ખલીફા સૈયદ હુસૈન સાહબ (રહ.) અને સૈયદ મુબારક સાહબ (રહ.)ની છે.

# હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)

આપનું મૂળ નામ સૈયદ જમાલુદ્દીન (રહ.) હતું પરંતુ ખ્વાજા દાના સાહબ કે ખ્વાજા દીવાના સાહબ (રહ.) તરીકે મશહૂર છે.

આપનું વતન તુર્કસ્તાનનું જુન્દુક નામનું ગામ છે જે ખ્વારઝમ શહેરની બહાર બાર માઈલ (આશરે વીસ કિલોમીટર) દૂર આવેલું છે.[1]

'ગુલઝારે ગુજરાત' ના કર્તા લખે છે કે,

'આપની પૈદાઈશ જોક અથવા જુન્દુક (ગામમાં) જે બુખારા પાસે છે ત્યાં થઈ હતી.'[2]

## પિતા શહીદ થયા

આપના પિતાનું નામ સૈયદ ખ્વાજા બાદશાહ પરદાપોશ હતું. આપના દાદાનું નામ સૈયદ ઈસ્માઈલ હતું.

હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.) જ્યારે માત્ર ચાર જ મહિનાના હતા ત્યારે, શાહ ઈરાન ઈસ્માઈલ સફવીના ઝમાનામાં, આપના પિતા શહીદ થયા હતા. આમ બાળપણમાં જ પિતાનો છાયો આપના માથા ઉપરથી ઊઠી ગયો હતો.

## પિતાએ ખ્વાબમાં સૂચના આપી

હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ના મરહૂમ વાલિદ સાહબ સૈયદ ખ્વાજા બાદશાહ પરદાપોશ (રહ.) એ પોતાના મુરીદ ખ્વાજા અબુલ હસન બાબા ઉર્ફે ખ્વાજા બાબાને સ્વપ્નામાં તાકીદ ફરમાવી કે,

'મારા પુત્રની પરવરિશ બરાબર કરજે!'

□

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) એ પણ બાબા ખ્વાજા અબુલ હસન બાબા (રહ.)ને સ્વપ્નામાં એ જ મુજબ સૂચના આપી.[3]

● ૧ 'પટની સુખનિર' પા. ૧૪૯
૨ 'ગુલઝારે ગુજરાત' પા. ૧૯
૩ 'ગુલઝારે ગુજરાત' પા. ૧૯

## હરણી આપને દૂધ પાતી હતી!

'ગુલશને ગુજરાત'માં છે કે,

ખ્વાબમાંથી જાગીને હઝરત ખ્વાજા હસન અતા આપની તલાશમાં નીકળ્યા. ઘણા શોધ્યા ત્યારે એક ઝૂંપડીમાંથી મલ્યા. આપે અલ્લાહનો શુક્ર અદા કર્યો અને આપને ખાવરાના જંગલમાં લઈ જઈ એક તળાવ પાસે રાખ્યા.

ખ્વાજા હસન અતા (રહ.) ને ચિંતા થઈ કે આપ માસૂમ બાળક છે એમને દૂધ પીવાડવા માટે કોઈ દાઈ (દૂધ માતા) તલાશ કરું. ઘણી તલાશ કરી પરંતુ કોઈ દાઈ ન મળી.

ખ્વાજા હસન અતા (રહ.) એ દુઆ કરી કે,

'હે અલ્લાહ! આ માસૂમ બાળક માટે દૂધનો બંદોબસ્ત કર! મેં તો દાઈ શોધી પરંનુ મળી નથી. હું લાચાર મજબૂર છું.'

આપ દુઆ કરીને જ્યારે બાળક પાસે જતા હતા ત્યારે આપે દૂરથી જોયું કે કોઈ પ્રાણી આપની પાસે ઊભું છે. આપ જલ્દી જલ્દી ચાલીને પાસે ગયા. જોયું તો એક હરણી આપને દૂધ પાતી હતી!

ખ્વાજા હસન અતા (રહ.) એ અલ્લાહનો શુક્ર અદા કર્યો કે તેણે દુઆ કબૂલ કરી.

એ હરણી દરરોજ સવાર સાંજ સમયપર આવીને દૂધ પાઈને ચાલી જતી.[1]

એ જ ખ્વાજા બાબા (હસન અતા) (રહ.)એ આપને નકશબંદી તરીકા ઉપર ઈસ્લામી તાલીમ આપી હતી.

## ગેબથી બંદોબસ્ત

હઝરત ખ્વાજા હસન અતા (રહ.)નો ઈન્તેકાલનો સમય નજીક આવ્યો ત્યારે હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ની ઉંમર માત્ર બાર વર્ષની હતી. હઝરત ખ્વાજા હસન અતા (રહ.)એ

● ૧ 'ગુલશને ગુજરાત' પા. ૨૦

પોતાની વફાત પહેલાં ઘણી નસીહતો કરી પછી બે રકાત નમાઝ પઢી અને સિજદામાં હતા ત્યારે જ ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

કુમળી વયમાં આ અણધાર્યો પ્રસંગ બનવાથી આપ હેરાન પરેશાન અને વિચારમગ્ન દશામાં હતા કે કફન દફન કેવી રીતે કરું? એટલામાં આપે જોયું કે એક નૂરાની જમાઅત કિબ્લા તરફથી આવી રહી છે! એ જોઈ આપ ખુશ થયા. આપ સમજી ગયા કે એ ફરિશ્તાઓની જમાઅત છે.

એ નૂરાની જમાઅત ખ્વાજા હસન અતા (રહ.)ની લાશ પાસે આવી. આપને તળાવના પાણીથી ગુસલ આપ્યું. કફન પહેરાવ્યું. જનાઝો તૈયાર કર્યો. જનાઝાની નમાઝ પઢી અને દફન કર્યા. તે પછી ખ્વાજા દાના સાહબ (રહ.)ને દિલાસો આપીને એ નૂરાની જમાઅત ચાલી ગઈ!

## પિતાએ ફરી પાછી ખ્વાબમાં સૂચના આપી

હઝરત ખ્વાજા હસન અતા (રહ.)ની વફાત બાદ હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)નું જીવન જંગલના ભયાનક વાતાવરણમાં વિકાળ ખૂનખાર પશુઓની વચ્ચે વિતી રહ્યું હતું. ફળો અને કંદમૂળ ઉપર જીવન નિર્વાહ ચલાવી અલ્લાહની ઈબાદતમાં દિવસો વીતાવી રહ્યા હતા.

એક દિવસે આપના વાલિદ બુઝુર્ગવારે તે સમયના મહાન દુરવેશ ખ્વાજા મુહમ્મદ સાહબ (રહ.)ને ખ્વાબમાં ફરમાવ્યું કે,

'મારા ફરઝંદની તાલીમ હજી અધૂરી છે. એને વધુ તાલીમ માટે હું આપને સોપું છું.'

આ હુકમ સાંભળી સૈયદ મુહમ્મદ (રહ.) ખ્વાજા દાના સાહબ (રહ.)ની તલાશમાં નીકળ્યા. શોધતાં શોધતાં ખુરાસાનના જંગલમાં ગયા. ત્યાં આપને હરણના ટોળામાં જોયા. સૈયદ મુહમ્મદ (રહ.)ને જોઈને હરણો નાસવા માંડયા. ખ્વાજા દાના સાહબ (રહ.) પણ હરણો સાથે નાસી ગયા.

ઘણા દિવસો સુધી એ ક્રમ ચાલ્યો. જ્યારે સૈયદ મુહમ્મદ (રહ.) આપની પાસે જતા ત્યારે તેઓ હરણો સાથે નાસી જતાં!

એક દિવસે સૈયદ મુહમ્મદ (રહ.)એ વિનંતી કરીને મુહબ્બતથી આગ્રહ કરીને તેમને રોક્યા અને કહ્યું કે,

'આપ મને ઓળખતા નથી પરંતુ હું કોઈ અજાણ્યો માણસ નથી. આપના વાલિદ (રહ.)એ ખ્વાબમાં મને આપની સોંપણી કરી છે અને આપની તાલીમનો હુકમ કર્યો છે.'

આ સાંભળી આપ રોકાઈ ગયા. ખ્વાજા સૈયદ મુહમ્મદ (રહ.) તેમને પોતાની સાથે લઈ ગયા અને છ વર્ષ સુધી પોતાની સાથે રાખી સંપૂર્ણ તાલીમ આપી.

આ હકીકતનો વિગતવાર અહેવાલ આપના ફરઝંદ ખ્વાજા કાસિમ સાહબે 'મનાકિબુલ અખિયાર' કિતાબમાં આપેલો છે.

## જંગલી જાનવરો પણ ઝિક્ર કરતાં

હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.) ની તાલીમ પુરી થતાં સૈયદ મુહમ્મદ (રહ.) પોતાના દેશ ચાલ્યા ગયા. તે પછી ખ્વાજા દાના સાહબ (રહ.) જંગલમાં એકલા રહેતા અને અલ્લાહની ઈબાદત કરતા હતા.

આપ (રહ.)ની ઈબાદતનો તરીકો એ હતો કે આપ એક કુંડાળામાં બેસતા અને આપની ફરતે વર્તુળ કરીને જંગલી જાનવરો બેસી જતાં. જ્યારે આપ 'અલ્લાહો, અલ્લાહો'નો ઝિક્ર કરતાં ત્યારે જંગલી જાનવરો પણ આપની નકલ કરતાં અને એ રીતે પૂરું જંગલ 'અલ્લાહો, અલ્લાહો'ના ઝિક્રથી ગૂંજી ઊઠતું!

## કાયાપલટ

આપને જંગલમાં એકાંત ગમતું હતું. આપ શહેર અને વસ્તીથી દૂર રહેતા હતા. એક વાર બાબા ચોપાલ ત્યાં આવ્યા. બાબા ચોપાલને જોઈને આપે નાસવાનો ઈરાદો કર્યો.

બાબાએ કહ્યું કે,

'ઈન્સાન, ઈન્સાથી ભાગે છે!'

આ સાંભળી આપ થોભી ગયા.

એટલામાં એક દુરવેશ બાબા જોયાં મજઝૂબ તુર્કસ્તાની (રહ.) ત્યાં આવી પહોંચ્યા. ત્રણેએ એકબીજા સાથે મુલાકાત કરી. બાબા ચોપાલ (રહ.)એ પોતાની બગલમાંથી ત્રીસ ગરમ ગરમ રોટલીઓ કાઢી. તેમાંથી એક રોટલીના ત્રીસ ભાગો કર્યા. તેમાંથી એક ટુકડો હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ને આપ્યો. એક ટુકડો બાબા જોયાં મજઝૂબ તુર્કસ્તાનીને આપ્યો અને એક ટુકડો પોતે ખાધો.

બાબા ચોપાલ (રહ.)એ આપેલો રોટલીનો ટુકડો ખાતાં જ હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ની આંતરિક હાલતમાં ભારે પરિવર્તન થઈ ગયું! જંગલનો એકાંતવાસ છોડીને હવે આપ શહેરમાં રહેવા લાગ્યા. ત્યાં જ ઈબાદત અને રિયાઝતમાં મશગૂલ રહ્યા.

## બાદશાહે પોતાની પુત્રી પરણાવી

થોડા અરસા પછી ખ્વાજા દાના સાહબ (રહ.) ખુરાસાનથી બલ્ખ ચાલ્યા ગયા. ત્યાં ખ્વાજા અબ્દુલ હાદીના મહેમાન રહ્યા. અને મૌલાના સઈદ તુર્કસ્તાનીથી ઝાહેરી તથા બાતિની ઈલ્મ મેળવ્યો.

બલ્ખનો બાદશાહ પીર મુહમ્મદ ખાન આપનો મુરીદ થયો અને પોતાની શાહઝાદીની શાદી આપની સાથે કરી આપી.[1]

'ગુલશને ગુજરાત' માં જણાવ્યા પ્રમાણે બાદશાહની બહેન સાથે આપની શાદી થઈ.[2]

- ૧ 'પટની સુવેનિર' પાનું ૧૫૦
- ૨ 'ગુલશને ગુજરાત' પાનું ૨૨

## હિન્દુસ્તાનમાં આગમન

થોડા અરસા પછી બલ્ખથી વિદાય થઈ કન્દહાર અને સિંધ થઈ આપ આગ્રા આવ્યા. બલ્ખના બાદશાહનાં પુત્રી (કે બહેન?) અર્થાત્ આપના પુનીત પત્ની પણ આ પ્રવાસમાં આપની સાથે હતાં.

થોડો વખત આગ્રામાં થોભી આપ ગુજરાત તરફ રવાના થયા. રસ્તામાં થોડા દિવસ બુરહાનપુરમાં રહ્યા.

તે સમયે મોગલ શહેનશાહ અકબરનો પુત્ર દાનિયાલ બુરહાનપુરનો ગવર્નર હતો. દાનિયાલ આપના વ્યક્તિત્વથી અત્યંત પ્રભાવિત થયો અને આપનો મુરીદ બન્યો.

## મરેલો પુત્ર જીવતો થયો !

થોડાંક દિવસો જ વીત્યા હશે કે દાનિયાલના વહાલા પુત્ર તૈમૂરનો અચાનક ઇન્તેકાલ થઈ ગયો. દાનિયાલને હઝરત પ્રત્યે બેહદ અકીદત હતી. તેણે પોતાના પુત્રની લાશ લાવીને હઝરતની ગોદમાં મૂકી દીધી અને રડવા લાગ્યો.

હઝરતે અલ્લાહ જલ્લે શાનુહૂના દરબારમાં દાનિયાલના પુત્રના નવજીવન માટે દુઆ ફરમાવી અને લાશ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. અલ્લાહની શાન જુઓ કે હઝરતની દુઆ મકબૂલ થઈ અને શાહઝાદાને નવું જીવન મળ્યું! તે જીવતો થઈ ગયો. દાનિયાલનું દુઃખ ખુશીમાં બદલાઈ ગયું.

સુબ્હાનલ્લાહ! આવી શાનવાળાઓની શાનમાં હઝરત મૌલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું છે કેઃ

**આં દુઆ શૈખે કે ને ચું હર દુઆસ્ત,**
એ શૈખની દુઆ સામાન્ય દુઆઓ જેવી નથી,
**ફાનીસ્ત વ ગુફ્તએ ઊ ગુફ્તે ખુદાસ્ત.**
તે ફના-બકાથી મુશર્રફ છે અને તેનું કહેવું ખુદાનું કહેવું છે.
**અકમહો અબરસ ચે બાશદ મુર્દહ નીઝ,**
જન્માંધ અને કોઢી તો શું બલ્કે મુર્દાઓ પણ,
**ઝિન્દા ગર્દદ અઝ ફસ્ને આં અઝીઝ.**
એ ખાસ બંદાના દમ કરવાથી જીવતા થઈ જાય છે.

## વડોદરામાં આગમન

બુરહાનપુરથી રવાના થઈ આપ વડોદરા આવ્યા. વડોદરામાં મૌલાના નઝીર બદખ્શી (રહ.)એ આપની સેવામાં હાજર થઈ વડોદરામાં થોભવા આગ્રહ કર્યો. તેમના આગ્રહને માન આપી આપ થોડા દિવસ વડોદરામાં રોકાયા.

વડોદરામાં ડાકૂઓએ આપનો બધો સરસામાન લૂંટી લીધો. હઝરત નારાઝ થવાને બદલે ખુશ થયા કે, ચાલો, અલ્લાહનો શુક્ર છે, અમાનત અમાનતવાળાઓને મલી ગઈ!

## સુરતમાં પધરામણી અને સ્વાગત

અલ્લાહનો હુકમ થતાં, હઝરત વડોદરાથી વિદાય થઈ સુરત પધાર્યા.

સુરત તે વખતે મોટું બંદર હતું. દેશ-વિદેશ સાથેના વેપારી માલ ભરેલાં વહાણોની આવ-જા અહીંથી થતી રહેતી. હજ્જ પઢવા માટે મક્કા મુઅઝઝમા પણ જવા માટે સુરત બંદરથી વહાણમાં સવાર થવું પડતું હતું જેના કારણે સુરત તે વખતે **'બાબુલ મક્કા'** અર્થાત્ **'મક્કાનું પ્રવેશદ્વાર'** કહેવાતું હતું.

હઝરતના સત્કાર અને સ્વાગત માટે કિલ્લેદાર કુલીજખાન આવ્યા અને આપને સંપૂર્ણ માન-પાન સાથે શહેરમાં લાવ્યા.

## કુલીજખાન

'સૂરત સોનાની મૂરત' ના કર્તા લખે છે કે,

'અકબર (બાદશાહ) ચુનંદા સરદારો સાથે વડોદરાથી નીકળી ૧૧મી જાન્યુઆરી ૧૫૭૩ના દિવસે (સુરતના) કિલ્લા પાસે આવી રહ્યો. તેણે પોતાની છાવણીને ઘેરા દરમિયાન કિલ્લામાંના ગોળાથી સુરક્ષિત રાખવા ગોપીતળાવ ખસેડી. તે સાથે કિલ્લામાંથી ચકલું પણ ફરકે નહિ કે અંદર કશો પુરવઠો પહોંચે નહિ એનો કડક બંદોબસ્ત કર્યો.

તા. ૨૬-૨-૧૫૭૩ના દિવસે કિલ્લાનું આખું લશ્કર શહેનશાહને તાબે થયું. અકબરે કુલીજખાનને સૂરતનો હાકેમ નીમ્યો અને ૮મી માર્ચે બાદશાહી સવારી અમદાવાદ તરફ કૂચ કરી ગઈ.[૧]

□

તુર્કી ભાષામાં સિંહને 'કુલીજ' કહે છે. આપ 'કુલીજખાન અંદજાની'ના નામે જાણીતા હતા. આપનું આખું નામ મુલ્લા મુહમ્મદ કુલીજખાન હતું. આપ જાહેરી અને બાતિની બંને ઇલ્મના જ્ઞાતા હતા. શીખવા શીખવવામાં મશગૂલ રહેતા હતા. આપ લાહોરમાં હતા ત્યારે એક દારુલ ઉલૂમમાં જઈને દરરોજ ફિકહ, હદીસ શરીફ અને તફસીરનો દર્સ આપતા હતા. મતલબકે શસ્ત્ર અને શાસ્ત્ર બંનેમાં આપ નિપુણ હતા.

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના બિરાદરે નિસ્બતી (સાળા) હતા.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મકતુબાત શરીફ (પત્ર-સંગ્રહો)માં આપના નામે ચાર પત્રો છે. 'મકતુબાત શરીફ'ના ખંડ-૧માં પત્ર નં. ૨૪, ૭૬ અને ૧૪૧ તથા ખંડ-૨માં પત્ર નં. ૩૨ આપના નામે લખેલા છે.

એંસી કરતાં વધારે વરસની ઉંમરે જહાંગીરના સમયમાં હિજરી સન ૧૦૨૩માં આપનો ઈન્તેકાલ થયો હતો.

□

### બાદશાહે જંગી નઝરાણું મોકલ્યું

શાહઝાદા દાનિયાલનો મરણ પામેલો પુત્ર હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ની દુઆથી ફરી પાછો જીવતો થયાની વાત બાદશાહ અકબરે જાણી ત્યારે તે પણ હઝરનો અકીદતમંદ થઈ ગયો.

હઝરતના સુરતમાં આગમન બાદ શહેનશાહ અકબરે હઝરતના માટે એક લાખ રૂપિયાની જંગી રકમ નઝરાણા તરીકે ભેટ મોકલી. (ચારસો વરસ પહેલાંના એક લાખ રૂપિયા આજના હિસાબે તો ન જાણે કેટલા કરોડ કે અબજ રૂપિયા થાય!)

● ૧ 'સૂરત સોનાની મૂરત' પાનું ૧૫ અને ૧૬

સૂરતના હાકેમ અબ્દુર્રહમાન તેહરાની પણ આપના મુરીદ બન્યા હતા.

## સુરતમાં ખાનકાહ બનાવી

સુરતમાં સ્થાયી થયા પછી હઝરતે અહીં એક ખાનકાહ બનાવવાની શરૂઆત કરી. કારીગરો દિવસભર જે ચણતરનું કામ કરતા હતા તે રાતના સમયે આપ તોડી નાંખતા હતા. આપના એક મુરીદે એનું કારણ પૂછયું.

આપે ફરમાવ્યું કે,

'અલ્લાહના બંદાઓની રોઝી ચાલુ રહે તે માટે હું એ પ્રમાણે કરું છું.'

## વફાત

સુરતથી ફરી પાછા આપ (રહ.) બુરહાનપુર ગયા, ત્યાં કેટલાક દિવસો રહિને આપ ફરી પાછાં સુરત આવ્યા ત્યારે બીમાર પડયા. એક દિવસ એવા બેહોશ થઈ ગયા કે બધાં રડવા લાગ્યા. જ્યારે હોશમાં આવ્યા ત્યારે આપે સૂરએ 'યાસીન' પઢી. તે પછી કલમએ તૈયિબા પઢતાં પઢતાં ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

□

આપની વફાત ૫, સફર, હિજરી સન ૧૦૧૬ મુતાબિક ઈસ્વી સન ૧૬૦૭માં એકસો ચાલીસ વરસની ઉમરે થઈ.

સુરતમાં 'બડેખાંના ચકલા' વિસ્તારમાં આપે બનાવેલ ખાનકાહમાં જ આપને દફન કરવામાં આવ્યા.

## અદભુત બનાવ

આપ (રહ.)ને દફન કરવા બાદ ધોધમાર વરસાદ પડયો. આપ (રહ.)ની કબર ધોવાઈ ગઈ અને તેનું નામ-નિશાન બાકી ન રહ્યું. બધાં લોકો પરેશાન થઈ ગયા.

હઝરતે પોતાના પુત્રને ખ્વાબમાં ફરમાવ્યું કે,

'મારી કબર ફલાણી જગા પર છે.'

સવારમાં શોધ કરી તો કબર મળી પરંતુ કબરમાં આપની લાશ મુબારક ન હતી! આ જોઈ લોકો વધુ પરેશાન થયા.

હઝરતે ખ્વાબમાં પોતાના ફરઝંદને ફરી પાછું ફરમાવ્યું કે, 'પરેશાન ન થાઓ! ગઈ કાલે મારી લાશને ખાનએ કા'બા પાસે લઈ જવામાં આવી હતી એટલે હું કબરમાં ન હતો! હવે કબરમાં ફરી પાછો આવી ગયો છું.'

સવારમાં આપ(રહ.)ની કબર જ્યારે ખોલવામાં આવી ત્યારે આપ (રહ.)ની લાશ તેમાં મોજૂદ હતી અને કફન પર એક ધબ્બો પણ ન હતો! અત્તર વગેરે છાંટી આપની કબરને બંધ કરવામાં આવી.

ઇસ અર્ઝે મુકદ્દસ પે ન ફિતરતકો હો કયું નાઝ,
અંગળાઈયાં લેતા હય યહાં અર્શે પુર અનવાર.

અકસીરસે બળહ કર ન હો કયું ખાક યહાંકી,
ઇસ ખાક કે પરદેમેં હય ઇક પયકરે અસરાર.

## હઝરતના સાહબઝાદાઓ

હઝરના બે સાહબઝાદાઓ હતા.

'પટની સુવેનિર' અનુસાર તેમના નામો નીચે પ્રમાણે હતાઃ

૧ ખ્વાજા મુહમ્મદ કાસિમ (રહ.)

૨ ખ્વાજા અબૂલ હસન (રહ.)[૧]

'ગુલશને ગુજરાત' અનુસાર તેમનાં નામો નીચે પ્રમાણે હતાંઃ

૧. ખ્વાજા સઈદ મુહમ્મદ હાશિમ (રહ.)

૨ ખ્વાજા અનવારુલ હસન (રહ.)[૨]

૧ 'પટની સુવેનિર' પાનું ૧૫૦, ૧૫૧
૨ 'ગુલશને ગુજરાત' પાનું ૨૩

## હઝરત (રહ.)ના ગાદીનશીનો

હઝરતના ઈન્તેકાલ બાદ આપ (રહ.)ના ફરઝંદ ખ્વાજા મુહમ્મદ કાસિમ આપના ગાદીનશીન થયા. ત્રણ વરસ બાદ હિજરી સન ૧૦૧૯ મુતાબિક ઈસ્વી સન ૧૬૧૦માં આપ વફાત પામ્યા.

□

ખ્વાજા મુહમ્મદ કાસિમની વફાત બાદ હઝરતના બીજા ફરઝંદ ખ્વાજા અબૂલ હસન સજ્જાદાનશીન થયા. આશરે પાંત્રીસ વરસ સુધી ગાદીનશીન રહ્યા બાદ હિજરી સન ૧૦૫૪ મુતાબિક ઈસ્વી સન ૧૬૪૪ માં તેમનો ઈન્તેકાલ થયો. હઝરત (રહ.)ના મઝારની પશ્ચિમ બાજુએ આપને દફનાવવામાં આવ્યા.

□

તેમના સમયમાં પાટણના ફોજદાર અબ્દુલ્લાહ ખાને આપની ખાનકાહ પાસે જ જામે મસ્જિદ બનાવી અને રોઝા ઉપર ગુમ્બદ પણ બંધાવ્યો.

ખ્વાજા સાહેબની ખાનકાહ પાસે જે મીનારો છે તે અંદાજે એકસો ફૂટ ઊંચો છે. મસ્જિદના બાંધકામ સાથે જ તેની પણ તા'મીર થઈ હતી, પરંતુ વાવાઝોડાના કારણે નુકસાન પામેલ હોવાથી હિજરી સન ૧૩૦૦ મુતાબિક ઈસ્વી સન ૧૮૮૨માં ગુલામબાબા ખાને નવેસરથી રીપેર કરાવ્યો હતો.

એ મીનારાની બાજુમાં જ થોડેક અંતરે મીર મા'સૂમ અલી ખાન સાહેબનો મહેલ હતો.

□

ખ્વાજા અબૂલ હસન સાહેબની વફાત પછી તેમના પુત્ર ખ્વાજા સૈયદ મુહમ્મદ ગાદીએ આવ્યા. આશરે ચોવીસ વરસ ગાદીનશીન રહ્યા બાદ હિજરી સન ૧૦૭૮ મુતાબિક ઈસ્વી સન ૧૬૬૭માં આપનો ઈન્તેકાલ થયો.

એ જ દરગાહ શરીફમાં ગુમ્બદ નીચે આપને દફન કરવામાં આવ્યા.

□

તે પછી તેમના ફરઝંદ નૂરુલ હસન સાહબ ગાદીનશીન થયા. આશરે પચાસ વરસ સુધી ઇસ્લામના પ્રકાશિત પંથે લોકોને દોરવણી આપતા રહ્યા અને હિજરી સન ૧૧૨૬ મુતાબિક ઈસ્વી સન ૧૭૧૪ માં આપ ઈન્તેકાલ ફરમાવી ગયા.

ગુમ્બદની પશ્ચિમ દિશાએ બારાદરીમાં આપને દફન કરવામાં આવ્યા.

□

ખ્વાજા નૂરુલહસન સાહબના બે ફરઝંદો હતા:

૧ ખ્વાજા ફૈઝુલ હસન સાહબ

૨ ખ્વાજા નૂરુલ આ'લા સાહબ

બંને પૈકી, મોટા ફરઝંદ ખ્વાજા ફૈઝુલહસન સાહબ આપના ગાદીનશીન થયા.

આપ મહાન આલિમ અને ફાઝિલ હતા. આપે અનેક કિતાબો પણ લખેલી છે.

સંતાનમાં આપને માત્ર એક શાહબઝાદી જ હતી.

આશરે ૨૫ વરસ ગાદીનશીન રહ્યા બાદ હિજરી સન ૧૧૫૧ મુતાબિક ઇસ્વી સન ૧૭૩૮ માં ઈન્તેકાલ ફરમાવી ગયા.

□

આપના ઈન્તેકાલ બાદ આપના નાના ભાઈ ખ્વાજા નૂરુલઆ'લા સાહબ ગાદીનશીન થયા. આશરે તેર વરસ ગાદીનશીન રહ્યા બાદ હિજરી સન ૧૧૬૪ મુતાબિક ઈસ્વી સન ૧૭૫૦માં ઈન્તેકાલ ફરમાવી ગયા. એમના સંતાનોમાં પુરુષ ઔલાદ ન હતી.

## હઝરતની જાનશીની કાઝી કુટુંબને મળી

ખ્વાજા નૂરુલઆ'લા સાહબને કોઈ પુત્ર ન હોવાથી આપે પોતાના દામાદ (જમાઇ) હાફિઝ અબૂલ હસન બિન કાઝી શરફુદ્દીન ઉર્ફે સૈયદ વલીઉલ્લાહ ખાનસાહેબને હિજરી સન ૧૧૫૯ મુતાબિક ઈસ્વી સન ૧૭૪૬ માં પોતાના જાનશીન બનાવી શહેરના આગેવાનો સમક્ષ સદરહૂ વકફને તથા એ સંબંધી તમામ દસ્તાવેઝોને સોંપી દીધા હતા.

હાફિઝ અબૂલ હસન સાહબ, ખ્વાજા ફૈઝુલહસન સાહબના નવાસા પણ થતા હતા. જેમનો મા તરફથી સિલસિલો બાદશાહ ફિરોઝશાહ સાથે અને વાલિદ તરફનો સંબંધ સૈયદ યાહયા તિરમિઝી સાહબને મળે છે.

આ રીતે ખ્વાજા દાના સાહબની સજ્જાદાનશીની સુરતના કાઝી સાહેબના કુટુંબને પ્રાપ્ત થઈ હતી.

□

☆

# હઝરત ખ્વાજા
# મુહમ્મદ ઝાહિદ વખ્શી

## રહમતુલ્લાહિ અલૈહ

ઝોહદો તકવા કર ઇનાયત
મુઝકો અપને ફઝલસે,

ખ્વાજાએ ઝાહિદ મુહમ્મદ (રહ.)
બે-રિયાકે વાસ્તે.

## જન્મ

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝાહિદ (રહ.)નો મુબારક જન્મ વખ્શ નામના કસ્બામાં ૧૪, શવ્વાલ, હિજરી સન ૮૫૨ મુતાબિક ૧૧, ડિસેમ્બર, ઇસ્વી સન ૧૪૪૮ના દિવસે થયો હતો. વખ્શમાં જન્મેલા હોવાથી આપ (રહ.) 'વખ્શી' કહેવાયા.

વખ્શ એક કસ્બો છે જે બુખારામાં આવેલા હિસાર નામના પ્રાંતમાં આવેલો છે. અને બુખારા શરીફ રશિયાના ઉઝબેકિસ્તાન રાજ્યમાં આવેલું પ્રખ્યાત શહેર છે.

## હઝરત મૌ. યાકૂબ ચરખી (રહ.)ના નવાસા

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ.) હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ના નવાસા હતા. આપે ઝિક્રની તલકીન હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)ના કોઈક ખલીફાથી હાસિલ કરી હતી. અને એકાંતવાસમાં ઝિક્ર, રિયાઝત અને મુજાહિદામાં મશગૂલ રહેતા હતા.

## હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની ખિદમતમાં

જયારે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના ફૈઝાન અને રૂશ્દો હિદાયતની ખ્યાતિ ખ્વાજા મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ.)એ સાંભળી ત્યારે આપે હઝરતની ખિદમતમાં હાજર થવાનો ઈરાદો કર્યો અને વખ્શથી સમરકંદ તરફ રવાના થયા. સમરકંદ પહોંચીને હઝરતની ખાનકાહથી ત્રણ કોસ (દસ કિલોમિટર) દૂર વાનસર નામના સ્થળે મુકામ કર્યો. અને હઝરતને મળવા જવા માટે આપે નવાં વસ્ત્રો પહેર્યાં.

બીજી તરફ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ને કશ્ફ મારફતે જાણ થઈ કે મૌલાના મુહમ્મદ ઝાહિદ વખ્શી આપની મુલાકાત માટે આવ્યા છે. વળી એ પણ જાણ થઈ કે મૌલાના ઝાહિદ ઉચ્ચ મકામાત ધરાવે છે.

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના દિલમાં હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ (રહ.)નું સ્વાગત કરવાનો વિચાર ઉદ્ભવ્યો. ભરબપોર અને સખત ગરમીનો સમય હતો. આપે

સવારીનો ઊંટ તૈયાર કરાવીને મંગાવ્યો અને તેના પર સવાર થઈ ગયા, અને મુરીદોની સાથે આપ રવાના થયા. કોઈને એ ખબર ન હતી કે ક્યાં જઈ રહ્યા છીએ.

હઝરતે ઊંટની લગામ છોડી દીધી કે જેથી તે પોતાની ઇચ્છા થાય ત્યાં જઈ શકે. જ્યારે વાનસર પહોંચ્યા ત્યારે મૌલાના ઝાહિદ મુહમ્મદ વખ્શી (રહ.)ના ઉતારા સામે આવીને ઊંટ ખુદ-બ-ખુદ થોભી ગયો. હઝરત ખ્વાજા (રહ.) ઊંટ ઉપરથી નીચે ઊતરી ગયા.

જેવી હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ (રહ.)ને જાણ થઈ કે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) જાતે અહીં તશરીફ લાવ્યા છે તો આપ સામે દોડી ગયા અને આપના ચરણો ચૂમી લીધાં તેમ જ આપનું સ્વાગત કર્યું.

## એક જ મુલાકાતમાં ખિલાફત અર્પણ કરી

હઝરત ખ્વાજા (રહ.) અને હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ (રહ.) તે પછી એકાંતમાં ચાલ્યા ગયા. મૌલાનાએ પોતાના વારિદાત, મુઆમલાત અને મકામાતને હઝરતની સામે પેશ કર્યાં અને બૈઅતની ખ્વાહિશ જાહેર કરી.

હઝરત ખ્વાજા (રહ.)એ હઝરત મૌલાનાને બૈઅત કર્યા અને તરીકએ આલિયહ નકશબંદિયહની નેઅમત મૌલાનાને અતા ફરમાવી તેમ જ પોતાની કામિલ તવજ્જુહ અને તસર્રુફથી તે જ મજલિસમાં મૌલાનાને કમાલ અને તકમીલના મર્તબાએ પહોંચાડી દીધા તથા ખિલાફત અર્પણ કરીને રુખ્સત કર્યા!

## માત્ર દીવો પેટાવવાની જરૂર હતી

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)એ હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ.)ને એક જ મુલાકાતમાં ખિલાફત આપવાના કારણે હઝરતની સાથે આવેલા આપના મુરીદો પૈકી કેટલાંકના દિલોમાં ઈર્ષ્યા થઈ કે અમે વરસોથી હઝરતની ખિદમત કરીએ છીએ પરંતુ હઝરતે અમારા હાલ પર તવજ્જુહ ન ફરમાવી અને એમને એક જ મુલાકાતમાં ખિલાફત આપી દીધી!

હઝરત ખ્વાજાએ તે લોકોને ફરમાવ્યું કે,

'મૌલાના મુહમ્મદ ઝાહિદ ચિરાગ, તેલ અને દિવેટ તૈયાર કરીને મારી પાસે આવ્યા હતા. મેં માત્ર દિવેટને પેટાવીને તેમને રૂખ્સત કરી દીધા છે.'

## હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ (રહ.)નો કશ્ફ

જ્યારે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ને જાણ થઈ કે હિસારનો બાદશાહ સુલતાન મહમૂદ મીરઝા સમરકંદ પર ચઢાઈ કરવાનો દુષ્ટ ઈરાદો ધરાવે છે ત્યારે આપે તેને એક પત્ર લખ્યો અને આ ઈરાદાથી અટકી જવા જણાવ્યું. પરંતુ તેણે હઝરતના હુકમનો અનાદર કર્યો અને મોટું લશ્કર લઈને સમરકંદ પર ચઢાઈ કરવા માટે રવાના થઈ ગયો. એની વિગતો પાના ૧૧૨ થી ૧૧૬ ઉપર આવી ગઈ છે.

□

જ્યારે હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ)ને આ બાબતની જાણ થઈ ત્યારે આપના પર ગૈરત તારી થઈ અને તેના પરાજય માટે આપ મુતવજ્જેહ થયા. આપને કશ્ફ મારફતે જાણ થઈ ગઈ કે હઝરત ખ્વાજાની બાતિની તલવારે મીરઝા સુલતાન મહમૂદને પરાજિત કરી દીધો.

હઝરત મૌલાનાથી આ કશ્ફની વાત બેઈખ્તિયાર જાહેર થઈ ગઈ. ધીરે ધીરે આ વાત વખ્શના હાકિમના કાને પહોંચી. તે સુલતાન મહમૂદનો દોસ્ત હતો. આ વાત સાંભળીને તે હઝરત મૌલાના પર બેહદ ગુસ્સે થઈ ગયો અને ધમકી આપી. વળી એક પત્રમાં હઝરત મૌલાનાની શિકાયત લખીને સુલતાન મહમૂદની પાસે માણસ મોકલ્યો. તકદીરની વાત છે કે સંદેશવાહકનું એ પત્ર લઈને પહોંચવું અને સુલતાન મહમૂદનું પરાજિત થવું બંને એક જ સમયે બનાવ બન્યા! અને હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ.)ના કશ્ફની સચ્ચાઈ સંપૂર્ણ રીતે સાબિત થઈ ગઈ.

## વફાત

હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ (રહ.)ની વફાત ૧, રબીઉલ અવ્વલ, હિજરી સન ૯૩૬ મુતાબિક ઈસ્વી સન ૧૫૨૯ના દિવસે વખ્શમાં થઈ.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.
આપનો મઝારે મુબારક વખ્શમાં જ છે.

### તારીખે વફાત

આપ (રહ.)ની વફાતની સાલ હિજરી સન ૯૩૬ ના અદદ નીચેની ઈબારતોમાંથી મળે છે:

'સઆદત નિશાન'

□

'ફૈઝે ઈલાહી'

□

'ફૈઝે વલી'

□

'પીર ખ્વાજા મુહમ્મદ ઝાહિદ' (રહ.)



# હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ

## રહમતુલ્લાહિ અલૈહ

કર મુઝે દુરવેશ અપને દરકા
ઔર દિલરેશ ભી,
ખ્વાજા દુરવેશે મુહમ્મદ (રહ.)
બા ખુદા કે વાસ્તે.

## જન્મ

આપનો મુબારક જન્મ ૧૬, શવ્વાલ, હિજરી સન ૮૪૬ મુતાબિક ૬, ફેબ્રુઆરી, ઈસ્વી સન ૧૪૪૪ ના રોજ થયો હતો.[1]

## ખિલાફત

આપ (રહ.)ને પોતાના મામા હઝરત મૌલાના મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ.) તરફથી ઈજાઝત અને ખિલાફત મળી હતી.

બૈયઅત થવા પહેલાં પંદર વરસ સુધી ઝોહદ અને રિયાઝતમાં મશગૂલ રહેતા હતા. એકાંતવાસ અને ગોશાનશીનીની હાલતમાં ખાધા પીધા વગર વેરાન જગામાં સમય વીતાવતા હતા.

એક દિવસે હઝરત ખિઝર અલયહિસ્સલામ હાજર થયા અને ફરમાવ્યું કે જો સબર અને સંતોષ મેળવવાની ઇચ્છા હોય તો (આપના મામા) ખ્વાજા મુહમ્મદ ઝાહિદની ખિદમતમાં હાજર થઈને કદમબોસી કરો! તેઓ તમને સબર અને સંતોષ શીખવશે.

આ સાંભળીને આપ (રહ.) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝાહિદ (રહ.)ની બરકતવંતા ખિદમતમાં હાજર થયા અને આપથી બયઅત થયા. અને આપ(રહ.)ની ખિદમતમાં રહી તકમીલ (પરિપૂર્ણતા)ના દરજ્જે પહોંચ્યા તથા આપની ખિલાફત મેળવી.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝાહિદ (રહ.)ના ઈન્તેકાલ પછી આપ તેમના જાનશીન થયા.

## બાતિની હાલાત છુપાવતા હતા

આપ અત્યંત પરહેઝગાર અને મુત્તકી હતા. અઝીમત અને ઈહતિયાત પર અમલ કરતા હતા. આપની નિસ્બત ખૂબ જ સહીહ અને મેહફૂઝ હતી. કરામાતે ઝાહિર અને તસર્રુફાતે બાતિન ધરાવતા હતા પરંતુ પોતાની હાલતને છુપાવવા માટે ખાસ કાળજી રાખતા હતા.

● ૧ 'તઝકિરએ નક્શબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૫૮૫

પોતાના મર્તબાને છુપાવવા માટે આપ મદરેસામાં બાળકોને કુર્આન શરીફની તાલીમ આપતા હતા. એટલે લોકો આપને સામાન્ય મુલ્લા અને મુદર્રિસ સમજતા હતા. આ મહાન નકશબંદી સિલસિલાના બુઝુર્ગોએ જાહેરી ઈલ્મ શીખવા–શીખવવાના કાર્યને પોતાના બાતિનની ગુપ્તતા માટે બેહતરીન પરદા તરીકે અપનાવેલો છે.

હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ (રહ.) પણ પોતાની ઝાતને એ જ પરદામાં છુપાવતા રહેતા હતા.

### આપ (રહ.) ની ખ્યાતિનું કારણ

એક દિવસે સંજોગવશાત્ એક તુર્ક દુરવેશ આપના શહેરમાં આવ્યા. તે દુરવેશે ફરમાવ્યું કે,

'અહીં એક મરદે ખુદાની સુગંધ આવે છે!'

પછી આપે હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.) તરફ ઈશારો કર્યો.

□

હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)ના સાહબઝાદા અને જાનશીન હઝરત ખ્વાજગી અમકંગી (રહ.) પોતાના વાલિદની ખ્યાતિ થવાનું કારણ દર્શાવતા ફરમાવે છે કે,

'એક દિવસે આપની રૂબરૂ એક દુરવેશે શૈખ નૂરુદ્દીન ખ્વાફી (રહ.)ના કમાલાતની વાત કરી. વાલિદ બુઝુર્ગવારે મારી તરફ મુખાતિબ થઈને ફરમાવ્યું કે,

'બેટા! એ શૈખ ઘણાં મહાન હોવાનું જણાય છે. તેઓ જ્યારે આ તરફથી પસાર થશે ત્યારે હું પણ તેઓની મુબારક સુહબતમાં જઈશ.'

આપ (રહ.)ના ઈરશાદના થોડા દિવસો પછી શૈખ નૂરુદ્દીન (રહ.) અમકના તશરીફ લાવ્યા. મારા વાલિદ(રહ.)એ જ્યારે શૈખના આવવાના સમાચાર સાંભળ્યા ત્યારે ફરમાવ્યું કે,

'આજે દહીં અને મલાઈ વધારે તૈયાર કરો! કાલે હું ઈન્શાઅલ્લાહ શૈખની મુલાકાત માટે જઈશ.'

આપના હુકમ પ્રમાણે કરવામાં આવ્યું. આપ સવારે પહેરેલાં કપડે જ ઊઠયા અને તેમના માટે તૈયાર કરાવેલી વસ્તુઓ લઈને શેખની મુલાકાતના માટે રવાના થયા. હું પણ તે વખતે આપની સાથે હતો. અમે જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે જનાબ શેખ ટોપી અને કુર્તો પહેરીને બેતકલ્લુફ બેઠેલા હતા. મારા વાલિદ સાહબને જોતાં જ તેઓ ઊઠયા અને વાલિદને ભેટયા. ઘણાં લાંબા સમય સુધી બગલગીર રહ્યા.

તે પછી અદબપૂર્વક દો-ઝાનૂ (નમાઝમાં બેસે તે રીત) બેસીને મુરાકિબ થઈ ગયા. મારા વાલિદ પણ બેસી રહ્યા. જ્યારે મુરાકિબાથી ફારગ થયા ત્યારે મારા વાલદ સાહબે જવા માટે ઈજાઝત માંગી. શેખ સાહબે કેટલાક કદમ સાથે ચાલીને પછી વાલિદ સાહબને રુખ્સત કર્યા.

વાલિદ સાહબના રુખ્સત થયા પછી શેખ સાહેબે લોકોને કહ્યું કે,

'તરીકતના તાલિબો આ બુઝુર્ગની પાસે ઘણાં આવતા રહેતા હશે!'

લોકોએ કહ્યું કે એ તો કોઈ શેખ નથી બલ્કે એક મુલ્લા છે અને છોકરાઓને પઢાવવામાં મશગૂલ રહે છે!

આ સાંભળીને શેખ નૂરુદ્દીન (રહ.)એ ફરમાવ્યું કે,

'સુબ્હાનલ્લાહ! અહીંના લોકો કેવા આંધળા અને મુર્દાદિલના છે કે આવા દુરવેશે કામિલ અને મુકમ્મિલથી પણ ફાયદો અને ફેઝ હાસિલ કરતાં નથી?!'

જ્યારે હઝરત શેખ નૂરુદ્દીન (રહ.)નો આ ઈરશાદ મશહૂર થયો ત્યારે ચોતરફથી તાલિબાને તરીકત હઝરતની ખિદમતમાં હાજર થવા લાગ્યા અને કમાલાત હાસિલ કરવા લાગ્યા.

પરંતુ આપ હમેશાં પોતાની ગોશાનશીની અને ગુપ્તતાની લિઝઝતને યાદ કરતા રહેતા હતા તેમ જ મખ્લૂકે ખુદાની વધારે આવ-જાથી દિલતંગ થતા હતા.

## નિસ્બત ખેંચી લીધી

હઝરત શૈખ હુસૈન ખ્વારઝમી (રહ.) મશહૂર બુઝુર્ગ હતા. તેઓ જ્યાં જતાં ત્યાં કોઈ પણ દુરવેશથી મુલાકાત થતી ત્યારે આપ તેની નિસ્બત ખેંચી લેતા હતા.

જ્યારે હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)ના ઈલાકામાં તેઓ આવ્યા ત્યારે મશાઈખ તેમની મુલાકાત માટે ગયા. હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)એ ફરમાવ્યું કે, મારે પણ શૈખ હુસૈનની મુલાકાત માટે જવું જોઈએ.

આ પ્રમાણે ફરમાવીને આપે શૈખ હુસૈન (રહ.)ની નિસ્બત પોતાના બાતિનમાં ખેંચી લીધી! પેલી તરફ શૈખ હુસૈન પોતાને નિસ્બતથી ખાલી થઈ ગયેલા પામી જઈને હૈરાન અને પરેશાન થયા. તેઓ બેચેન અને બેહિમ્મત થઈ ગયા.

જ્યારે હઝરત મૌલાના દુરવેશ (રહ.) શૈખ હુસૈન (રહ.)ની મુલાકાતે જવા માટે સવાર થયા ત્યારે શૈખ હુસૈનને પોતાની નિસ્બતની સુગંધ આવી. જેવી રીતે હઝરત યાકૂબ (અલૈ.)ને તે જ વખતે હઝરત યૂસુફ (અલૈ.)ના ખમીશની સુગંધ આવી હતી જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)નું ખમીશ મિસરથી રવાના થયું હતું!

શૈખ હુસૈન તરત જ ઊંટ ઉપર સવાર થયા અને જે તરફથી પોતાની નિસ્બતની સુગંધ આવતી હતી તે તરફ રવાના થયા. જેમ જેમ આપ હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)થી નજીક થતાં જતાં હતા તેમ તેમ એમની નિસ્બતની સુગંધ વધારે તીવ્ર થતી જતી હતી.

જ્યારે રસ્તામાં બંનેની મુલાકાત થઈ ત્યારે એ ખુશ્બૂ ખત્મ થઈ ગઈ. તે જ વખતે શૈખ હુસૈન જાણી ગયા કે તેમની નિસ્બતને હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)એ પોતાના તસર્રુફથી છીનવી લીધી છે.

શૈખ હુસૈન (રહ.)એ ખૂબ જ વિનમ્રતા અને આજિઝી સાથે આર્જવભરી વાણીમાં અરજ કરી કે,

'મને ખબર ન હતી કે આ મુલ્કનો સંબંધ આપની સાથે છે. હવે હું પાછો ચાલ્યો જાઉ છું!'

હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)ને હઝરત શેખ હુસૈન (રહ.)ની કાકલુદીભરી વાણીથી દયા આવી અને તે જ વખતે શેખની નિસ્બતની પાછી આપી દીધી! શેખે તે જ વખતે પોતાના બાતિનને નિસ્બતથી પરિપૂર્ણ જોયું. આપે હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ (રહ.)નો આભાર માન્યો અને તે જ વખતે ઊંટ ઉપર સવાર થઈને બારોબાર પોતાના વતનની તરફ પાછા ચાલ્યા ગયા અને પોતાના ઉતારે પણ ન ગયા.

### વફાત

૧૯, મુહર્રમ, હિજરી સન ૯૭૦ મુતાબિક ઈસ્વીસન ૧૫૬૨ના જુમેરાત (ગુરૂવાર)ના દિવસે આપની વફાત થઈ.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.

આપનો મઝારે મુબારક મૌજે ઈસકરાર (માવરાઉન્નહર, તુર્કસ્તાન)માં છે.

આપની વફાતના હિજરીસન ૯૭૦ ના અદદ નીચેની ઈબારતોમાં મળે છે:

'મસ્તે ઈશ્ક' અથવા 'શૈખે ઓલિયા બૂદ'



# હઝરત ખ્વાજા

# મુહમ્મદ મુકતદા અમકંગી

## રહમતુલ્લાહિ અલૈહ

ખસલતેં ઔર ખુલ્ક હૈ
અપને હબીબે પાક કા,
ખ્વાજા અમકંગી મુહમ્મદ (રહ.)
બા રઝા કે વાસ્તે.

## જન્મ

આપનું મુબારક નામ મુહમ્મદ મુક્તદા છે. આપ મોજે અમકનાના રહેવાશી છે જે સમરકંદ અને બુખારાની નજીક એક ગામ છે. એ ગામની નિસ્બતના કારણે આપ અમકંગી કહેવાયા. આપ હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ (રહ.)ના સાહબઝાદા છે. આપનો જન્મ હિજરી સન ૯૧૮ મુતાબિક ઈસ્વી સન ૧૫૧૨માં થયો હતો.[1]

## વાલિદના જાનશીન

આપની જાહેરી તથા બાતિની તા'લીમ અને તર્બિયત આપના વાલિદે બુઝુર્ગવાર હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ (રહ.)એ કરી હતી. અને એમનાથી જ આપને ખિલાફત મલી હતી.

વાલિદના ઈન્તેકાલ બાદ આપ જાનશીન થયા અને ત્રીસ વરસ સુધી મસનદે ખિલાફત અને મશીખિય્યતને રોનક બખ્શી.

## હઝરત ખ્વાજા નક્શબંદ (રહ.)ના તરીકાના ચુસ્ત પાબંદ

આપ હઝરત ખ્વાજએ ખ્વાજગાન ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના અસલ તરીકાની ચુસ્ત રીતે પાબંદી કરતા હતા અને આ તરીકામાં જે કેટલીક નવી વાતો પેદા થઇ ગઈ હતી તેનાથી પરહેઝ કરતા હતા. હઝરત ખ્વાજા નકશબંદ(રહ.)ના બિલકુલ કદમ-બ-કદમ ચાલતા હતા.

આપ ખૂબ જ આબિદ, ઝાહિદ અને સાહબે કરામાત બુઝુર્ગ હતા. પોતાના હાલાતને છુપાવવા માટે ઘણી કોશિશ કરતા હતા. પોતાના સમયમાં તરીકતના તાલિબો માટે કેન્દ્ર સમાન હતા. આલિમો, ફાઝિલો, અમીરો, ફકીરો ફૈઝ હાસિલ કરવા માટે આપની ખિદમતે અકદસમાં હાજર થયા કરતા હતા. બલ્કે બાદશાહો અને સુલતાનો પણ આપના આસ્તાનાએ આલિયાની ખાકને પોતાની આંખોનો સુરમો બનાવતા હતા. તૂરાનનો બાદશાહ અબ્દુલ્લાહખાન તો આપનો ઘણો જ અકીદતમંદ અને મુરીદ હતો.

● ૧ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૫૮૯-૫૯૧

## મહેમાનનવાઝી

મહેમાનોની ખિદમત આપ પોતે જાતે જ કરતા હતા. જ્યારે આપ વૃદ્ધ થઈ ગયા ત્યારે આપના મુબારક હાથ કાંપતા હતા છતાં આપ પોતે મહેમાનોના માટે દસ્તરખ્વાન બિછાવતા હતા અને ભોજન વગેરે પીરસતા હતા. મોટા ભાગે આપ મહેમાનોની સવારી, ઘોડા, સામાન અને નોકર-ચાકરની ખબરગીરી પણ પોતે જ ફરમાવતા હતા.

## બાદશાહને ખ્વાબ

તૂરાનનો બાદશાહ અબ્દુલ્લાહ ખાન હઝરત ખ્વાજા અમકંગી (રહ.)ને ઓળખતો ન હતો ત્યારની વાત છે. એક દિવસે તેણે ખ્વાબમાં જોયું કે એક અઝીમુશ્શાન તંબૂ લાગેલો છે અને તેમાં હઝરત રિસાલતપનાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તશરીફ ફરમા છે. એક બુઝુર્ગ બારગાહના દરવાઝા પર હાથમાં અસા (છડી) લઈને ઊભા છે. લોકોની અરજીઓ અને દરખાસ્તો આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હુઝૂરમાં પેશ કરે છે અને તેનો જવાબ આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસેથી લાવીને લોકોને આપે છે.

આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે એક તલવાર એ બુઝુર્ગ સાથે મોકલી. એ બુઝુર્ગે તલવાર લાવીને બાદશાહની કમરે બાંધી દીધી. તેમ જ એમની હાલત પર ઘણી મહેરબાની અને તવજ્જુહ ફરમાવી. એ પછી બાદશાહની આંખો ખુલી ગઈ.

બાદશાહે એ બુઝુર્ગનો દેખાવ મનમાં બરાબર યાદ રાખ્યો અને એ બુઝુર્ગની શોધખોળ તથા તલાશ કરવા લાગ્યા. પોતાના દરબારીઓ અને નિકટના સાથીઓથી પણ એ બુઝુર્ગના દેખાવનું વર્ણન કર્યું અને કોઈને એમના વિષે માહિતી હોય તો જણાવવા માટે કહ્યું પરંતુ કંઈ જાણવા ન મળ્યું.

એક દિવસે બાદશાહનો એક દરબારી કંઈક કામ અંગે અમકના ગયો. હઝરતની તારીફ સાંભળીને તે આપની ખિદમતમાં હાજર થયો અને મુલાકાત કરી. બાદશાહે ખ્વાબમાં જોયેલા

બુઝુર્ગનું જે વર્ણન કર્યું હતું તેની સાથે હઝરતનો દેખાવ બિલકુલ મળતો આવતો હોવાનું તેને તરત જ મેહસૂસ થયું.

અમકનાથી પાછાં ફરીને તે દરબારીએ બાદશાહને હઝરતની વાત કરી બાદશાહ આ સાંભળીને ઘણો જ ખુશ થઈ ગયો. અને બાદશાહ પોતે હઝરતની મુલાકાતના માટે રવાના થયા. જ્યારે બાદશાહે હઝરતના દીદાર કર્યા ત્યારે તેને ખાતરી થઈ ગઈ કે ખ્વાબમાં જે બુઝુર્ગને જોયા હતા તે હઝરત જ છે!

બાદશાહે ખૂબ જ વિનમ્રતાપૂર્વક નઝરાણું પેશ કર્યું અને તેને કબૂલ કરવા માટે હઝરતને વિનંતી કરી. હઝરતે નઝરાણું કબૂલ કરવા માટે ઈન્કાર કર્યો અને ફરમાવ્યું કે,

'ફકીરીની મીઠાશ નામુરાદી અને કિનાઅતમાં છે.'
બાદશાહે કહ્યું કે,

**'અતીઉલ્લાહ વ અતીઉર્રસૂલ વ ઊલીલ અમ્રિ મિન્કુમ'**[1]
[હુકમ માનો અલ્લાહનો અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો અને હાકિમોનો.]

'આ આયત શરીફ પર અમલ ફરમાવો અને હું જે કંઈ હઝરતની ખિદમતમાં પેશ કરું છું તેને કબૂલ ફરમાવો.'

આ સાંભળીને હઝરતે મજબૂર થઈને નઝરાણું કબૂલ ફરમાવ્યું. તે પછી બાદશાહ દરરોજ સવારે ખૂબ જ નિયાઝમંદી અને વિનમ્રતાપૂર્વક હઝરતની ખિદમતમાં નિયમિત હાજરી આપતો.

## હઝરતની તવજ્જુહથી યુદ્ધમાં વિજય

માવરાઉન્નહરના બાદશાહ પીરમુહમ્મદ ખાને પચાસ હજાર સવારો સાથે સમરકંદ પર ચઢાઈ કરી. સમરકંદના બાદશાહ બાકી મુહમ્મદ ખાન પાસે માત્ર ચાર હજાર પાયદળ હતું. બાકી મુહમ્મદ ખાને હઝરત ખ્વાજા અમકંગી (રહ.) ને મદદ માટે યાચના કરી.

● ૧ સૂરએ 'નિસાઅ'

હઝરત જાતે પીરમુહમ્મદ ખાનની પાસે તશરીફ લઈ ગયા અને તેને નસીહતો કરી કે,

'તમે લશ્કર પાછું ખેંચી લો! મુસલમાનોએ આપસમાં જંગ કરવું નાજાઈઝ છે!'

પીરમુહમ્મદ ખાનના મગજમાં પોતાની ભારે જોરાવર ફોજ તેમ જ વિપુલ ખજાનાનો ઘમંડ ભરેલો હતો એટલે તેણે હઝરતની નસીહત માની નહિ. હઝરત ગઝબનાક હાલતમાં પાછાં આવ્યા અને બાકી મુહમ્મદ ખાનને ફરમાવ્યું કે,

'હે ફરઝંદ! ફોજ ઓછી હોવાનો કંઈ પણ ખ્યાલ ન કરો. બહાદુર શેરની જેમ દુશ્મન પર હુમલો કરી દો! માવરાઉન્નહરની સલતનત તને મુબારક થાઓ!'

આટલું ફરમાવીને વહાલથી તેની પીઠ ઉપર હાથ ફેરવ્યો અને પોતાની પવિત્ર તલવાર તેની કમરમાં બાંધી. બાકી મુહમ્મદ ખાન આપની દુઆ લઈને રવાના થયો.

આ તરફ હઝરત દુરવેશોની એક જમાઅત લઈને શહેરની સીમા પર આવેલી એક પુરાની મસ્જિદમાં ગયા અને ત્યાં કિબ્લારૂ થઈ મુરાકિબ અને મુતવજ્જેહ થઈને બેઠાં. થોડા થોડા સમયે શિર ઊઠાવીને પૂછતાં કે,

'શું ખબર છે?'

જ્યારે એ ખબર મળી કે પીર મુહમ્મદ ખાન હારી ગયો છે અને બાકી મુહમ્મદ ખાનની જીત થઈ છે ત્યારે આપ મુરાકિબા-માંથી ઊઠ્યા અને પોતાના રહેઠાણ પર પાછા આવ્યા.

## કાંટા વિના ફૂલો ન મળે

હઝરતના એક દુરવેશ બયાન કરે છે કે:

એક રાતે હઝરત ક્યાંક તશરીફ લઈ જતા હતા. ઘણાં ખાદિમો આપની સાથે હતા જેમાં હું પણ શામેલ હતો. હું ઉઘાડા પગે ચાલતો હતો. મારા પગમાં એક કાંટો ભોંકાયો. એની વેદનાથી હું બેચેન થઈ ગયો. મને વિચાર આવ્યો કે, હઝરત મને પગરખાં ઈનાયત ફરમાવતે તો કેવું સારું થાત!

હઝરત કશ્ફથી મારા વિચારો જાણી ગયા. આપે ફરમાવ્યું કે 'હે ભાઈ! જ્યાં સુધી પગમાં કાંટા ભોંકાતા નથી ત્યાં સુધી ફૂલ હાથમાં આવતા નથી!

## બુઝુર્ગોની કસોટી કરવી ન જોઇએ

એક દિવસે ત્રણ તાલિબે ઈલ્મ હઝરતની પાસે આવ્યા. ત્રણે જણાએ પોતપોતાના મનમાં એક–એક ઇચ્છા કરી હતી.

એકે મનમાં એવી ઇચ્છા કરી હતી કે જો હઝરત અમુક પ્રકારની વાનગીઓ ભોજનમાં પીરસે તો બેશક આપ કરામતવાળા છે.

બીજાએ મનમાં એવી ઇચ્છા કરી હતી કે જો હઝરત અમુક પ્રકારનાં ફળો મને આપે તો આપ સાહબે અઝમત છે.

ત્રીજાએ પોતાના મનમાં એવી ઇચ્છા કરી હતી કે જો હઝરત ફલાણા હસીન છોકરાને મજલિસમાં હાજર કરે તો બેશક આપ કરામતવાળા છે.

હઝરતે પહેલા તાલિબે ઇલ્મની ઇચ્છા પ્રમાણેની વાનગીઓ ભોજનમાં પીરસી.

બીજાને તેની ઇચ્છા પ્રમાણેનાં ફળો આપ્યાં. અને

ત્રીજાને ફરમાવ્યું કે,

દુરવેશોએ જે કંઈ હાલાત અને કમાલાત હાસિલ કર્યા છે તે શરીઅતની પાબંદીથી હાસિલ કર્યા છે. એટલે દુરવેશોથી શરીઅતની વિરુદ્ધનું કોઈ કામ થઈ શકતું નથી.'

તે પછી ત્રણેને નસીહતરૂપે ફરમાવ્યું કે,

'જાઈઝ કામની નિય્યત કરીને પણ, કસોટીના હેતુથી બુઝુર્ગોની ખિદમતમાં જવું ન જોઈએ. ઘણી વખતે બુઝુર્ગો (એ વાતો કશ્ફથી જાણી જવા છતાં) તેના તરફ ધ્યાન આપતાં નથી એટલે કસોટી કરવા માટે આવનાર (એવું સમજે છે કે બુઝુર્ગને તેના વિચારોની કંઈ જાણ થઈ નથી) જેના કારણે તે બદએ'તિકાદીનો શિકાર થઈ જાય છે અને તે બુઝુર્ગની સુહબતની બરકતોથી મેહરૂમ કરી દેવામાં આવે છે.'

વળી આપશ્રીએ ફરમાવ્યું કે,

'અલ્લાહવાળાઓની નજીક કરામતનો કોઈ ભરોસો નથી. અલ્લાહવાળાઓ પાસે માત્ર અલ્લાહના માટે જવું જોઈએ કે જેથી તેમના ફેઝે બાતિનીમાંથી કંઈક હિસ્સો મળી શકે.'

### પોતાના ઈન્તેકાલની આગાહી

હઝરતે પોતાના ઈન્તેકાલના કેટલાક દિવસો પહેલાં એક પત્ર પોતાના ખલીફાએ અકમલ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી (રહ.)ને લખ્યો હતો. એમાં આપે નીચેના બે શે'ર લખ્યા હતા.

ઝમાં તા ઝમાં મર્ગ યાદ આયદમ,
ન દાનમ કનૂં તા ચે પેશ આયદમ.
જુદાઈ મબાદા મરા અઝ ખુદા,
ફિગર હરચે પેશ આયદમ શાયદમ.

ભાવાર્થ :

મને પ્રત્યેક પળે મૌત યાદ આવે છે.
ખબર નથી હવે શું બાબત પેશ આવે છે.
હું ચાહું છું કે હરદમ મને વસ્લે-ખુદા રહે,
ભલે પછી જે કંઈ થવાનું હોય તે થાય.

□

આ પત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.)ને પહોંચ્યા પછી થોડાં જ વખતમાં આપને હઝરત ખ્વાજા મુહમ્મદ અમકંગી (રહ.)ના ઈન્તેકાલની ખબર પણ પહોંચી!

### તારીખે વફાત અને મઝારે મુબારક

આપનો ઈન્તેકાલ ૨૨, શાબાન, હિજરી સને ૧૦૦૮ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૦માં લગભગ ૯૦ (નેવું) વરસની ઉંમરે થયો હતો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક અમકનામાં છે જે સમરકંદ અને બુખારા નજીક છે.

આપ (રહ.)ના ઈન્તેકાલના હિજરી સન ૧૦૦૮ના અદદ નીચેની ઈબારતોમાંથી મળે છે :

'શૈખે ઝમાન' અથવા 'શૈખેમહમૂદ'

□

## હઝરતનો આપણા ઉપર એહસાન

ભારત–પાકિસ્તાન ઉપખંડ ઉપર હઝરત ખ્વાજા મુહમ્મદ મુકતદા અમકંગી (રહ.)નો મોટો એહસાન છે કે આપે પોતાના ખલીફાએ આઝમ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહ.)ને અહીં મોકલ્યા કે જેથી રૂહાનિયતની પ્યાસી આ સરઝમીન પણ નક્શબંદી સિલસિલાના ફુયૂઝ અને બરકાતથી ફૈઝ મેળવે. અલ્લાહ તઆલા આપ (રહ.)ને જઝાએ ખૈરથી નવાઝે. આમીન !



# હઝરત ખ્વાજા

# મુહમ્મદ બાકીબિલ્લાહ

## રહમતુલ્લાહિ અલૈહ

□

ફાની એ બાકી મનાઝિલ
કર મુઝે કામિલ નસીબ,
ફાની ફીલ્લાહ બાકી બિલ્લાહ
મુકતદા કે વાસ્તે.

□

## હઝરતનાં માતા -પિતા

હઝરતના વાલિદ બુઝુર્ગવારનું નામ કાઝી અબ્દુસ્સલામ ખિલજી સમરકંદી કુરેશી હતું. આપ આલિમ બાઅમલ અને વજ્દો હાલવાળા બુઝુર્ગ હતા. આપ સમરકંદથી કાબુલ આવ્યા હતા. અને કાબુલમાં જ શાદી કરી હતી.

હઝરતની વાલિદા (માતા) નો વંશ હઝરત શૈખ ઉમર યાગસ્તાની (રહ.) સુધી પહોંચે છે. હઝરત શૈખ ઉમર યાગસ્તાની (રહ.) હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ના નાના હતા.

હઝરતના નાની અમ્મા સાહિબા ખાનદાને સાદાતમાંથી હતા.[1]

## હઝરતનો જન્મ

હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.) નો જન્મ ૧૫, ઝિલ હજ્જ, હિજરી સન ૯૭૧ મુતાબિક ૧૫ જુલાઈ, ઈસ્વી સન ૧૫૬૪ના રોજ અફઘાનિસ્તાનના પાટનગર કાબુલમાં થયો હતો.[2] આપના મુબારક જન્મ પહેલાં આપની વાલિદાને ઘણી બશારતો થઈ હતી. તેમાંથી નમૂનારૂપે માત્ર એક બશારત અહીં આપી છે.

આપના જન્મ પહેલાં આપની વાલિદા માજિદાએ ખ્વાબમાં જોયું કે સૂરજ આકાશમાંથી ઊતરીને એમની ગોદમાં આવી ગયો છે.

એક બુઝુર્ગે એ ખ્વાબની તા'બીર એ બતાવી કે તમારે ત્યાં એક ફરઝંદ પેદા થશે જેની રોશની સૂરજની રોશનીની જેમ આખા વિશ્વમાં ફેલાઈ જશે !

## પુત્રનાં લક્ષણો પારણામાં

બાળપણથી જ બુઝુર્ગી, હિમ્મત, એકલપ્રિયતા અને એકાંત પ્રીતિની નિશાનીઓ હઝરતમાં જાહેર થતી હતી.

**બાલાએ સરશ ઝ હોશ મંદી,**
**મી તાફ્ત સિતારએ બુલંદી.**

[બાળપણથી જ આપના કપાળે મહાનતાના તારલા ઝબૂકતા હતા.]

• ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પાનું ૨૬૫
૨ 'તઝકિરએ નક્શબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૬૦૦

બાળપણમાં આપ કેટલીક વેળા આખો-આખો દિવસ એકલતાના એકાંતમાં વીતાવી દેતા હતા.

## જાહેરી ઈલ્મની તાલીમ

પાંચ વરસની ઉંમરે હઝરતને મહોલ્લાના મકતબમાં દાખલ કરવામાં આવ્યા. આપના ઉસ્તાદ આપને જે સબક આપતા તે આપ બીજા બધાં સાથીઓના કરતાં પહેલાં યાદ કરીને પોતાના ઉસ્તાદને સંભળાવી દેતા હતા.

માત્ર આઠ વરસની નાનકડી ઉંમરમાં તો આપે કુર્આન શરીફ હિફ્ઝ (મોઢે) કરી લીધું અને ખુબ ઓછાં સમયમાં નમાઝ, રોઝા વગેરેના જરૂરી મસાઈલ યાદ કરી લીધાં.

કુર્આન શરીફ વગેરેની તાલીમ હાસિલ કર્યા પછી આપ અરબી તાલીમ મેળવવામાં પ્રવૃત્ત થયા.

દસ વરસની ઉંમરમાં તો માધ્યમિક કક્ષાની દીની તાલીમ આપે હાસિલ કરી લીધી.

તે પછી હઝરતે જાહેરી ઈલ્મની ઉચ્ચ તાલીમ, કાબુલના તે વખતના મશહૂર અને મહાન આલિમ મૌલાના સાદિક હલવાઈથી લીધી.

□

મૌલાના સાદિક હલવાઈનું વતન સમરકંદ હતું. જ્યારે તેઓ હિજરી સન ૯૭૮માં હજ્જથી વાપસ આવ્યા ત્યારે શહેનશાહ અકબરનો નાનોભાઈ મિરઝા હકીમ કાબુલનો હાકીમ હતો. મિરઝા હકીમે મૌલાના સાદિક હલવાઈને વિનંતી કરી કે તેઓ કેટલોક સમય કાબુલ તશરીફ લાવીને તેમને અને ત્યાંના લોકોને પોતાના ઈલ્મી ફેઝથી લાભ લેવાનો મોકો આપે.

એટલે આપ મિરઝા હકીમની ફરમાઈશથી કેટલોક સમય કાબુલમાં શિક્ષણ આપતા રહ્યા. એ જ સમયમાં હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)એ પણ તેમનાથી તાલીમ હાસિલ કરી.

મૌલાના સાદિક હલવાઈ(રહ.) ઘણાં મોટા આલિમ, ફાઝિલ અને મધુરભાષી શાએર પણ હતા. તેમના ભાઈ મુલ્લાઅલી સમરકંદી (રહ.) પણ ઘણાં મોટા આલિમ અને મુહદ્દિસ હતા.

મૌલાના સાદિક હલવાઈ હિન્દુસ્તાન પણ આવ્યા હતા. થોડો સમય ઈલ્મ અને ફઝલ, જ્ઞાન અને વિદ્યાનો ખઝાનો લૂંટાવીને વાપસ વતન તશરીફ લઈ ગયા હતા. આપની વફાત હિજરી સન ૯૮૧માં થઈ હતી.[1]

□

થોડો સમય કાબુલમાં રહીને જ્યારે મૌલાના સાદિક હલવાઈ (રહ.) પોતાના વતન વાપસ તશરીફ લઈ ગયા ત્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) પણ આપની જોડે કાબુલથી માવરાઉન્નહર ચાલ્યા ગયા.

પોતાની તેજસ્વિતા અને પ્રગાઢ બુદ્ધિમત્તાના કારણે હઝરતે પોતાના સમકાલીનોમાં અનોખું સ્થાન પ્રાપ્ત કરી લીધું. સમગ્ર માવરાઉન્નહરના પ્રદેશમાં આપના ઈલ્મ અને ફઝલની ખ્યાતિ ફેલાઈ ગઈ. દરેક સ્થળે ઈલ્મી મેહફિલોમાં ઈલ્મી એ'તિબારથી આપનું નામ ઇઝ્ઝત અને આદરથી લેવાતું થયું.

## દિલના આયનામાં મેહબૂબના દર્શન કરવા જોઈએ

એક વેળા હઝરત બાકીબિલ્લાહ(રહ.) એક વેરાન મસ્જિદમાં બેસીને નિરાંતે એક દરસી કિતાબ (પાઠ્ય પુસ્તક) વાંચવામાં મગ્ન હતા. અચાનક એક મજ્ઝૂબ ત્યાં આવી પહોંચ્યા.

હઝરતને સંબોધીને, એક ખાસ અંદાઝમાં, મજ્ઝૂબે નીચેનો શે'ર કહ્યો:

દર કુંજે હિદાયા ન તવાં દીદ ખુદારા,
આઈનએ દિલ બીં કે કિતાબે બેહ અઝીં નીસ્ત.

● ૧ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૬૦૦, ૬૦૧

**ભાવાર્થ :**

કંઝ અને હિદાયા (દરસી કિતાબો)માં અલ્લાહના દીદાર થઈ શકતા નથી. અલ્લાહના દીદાર કરવા હોય તો દિલના આયનામાં અવલોકન કર કારણ કે દિલના કરતાં બેહતર બીજી કોઈ કિતાબ નથી.

□

મજનૂબના શે'રની આપના દિલ પર ભારે અસર થઈ. આપને એવું મેહસૂસ થયું કે જાણે કોઈ આપના દિલને ખુરચી રહ્યું છે અને જાહેરી ઈલ્મના નકશો નિગાર પર રૂહાની ફુયૂઝાત અને બાતિની ફઝીલતનો પ્રભાવ પથરાઈ રહ્યો છે!

આપ દારુલ ઉલૂમમાં તશરીફ લઈ ગયા. પોતાની તમામ કિતાબો પોતાના સાથીઓમાં વહેંચી દીધી અને પેલા મજનૂબને જંગલ જંગલ શોધતા ફર્યા પરંતુ મજનૂબનો ક્યાંય પત્તો ન લાગ્યો. તસવ્વુફનો શોખ દિલમાં પૈદા થવાની આ શરૂઆત હતી. તે પછી દિન પ્રતિ દિન આપના દિલમાં આ વાત દૃઢ થતી ગઈ કે :

ઐશે દુન્યા કર નહીં સકતા હમારે દિલકો શાદ,
દિલકી સોઝિશકો બુઝાયેંગે કિસી કામિલસે હમ.[1]

### આપ (રહ.) ઉવૈસી હતા

હઝરત ઈમામે રબ્બાની મુજદિદ અલ્ફેસાની શૈખ અહમદ સરહિંદી (રહ.) પોતાના એક મુબારક પત્રમાં લખે છે કે :

'કોઈને ઉવૈસી કહેવામાં આવે તો પીરે ઝાહિરથી
ઈનકાર નથી કારણ કે ઉવૈસી તે શખ્સ છે કે
જેની તર્બિયતમાં રૂહાનીઓનો દખલ છે.'[2]

□

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ(રહ.) પણ ઉવેસી હતા અર્થાત આપની બાતિની તર્બિયત હઝરત રિસાલત મઆબ સલ્લલ્લાહુ

• ૧ 'સીરતે બાકી' પાનું ૧૮
૨ 'દુરેં લાસાની' ભાગ : ૩, પત્ર : ૧૨૧, પાનું ૩૮૦

અલૈહિ વ સલ્લમ 'અને હઝરત ખ્વાજા બહાઉદ્દીન (રહ.)ની રૂહાનિયતથી થઈ હતી.'[1]

□

એક દુરવેશ બયાન કરે છે કે :

'આપે [હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) એ] ખુદ પોતાની ઝબાને મુબારકથી ફરમાવ્યું છે કે,

'એક દિવસે મહાન મશાઈખની કિતાબોમાંથી એક કિતાબનું હું અવલોકન કરતો હતો ત્યારે મારા પર તજલ્લી થઈ! અને હું બેખુદ થઈ ગયો. આ બેખુદીની હાલતમાં હઝરત ખ્વાજા બુઝુર્ગ ખ્વાજા બહાઉદ્દીન (રહ.) ની રૂહાનિયતની કશિશે ઝિક્રની તલકીન કરી તથા જઝબાતના ઈલ્કાથી મને સરફરાઝ ફરમાવ્યો'[2]

## મુરશિદની તલાશ

ઉપર જણાવ્યા પ્રમાણે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ઉવૈસી હતા છતાં આપને જાહેરમાં પણ કોઈ કામિલ શૈખની તલાશ હતી.

સૌથી પ્રથમ આપ ખ્વાજા ઉબૈદુલ્લાહની ખિદમતમાં હાજર થયા.

ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.) મૌલાના લુત્ફુલ્લાહના ખલીફા હતા.

મૌલાના લુત્ફુલ્લાહ મૌલાન ખ્વાજગી વહીદી (રહ.)ના ખલીફા હતા.

□

ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.)ની ખિદમતમાં કેટલોક સમય રહ્યા પછી આપ સમરકંદ તશરીફ લઈ ગયા અને ત્યાં હઝરત ઈફતેખાર શૈખ (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

હઝરત શૈખ ઈફતેખાર સમરકંદી (રહ.) હઝરત ખ્વાજા અહમદ બસવી (રહ.)ના સિલસિલાના અકાબિરો પૈકી હતા. હઝરત

૧ 'તઝકિરએ ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)' પાનું ૧૧
૨ 'ઝુબ્દતુલ મકામાત' પાનું ૭

ખ્વાજા અહમદ બસવી (રહ.) હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ના ખલીફા હતા.[1]

□

હઝરત શૈખ ઈફતેખાર (રહ.)ની ખિદમતમાં કેટલોક સમય રહ્યા બાદ આપ બલ્ખ તશરીફ લઈ ગયા અને ત્યાં હઝરત અમીર અબ્દુલ્લાહ બલ્ખી (રહ.)ની ખિદમતમાં હાજર થયા. હઝરત પોતે ફરમાવે છે કે,

'તેમનાથી મુસાફો કરતાં જ તે બાતિની નેઅમત નસીબ થઈ કે તેની બરકતો, ઉમ્મીદ છે કે, કયામત આવતા સુધી બાકી રહેશે!'[2]

□

તે પછી હઝરત બલ્ખથી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા.

## દીનની દૌલત જોઈએ

હિન્દુસ્તાનમાં હઝરતના મિત્રો અને સ્નેહીઓ શાહી દરબારમાં અને સરકારી કચેરીઓમાં તથા ફોજમાં ઉચ્ચ અધિકારીઓ હતા અને પૈસાપાત્ર તથા વગ ધરાવનારા હતા. તેઓની ઇચ્છા હતી કે હઝરત પણ કોઈ ઉચ્ચ હોદ્દા પર નિયુક્ત થઈ જાય!

પરંતુ હઝરતની ખ્વાહિશ એમ ન હતી કે દુનિયાની દૌલત હાસિલ કરે. બલ્કે આપની દિલી તમન્ના તો દીનની દૌલત અને અહલે યકીનની પૂંજી પ્રાપ્ત કરવાની હતી. એ જ આપ દિલથી ચાહતા હતા અને એના માટે જ કોશિશ કરતા રહેતા હતા એટલે આપના મિત્રો અને સ્નેહીઓની સમજાવટ કંઈ કામ ન આવી.

## એ કયા પગો હશે જે થાકતા જ નથી!

હઝરતના મુખ્લિસોમાંથી એક દુરવેશ બયાન કરે છે કે:

હઝરત સાલિકો અને મજઝૂબોની તલાશમાં એટલી મહેનત અને મશક્કત ઉઠાવતા હતા કે એનાથી વધારે માનવીય શક્તિ શક્ય નથી.

● ૧ જુઓ 'નકશબંદી ઓલિયા' ગ્રંથ બીજો પાનું ૪૨
૨ 'તઝકિરએ ખ્વાજા બાકી બિલ્લાહ' (રહ.) પાનું ૧૨

લાહોરમાં વર્ષા ઋતુમાં કાદવ, કીચડ અને પાણીના કારણે ચાલવું ફરવું પણ મુશ્કેલ થઈ જતું હતું છતાં આપ વેરાન સ્થળો, કબ્રસ્તાનો, અને બયાબાનોમાં સાહબે દિલની તલાશમાં ફર્યા કરતા હતા.

એક દિવસે મૈત્રીભાવે મને ઇચ્છા થઈ કે હું પણ પ્રવાસ અને પરિશ્રમણમાં આપની સાથે શરીક થઈ જાઉં. આપે ઘણી ના પાડી છતાં હું ન માન્યો. કેટલીય ગલી-કૂચીઓમાં હું આપની સાથે ભમતો રહ્યો. કાદવ-કીચડના કારણે આખરે હું થાકી ગયો. પગમાં દુઃખાવો થવા માંડયો પરંતુ શરમ અને અદબના કારણે બોલી ન શકયો. હઝરત મારી પરિસ્થિતિ જાણી ગયા! આપે પોતે મને છૂટા પડવાની પરવાનગી આપી. હું સમજી ગયો કે હઝરત આ ભૌતિક પગો વડે નહિ પરંતુ કોઈ બીજા જ પગો વડે આ રખડાટ અને પરિશ્રમ કરી રહ્યા છે! એ કયા પગો હશે જે થાકતાં જ નથી!

## મજઝૂબની દુઆ

હઝરતના દોસ્તોમાંથી એક દુરવેશ બયાન કરે છે કે:

લાહોરની આસપાસના વિસ્તારમાં એક કબ્રસ્તાનની નજીક એક મજઝૂબ આરિફ રહેતા હતા. હઝરત તેમની પાછળ પડયા. તે હઝરતને મારી મારીને ભગાડતા હતા. કેટલીક વખતે આપને જોતાં જ કયાંક ચાલ્યા જતા હતા. પરંતુ આટલા તિરસ્કાર અને નફરત છતાં હઝરત તેનો પીછો છોડતા ન હતા!

છેવટે એક દિવસે જાહેરમાં દીવાના દેખાતા પરંતુ હકીકતમાં અકલમંદ અને આરિફ એવા તે બુઝુર્ગનું ખૂને ઉલ્ફત, પ્રેમભાવના, ઉભરાઈ ઊઠી અને ખુશ થઈને તેણે હઝરતને પાસે બોલાવ્યા અને હઝરતની મુરાદ પૂરી થાય તે માટે આપને દુઆઓ આપી. તેની દુઆઓથી આપને ઘણા લાભો થયા.

ખુદ હઝરતે ફરમાવ્યું છે કે,

'જોકે મેં એવી મુશ્કેલ રિયાઝતો કરી નથી જેવી કે કેટલાક અલ્લાહવાળાઓએ કરી છે પરંતુ બેહદ ઈન્તેઝાર

અને દિલમાં ભારે બેકરારી, ગમ, અફસોસ, દુઃખો અને એવા આઘાતો બરદાસ્ત કર્યા છે કે તેમાં કેટલીયે રિયાઝતોનો સમાવેશ થઈ જાય છે.[1]

## માતાની દુઆ

હઝરત ફરમાવે છે કે,

જ્યારે મારી વાલિદા માજિદા અત્યંત બેકરારી, બેદારી અને મારી નાતવાની તથા બેઝારીના ગલ્બાને જોતી ત્યારે દિલમાં ખૂબ જ દુઃખી અને વ્યથિત થતી તથા બારગાહે ઈલાહીમાં વિનમ્રતા અને આજિઝી તેમ જ રુદન અને અશ્રુવહન કરતાં કરતાં દુઆ કરતી કે,

'અય પરવરદિગાર! મારા આ ફરઝંદને, જે તારી તલબમાં બધાંથી વિમુખ થઈ ગયો છે, અને દુનિયાથી હાથ ધોઈ બેઠો છે, તેને કામિયાબ કર અથવા તું મને જ ઊઠાવી લે કારણ કે હું એની નાકામી અને બેઆરામીને જોઈ શકતી નથી!'

▫

આગળ જતાં હઝરતને જે જ્વલંત કામિયાબી મળી તેમાં આપની વાલિદાની આ દર્દભરી દુઆની પણ બરકત છે.

## કાશ્મીર પહોંચ્યા

હિજરી સન ૯૯૯માં હઝરત કાશ્મીર પહોંચ્યા. ત્યાં હઝરત બાબા વાલી નકશબંદી (રહ.) ની ખિદમતમાં હાજર થયા અને એમની નઝરની બરકતોથી માલામાલ થયા. હઝરત આપની ખિદમતમાં લગભગ બે વરસ સુધી રહ્યા.

૧૫, સફર, હિજરી સન ૧૦૦૧ ના રોજ હઝરત શેખ બાબા વાલી નકશબંદી (રહ.) નો ઈન્તેકાલ થયો ત્યાર પછી હઝરતની નિસ્બતે નકશબંદીય્યહમાં કુવ્વત પૈદા થઈ ગઈ.

● ૧ 'ઝુબ્દતુલ મકામાત' પાનું ૮

## દિલ્હી તશરીફ લાવ્યા

હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) પોતાની કિતાબ 'અનફાસુલ આરિફીન'માં લખે છે કે,

'હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.) મુર્શિદની તલાશ માટે દિલ્હી પણ તશરીફ લાવ્યા અને હઝરત શૈખ અબ્દુલ અઝીઝ (રહ.) ની ખાનકાહમાં તેમના સાહબઝાદા શૈખ કુત્બુલ આલમ (રહ.)ની પાસે રહ્યા.

'તે સમયે શૈખ કુત્બુલ આલમ (રહ.) ને કશ્ફથી એ જાણવા મળ્યું કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ને રૂહાની ફૈઝ બુખારાના મશાઈખથી હાસિલ થશે એટલે શૈખ કુત્બુલ આલમ (રહ.) એ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને કશ્ફની વાત જણાવી અને આપને બુખારા રવાના કર્યા'[1]

## હુઝૂર (સલ.)ની સિફાતમાંથી હિસ્સો

હદીસ શરીફમાં વારિદ થયેલું છે કે,

'અલ ઉલમાઓ વરસતુલ અંબિયા'

[આલિમો અંબિયાના વારસદારો છે.]

આ હદીસ શરીફ અનુસાર ઉલ્માએ હક અર્થાત આરિફો અને અલ્લાહવાળાઓને, હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કામિલ ઈત્તેબા, પરિપૂર્ણ અનુસરણ કરવાના કારણે, આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાકીઝા સિફાતોમાંથી, વારસારૂપે અમુક અંશ મળે છે.

□

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) પણ એ નેઅમતથી મુશર્રફ હોવાની હકીકત નીચેના બે બનાવોમાંથી જાહેર થાય છે. આ બંને બનાવો આપ ફરી પાછા બુખારા જવા માટે રવાના થયા તે પહેલાંના છે.

● ૧ 'તઝકિરએ નકશબંદિય્યાહ ખૈરિય્યહ' પાનું ૬૦૪

## હૈબતનાક અવાજ

એક દિવસે હઝરત લાહેરની એક મસ્જિદમાં ફર્ઝ નમાઝ અદા કરવા માટે તશરીફ લઈ ગયા. નમાઝ દરમિયાન આપના સીનામાંથી એક હૈબતનાક અવાજ સંભળાયો જેનાથી તમામ નમાઝી હૈરાન અને પરેશાન થઈ ગયા.

ઈમામના સલામ ફેરવતાં જ આપ અત્યંત ચુપકીદી સાથે મસ્જિદમાંથી બહાર નીકળી ગયા. અને તે દિવસ પછી બે-ત્રણ સાથીઓને ભેગાં કરી ઘરે જ જમાઅત કરીને નમાઝ અદા કરી લેતા હતા.

□

રિવાયત છે કે, નમાઝમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સિનાએ અનવરમાંથી એક એવો જોશ ઊઠતો હતો કે તેનો અવાજ એક માઈલ (લગભગ દોઢ કિલોમીટર) પહોંચતો હતો!

## આગળ-પાછળ બંને તરફ જોઇ શકતા હતા!

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફઝાઈલમાંથી એક એ પણ છે કે આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેવી રીતે સામે જોઈ શકતા હતા બિલકુલ તેવી જ રીતે પાછળની પણ દરેક વસ્તુ આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દેખાતી હતી!

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને એ નેઅમત પણ મળી હતી. એક બુઝુર્ગનું બયાન છે કે,

'જેઓ આપની પાછળ નમાઝ પઢયા કરતા હતા તેઓમાંથી એક હું પણ હતો. એક દિવસે નમાઝ દરમિયાન મેં જોયું કે હઝરત ખ્વાજાનું રુખ મુબારક કિબ્લા તરફ પણ છે અને અમારી તરફ પણ છે તેમ જ અમને જુએ છે!

'આ જોઈને મારા શરીરમાં કંપારી આવી ગઈ. ધ્રૂજતાં ધ્રૂજતાં ઘણી મુસ્કેલીથી મેં નમાઝ પુરી કરી અને મેં જે કંઈ જોયું હતું તે બધું આપની ખિદમતમાં અરજ કર્યું'.

'આપે મુસ્કુરાઈને ફરમાવ્યું કે, આ બનાવની કોઈને વાત કરશો નહિ!'

□

જો કે આપને આવા ઉચ્ચ હાલાત અને કમાલાત હાસિલ હતા અને તાલિબાને હક આપની ખિદમતમાં હાજર થઈને બૈઅત કરવા માટે દરખાસ્ત કરતાં હતાં પરંતુ આપ કોઈને બૈઅત કરતાં ન હતા!

આપને તો હજુ એનાથી યે ઉચ્ચતર મકામાત અને કમાલાત હાસિલ કરવા હતા એટલે આપ બુખારા શરીફ તરફ રવાના થયા.

## ખ્વાબમાં બશારતો

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા, હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.), 'હઝરાતુલ કુદસ' કિતાબમાં લખે છે કે,

મેં હઝરત ખ્વાજા મુહમ્મદ સિદ્દિક બદખ્શી કુદ્દેસ સિર્રહૂથી સાંભળ્યું છે કે :

હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) રહ. ને બે મુશ્કિલ મસ્અલા આ રસ્તામાં પેશ આવ્યા હતા જે કોઈ રીતે હલ થતાં ન હતા. હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) ને આપે ખ્વાબમાં જોયા. આપે ખ્વાબમાં ફરમાવ્યું કે,

'જે શખ્સ આ મસ્અલાઓને હલ કરી દેશે તે જ
તમારા ઝાહેરી પીર છે.'

□

હઝરત ખ્વાજા અહરાર (રહ.)ની આ બશારતના કારણે આપને જ્યારે કોઈ બુઝુર્ગની ખબર મળતી ત્યારે તરત જ તેમની મુલાકાત માટે પહોંચી જતા હતા. હિન્દુસ્તાનના મોટાભાગના મશાઈખથી આ જ કારણે મુલાકાત થઈ. પરંતુ પેલા બે મસ્અલાનો હલ ક્યાંય ન મળ્યો એટલે આપ બલ્ખ અને બુખારાની તરફ રવાના થયા.

રસ્તામાં મૌલાના શેરગાની (રહ.)ની મુલાકાત કરી અને પેલા બંને મસ્અલાનો ઉકેલ પૂછયો.

મૌલાનાએ ફરમાવ્યું કે,

'આ બંને વાતો અંતમાં હાસિલ થાય છે.'

□

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) મૌલાનાથી વિદાય થઈને આગળ રવાના થયા.

એક રાતે આપે હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ની ફરી પાછી ખ્વાબમાં ઝિયારત કરી.

હઝરત ખ્વાજા અહરાર (રહ.)એ ખ્વાબમાં ફરમાવ્યું કે,
'મૌલાના ખ્વાજગી અમકંગી કુદ્દેસ સિર્રુહુની પાસે જાઓ!'

□

આપ અમકના તરફ આગળ વધ્યા.

એક રાતે ખુદ હઝરત મૌલાના ખ્વાજગી અમકંગી (રહ.) આપના ખ્વાબમાં તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે,

'હે ફરઝંદ! મારી આંખો તમારા ઈન્તેઝારમાં લાગેલી છે!'

ખ્વાબમાંથી જાગીને હઝરતે આ શેર ફરમાવ્યો :

**મન ગુઝશતમ ઝ ગમ આસૂદહ કે નાગાહ ઝ મકીન,**
**આલમ આશૂબ નિગાહે સરરા હમ બ ગિરફત.**

ભાવાર્થ : હું ગમગીન અને દુઃખી થઈને જઈ રહ્યો હતો કે અચાનક જગત પર વશીકરણ કરનાર આંખોએ મને જકડી લીધો.

## વગર પૂછયે પ્રશ્નોના જવાબો મળી ગયા!

આ તરફ હઝરત મૌલાના ખ્વાજગી અમકંગી (રહ.)ને કશ્ફથી જાણ થઈ ગઈ કે ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ આપની પાસે આવી રહ્યા છે. એટલે હઝરત મૌલાના આપનું સ્વાગત કરવા માટે પોતે સામે ગયા. રસ્તામાં મુલાકાત થઈ.

હઝરત મૌલાનાએ વગર પૂછયે જ આપના બંને મસ્અલાના હલ બતાવી દીધાં અને આપ પર ખુબ શફકત અને મહેરબાની ફરમાવી.

## ત્રણ જ દિવસમાં ખિલાફતથી નવાઝયા

હઝરત મૌલાના આપને પોતાના નિવાસસ્થાને લઈ ગયા. અને પોતાના મુરીદોથી ફરમાવ્યું કે, ખ્વાજાના માટે શરદીનો ઈન્તેઝામ કરો.

આપે અરજ કરી કે,

'હું શરદીનો ઈન્તેઝામ પોતાની સાથે જ રાખું છું.'

હઝરત મૌલાનાએ ફરમાવ્યું કે,

'હું પહેલાંથી જાણું છું કે તમે દરેક ચીઝ સાથે રાખો છો.

ચિરાગ મેળવીને, દિવેટ તૈયાર કરીને લાવ્યા છો.

બલ્કે રોશન કરીને લાવ્યા છો.'

□

હઝરતે આપને બૈઅત કર્યા. આપને જે અહવાલ અને મકામાત હાસિલ હતા તે હઝરતે સાંભળ્યા અને ઘણાં પસંદ ફરમાવ્યા.

હઝરતે આપને ત્રણ રાત-દિવસ પોતાની પાસે રાખ્યા. આ મુદ્દતમાં આપ બિલકુલ એકાંતવાસમાં મશગૂલ રહ્યા. પછી હઝરતે આપને ખિલાફતથી નવાઝયા.

## હિન્દુસ્તાન જવાનો આદેશ

તે પછી હઝરતે આપને હિન્દુસ્તાન જવાનો આદેશ આપ્યો. હઝરત ખ્વાજાએ વિનય અને વિનમ્રતાથી હિન્દુસ્તાન જવા માટે ઉઝર પેશ કર્યો. તો હઝરતે આપને ઈસ્તિખારહ કરવાનો હુકમ કર્યો

આપે ઈસ્તેખારહ કર્યો તો જોયું કે :

એક સુંદર પોપટ ઝાડની ડાળી ઉપર બેઠો છે. દિલમાં વિચાર કર્યો કે જો આ પોપટ ડાળી ઉપરથી ઊડીને મારા હાથ ઉપર આવીને બેસી જાય તો મારા માટે આ સફરમાં ઘણી કામિયાબીઓ જાહેર થશે.

આ વિચાર આવતાં જ પોપટ ડાળી ઉપરથી ઊડ્યો અને હઝરત ખ્વાજાના હાથ ઉપર બેસી ગયો. હઝરત ખ્વાજાએ પોતાનું મુબારક થુંક પોપટના મોઢામાં નાંખ્યું. પેલા પોપટે હઝરત ખ્વાજાના મુબારક મુખમાં શક્કર (ખાંડ) નાંખી.

બીજા દિવસે હઝરત ખ્વાજાએ પોતાના ઈસ્તેખારહની વિગતો હઝરત ખ્વાજગી અમકંગી (રહ.)ને અરજ કરી.

આપ (રહ.) એ ફરમાવ્યું કે,

'પોપટ હિન્દુસ્તાનનું પક્ષી છે અને હિન્દુસ્તાનમાં તમારા દામને બરકતથી એક બુઝુર્ગ જાહેર થશે અને તેનાથી તમને પણ લાભ થશે.'

(હઝરતનો આ ઈશારો ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહ. તરફ હતો.)

□

હઝરતની આ તા'બીર સાંભળીને આપ હિન્દુસ્તાન જવા માટે સંમત થઈ ગયા અને હિન્દુસ્તાનના રણ પ્રદેશના તરસ્યાઓ માટે રહેમતના વાદળ બનીને આપ હિન્દુસ્તાન તરફ રવાના થઈ ગયા.

## શફાઅતનો વાયદો કર્યો

જ્યારે હઝરત ખ્વાજાએ મૌલાના ખ્વાજગી અમકંગી (રહ.)થી રુખ્સત થઈને પહેલી મંઝિલ પર ઉતારો કર્યો ત્યારે હઝરત મૌલાના ખ્વાજગી અમકંગી (રહ.) આપની તલાશમાં તે મંઝિલ પર તશરીફ લાવ્યા.

હઝરત મૌલાનાએ હઝરત ખ્વાજાને ફરમાવ્યું કે,

'મને વાયદો કરો કે જો કયામતના દિવસે અલ્લાહ તઆલા તમને કુર્બનો દરજ્જો અતા કરે તો મારી શફાઅત કરશો!'

હઝરત ખ્વાજાએ વિનમ્રતાથી અરજ કરી કે,

'હઝરત! એ ખ્વાહિશ તો આ ફકીરની (મારી) છે!'

હઝરત મૌલાનાએ ફરમાવ્યું કે,

'ચાલો! આપણે બંને જણા એકબીજાને આ પ્રમાણે વાયદો કરીએ!'

છેવટે બંને બુઝુર્ગોએ એકબીજાને શફાઅતનો વાયદો કર્યો. તે પછી હઝરત મૌલાના અમકંગી (રહ.)એ હઝરત ખ્વાજાને રુખ્સત કર્યા અને પોતે અમકના વાપસ તશરીફ લઈ ગયા.[૧]

## સૌથી મોટો કમાલ કયો?

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) હિંદુસ્તાન તરફ પાછાં ફરતી વેળા રસ્તામાં પોતાના જન્મ સ્થળ કાબુલમાં રોકાયા. ત્યાંથી આપ પેશાવર તશરીફ લાવ્યા.

અહીં આપે એક દુરવેશને જોયો જે પાણી ઉપર ચાલતો હતો અને હવામાં ઊડતો હતો!

તેની સાથે મુલાકાત કરીને હઝરતે ફરમાવ્યું કે,

'નફસની ખ્વાહિશોથી ખિલાફ કરવું અને હુકમે ઈલાહીની પાબંદીમાં લાગેલા રહેવું સૌથી મોટો કમાલ છે! એમાં આપે કેટલા પ્રમાણમાં કાબૂ મેળવ્યો છે?'

દુરવેશે કહ્યું કે,

'એ તો અલ્લાહનો કરમ છે, જેને ચાહે તેને આપે. ખુદા આપને પોતાના મકસદોમાં આલા દરજ્જાની કામિયાબી આપે. આપે મારા દિલની ગાંઠ ખોલી નાંખી છે અને મને હિદાયતનું નૂર દેખાડયું છે.'

તે પછી તે દુરવેશ હઝરતથી બૈઅત થઈ ગયો. તે દુરવેશની સાથે બીજા પણ ઘણાં મુસલમાનો હઝરતના સિલસિલામાં દાખલ થયા.[૨]

## ફના કોને કહે છે?

હઝરત પેશાવરથી સફર કરતાં કરતાં લાહોર તશરીફ લાવ્યા. લાહોરમાં એક આખું વરસ આપ થોભ્યા.

એક દિવસે એક દુરવેશ આપની ખિદમતમાં હાજર થયો. તેણે હઝરતને પૂછયું કે,

'ફના કોને કહે છે?'

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૨૭૧
૨ 'સીરતે બાકી' પાનું ૪૧

હઝરતે ફરમાવ્યું કે,

'તમને અમલી જવાબ જોઈએ કે ઈલ્મી?'

તેણે કહ્યું કે,

'હું આલિમ બાઅમલ બનવા ચાહું છું.'

હઝરતે ફરમાવ્યું કે,

'ગૈરતે ઈલાહીથી આદમી પાણી પાણી થઈ જાય છે. એ પણ ફનાનો એક મરતબો છે. પરંતુ એ વાત દરેક શખ્સને કહેવા જેવી નથી!'

હઝરતે આટલું ફરમાવીને જ્યારે તેની તરફ નજર કરી ત્યારે તેનું શરીર બિલકુલ પાણી પાણી થઈ ગયું હતું![1]

### દુનિયા આપના દર પર ઝાડુ મારતી હતી!

લાહોરમાં રહેતા હતા ત્યારે એક ખાદિમા હઝરતની ખિદમતમાં આવી અને અરજ કરી કે,

'હઝરત! મને પરવાનગી આપો કે હું દરરોજ સવારે હઝરતના ઘરે હાજર થઈને ઝાડુ આપતી રહું.'

હઝરતે ફરમાવ્યું કે,

'મને એ વાત પસંદ નથી કે મારા ઘરે કોઈ ગૈર મહરમ ઔરત આવે.'

તે ઔરત નિરાશ થઈને પાછી ચાલી ગઈ.

થોડા દિવસો પછી એ જ ખાદિમા ફરી પાછી હઝરતના મકાન પર આવી. તેણીએ જોયું કે એક ખૂબસૂરત ઔરત શોભા-શણગાર કરીને હઝરતનું ઘર સાફ કરી રહી છે! પરંતુ તેના ચહેરા પર અણગમાની નિશાનીઓ દેખાતી હતી. એવું જણાતું હતું કે જાણે તે સખત મુસીબતમાં ફસાયેલી છે અને ઘણી જ જબરદસ્તીથી આ ખિદમત તેની પાસે લેવામાં આવી રહી છે.

ખાદિમાએ હઝરતથી અરજ કરી કે,

'હું આટલા અરસાથી હઝરતની કનીઝ છું. દરેક ખિદમત માટે તૈયાર છું. મેં જ્યારે ઝાડુ મારવા માટે તમન્ના જાહેર કરી

● ૧ 'સીરતે બાકી' પાનું ૪૨

ત્યારે હઝરતે મને ના પાડી અને આજે હઝરત આ અજાણી ઔરત પાસે પોતાનું ઘર સાફ કરાવે છે!'

હઝરતે ફરમાવ્યું કે,

'ભોળીભાલી ઔરત! તું જે ઔરતને જોઈ રહી છે તે હકીકતમાં ઔરત નથી બલ્કે દુનિયા છે જે મને બહેકાવવા માટે એક ખૂબસૂરત ઔરતની શિકલમાં આવી છે અને મેં તેને ઝાડુ મારવામાં લગાવી દીધી છે કે જેથી તે હકીર અને ઝલીલ થઈ જાય!'[1]

## મજ્ઝૂબે બાતિની અમાનત સોંપી

લાહોરના એક મશહૂર બાગમાં એક મજ્ઝૂબ રહેતા હતા. તેઓ કોઈની સાથે વાતચીત કરતા ન હતા કે મળતા પણ ન હતા. તેમનું નામ સાંભળીને લોકો દૂર દૂરથી તેમને મળવા માટે આવતા હતા પરંતુ નિરાશ થઈને પાછાં જતા હતા.

હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ(રહ.)ને કશ્ફ મારફતે જાણવા મળ્યું કે તે મજ્ઝૂબ કમાલવાળા છે. હઝરત તેમની ખિદમતમાં હાજર થયા. મજ્ઝૂબ હઝરતના સ્વાગત માટે ઊભા થઈ ગયા. શરીર ફરતે કપડું લપેટીને ઢાંકી દીધું અને ખૂબ જ મુહબ્બતથી પોતાના મુકામ પર લઈ જઈને હઝરતને બેસાડયા. મોડે સુધી હઝરતની સાથે વાતો કરતા રહ્યા.

છેવટે મજ્ઝૂબે હઝરતને કહ્યું કે,

'ખ્વાજા! તમારી અમાનત મુદ્દતોથી મારી પાસે મહેફૂઝ છે. આજે તે અમાનત હું તમને સોંપું છું!'

આટલું કહીને મજ્ઝૂબ ઊઠયા. ગુસલ કર્યું. સ્વચ્છ સુઘડ પોશાક પહેર્યો અને તે પછી હઝરતને સીનાથી લગાવ્યા અને મુદ્દતોથી પોતાના દિલમાં સાચવેલી બાતિની અમાનત હઝરતના દિલમાં નાંખી દીધી!

તે પછી કહ્યું કે,

'ખ્વાજા! આજે અલ્લાહે મને મારી જવાબદારીમાંથી મુક્ત કર્યો. હવે તમારી એક જવાબદારી છે. હું દુનિયાથી જાઉં છું.

● ૧ 'સીરતે બાકી' પાનું ૪૨

આપ મારા કફન–દફન કરજો મારી જનાઝાની નમાઝ પણ આપ જ પઢાવજો !'

આટલું કહીને મજ્ઝૂબ જમીન પર સૂઈ ગયા અને કલેમો પઢીને આ દુનિયાથી કૂચ કરી ગયા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

હઝરતે કફન–દફનની વ્યવસ્થા કરી અને જનાઝાની નમાઝ પણ પઢાવી.[૧]

### કુત્બે વક્ત

લાહોરમાં એક દુરવેશે ખ્વાબ જોયો કે એક અબલક ઘોડા ઉપર સવાર થઈને એક બુઝુર્ગનું જુલૂસ નીકળેલું છે. મોટી સંખ્યામાં લોકો પાછળ પાછળ ચાલી રહ્યા છે અને કહેવામાં આવી રહ્યુ છે કે :

'આ બુઝુર્ગ કુત્બે વક્ત છે'

પેલો દુરવેશ ખ્વાબ જોયા બાદ હઝરતની ખિદમતમાં હાજર થયો, અને બૈઅત કરવા માટે દરખ્વાસ્ત પેશ કરી.

હઝરતે ઉઝર પેશ કરતાં ફરમાવ્યું કે,

'ભાઈ ! હું એ કાબિલ ક્યાં ?!'

પેલો દુરવેશ બિચારો મસ્જિદમાં આવીને ખૂબ રડયો. દુરવેશોના મજમામાં તેણે દર્દ ભરેલા અવાજમાં કહ્યું કે,

'આ કેવી નાઝો અદા છે કે પહેલાં તો (ખ્વાબમાં આવીને) મારું દિલ મોહી લીધું અને જ્યારે હું દરે યાર પર હાજર થયો ત્યારે આ ઉઝર પેશ કરવામાં આવી રહ્યો છે અને પોતાની મહેફિલમાંથી હડસેલવામાં આવી રહ્યો છે ! હવે હું શું કરું અને કયાં જાઉ ?!'

દુરવેશે પોતાની વાત કંઈક એવા અંદાજથી બયાન કરી કે હાજર જનો પણ રડવા લાગ્યા. દુરવેશોના રડવાનો અવાજ હઝરત ખ્વાજા (રહ.)ના કાને પહોંચ્યો.

● ૧ 'સીરતે બાકી' પાનું ૪૩

આપે પૂછપરછ કરી કે,

'આ રડવાનો અવાજ કેવો છે?'

આપથી અરજ કરવામાં આવી કે એના સબબ આપ જ છો. હઝરત આ સાંભળીને મુસ્કુરાયા અને પેલા દુરવેશને બોલાવીને બૈઅત કરી લીધો.

દિલ કુછ ઈસ સૂરતસે તડપા
કે ઉનકો પ્યાર આ હી ગયા[1]

## દિલ્હીમાં જવા માટે ગેબી ઈશારો

લાહોરમાં હઝરતના એક વરસના રોકાણ દરમ્યાન ત્યાંના તમામ આલિમો આપના કમાલાતે ઈલ્મી અને ફુયૂઝાતે બાતિનીના પ્રશંસક અને અકીદતમંદ થઈ ગયા.

તે પછી હઝરત ખ્વાજા દુરવેશ અમકંગી (રહ.) ના ગેબી ઈશારા પ્રમાણે આપ લાહોરથી દિલ્હી જવા માટે રવાના થયા.

જ્યારે આપ સરહિંદ શરીફની હદમાં પહોંચ્યા ત્યારે એ શહેરની ફરતે ચોમેર સૂરજ સમાન રોશની દેખાતી હતી! આ જોઈને હઝરતને નવાઈ લાગી!

ગેબથી અવાજ આવ્યો કે,

'આપના મુરશિદે કામિલે જે મર્દની બશારત ફરમાવી છે, તે મર્દ આ જ સરઝમીનમાં, અલ્લાહ અલ્લાહ કરવામાં મશગૂલ છે પરંતુ અઝલી ફરમાન મુજબ, તેને દિલ્હીમાં આપની મુસાહિબતમાં દાખલ કરવામાં આવશે એટલે વધારે તલાશ કરવાની જરૂરત નથી.'[2]

## દિલ્હીમાં ફીરોઝશાહી કિલ્લામાં ઉતારો

તે સમયે પણ દિલ્હીને આખા હિન્દુસ્તાનમાં કેન્દ્રીય મહત્ત્વ મળેલું હતું. ઓલિયાએ કિરામનું પણ એ રહેઠાણ હતું.

● ૧ 'ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.) ઔર સાહબઝાદગાન વ ખુલ્ફા' પાનું ૧૯
૨ 'ગુલઝારે અબરાર' પાનું ૪૭૯
'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૬૦૯

દિલ્હીમાં જમના નદીના કિનારે ફીરોઝશાહી કિલ્લો આવેલો છે. એ ખૂબ જ રમણીય અને મનોહર સ્થળ છે. કિલ્લામાં શાહી મસ્જિદ પણ શાનદાર છે.

હઝરતે દિલ્હી આવીને એ ફીરોઝશાહી કિલ્લામાં મુકામ કર્યો અને જીવનના અંત સુધી અહીં જ રહ્યા.

## ચોમેરથી લોકો આવવા માંડ્યા

હઝરતના દિલ્હી પહોંચતાં જ રૂહાની વર્તુળોમાં આપની ખ્યાતિ ફેલાઈ ગઈ અને દૂર દૂરથી હકના તાલિબો આપની પાસે રૂશ્દો હિદાયતના માટે હાજર થવા લાગ્યા.

શાહી દરબારના કેટલાયે દરબારીઓ અને અમીરો પણ હઝરતના અકીદતમંદ થઈ ગયા.

શૈખ ફરીદ બુખારી,
અબ્દુર્રહીમ ખાન ખાનાન,
મિર્ઝા કુલીજ ખાન,
સદર જહાન

...વગેરે ઊંચી કક્ષાના અમીરો અને વિદ્વાનો હઝરતના અકીદતમંદ અને નિયાઝમંદ હતા.

આ તમામ અમીરો મારફતે, અકબર બાદશાહની અણઈસ્લામી વિચારસરણીના પ્રભાવને દૂર કરવા માટે હઝરત કોશિશ ફરમાવતા હતા. હઝરતે આ અમીરોને લખેલા પત્રોમાં સુન્નત અને શરીઅતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની પાબંદીની વારંવાર નસીહતો ફરમાવી છે અને એમને પોતાની ઈસ્લામ પ્રત્યેની જવાબદારીઓની ચેતવણીઓ આપી છે.

## ઉલમા અને સાદાતનો એહતિરામ

હઝરત ઉલમા અને સાદાતનો ઘણો એહતિરામ કરતા હતા. શરીઅતની બાબતોમાં આપ પરહેઝગાર ઉલમા અને ફુકહાનો સંપર્ક કરતા હતા. ફતવા પૂછનારાઓને પણ આપ એ ઉલમા અને ફુકહાની પાસે જ મોકલતા હતા.

તમામ દુરવેશોને હઝરત શરીઅતની પાબંદીની નસીહત ફરમાવતા હતા બલ્કે મુરીદ કરવા કરતાં વધારે ભાર આપ શરીઅતના પ્રચાર અને અમલીકરણ પર આપતા હતા.

ઘણાં આગ્રહ અને લાંબી કસોટી પછી જ આપ મુરીદ બનાવતા હતા.

## જેમનો ઇંતેજાર હતો તે આવ્યા

હઝરતને આપના પીરો મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ અમકંગી (રહ.) એ ફરમાવ્યું હતું કે,

'આ અલ્ફેસાની[1]માં એક મહાન બંદાએ ખાસ થનાર છે. બુઝુર્ગો તેમની ખબર આપતા આવ્યા છે. તે પીર ખુશકિસ્મત છે, જેમને આવા મુરીદ મળે!'

હઝરત પોતાના મુરશિદના આ ઈરશાદ અનુસાર અને બાતિની ઈશારા પ્રમાણે એ બંદાએ ખાસની શોધમાં હિન્દુસ્તાન તશરીફ લાવ્યા હતા અને દિલ્હીમાં નિવાસ કર્યો હતો.

હઝરતની કરામતો અને ઈબાદતોની વિપુલતાની ખ્યાતિ દિલ્હીમાં ફેલાઈ ગઈ. આપની આસપાસ હઝારો તુલ્બા જમા થઈ ગયા પરંતુ જેની શોધ માટે આવ્યા હતા તે હજુ સુધી આપને મળ્યા નહિ.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની[2] (રહ.)એ સમયે હિજરી સન ૧૦૦૮ (ઈસવી સન ૧૫૯૯) હજજના ઈરાદે સરહિન્દ શરીફથી દિલ્હી તશરીફ લાવ્યા. આપ હઝરત ખ્વાજાની ખ્યાતિ સાંભળીને હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર થયા, અને નકશબંદી સિલસિલામાં બૈઅત કરવા માટે દરખાસ્ત કરી.

હઝરત ખ્વાજા નૂરે બાતિનથી જાણી ગયા કે હું જેની શોધમાં આવ્યો છું તે આ જ છે. એટલે હઝરત ખ્વાજાએ વિલંબ કર્યા વિના બૈઅતની દરખાસ્ત કબૂલ કરીને આપને બૈઅત કરી લીધા.[3]

● ૧ અલ્ફે સાની : અલ્ફ એટલે હજાર, સાની એટલે બીજા. અલ્ફે સાની એટલે હિજરીસનના બીજા હજાર વરસ અર્થાત હિજરીસન ૧૦૦૦થી ૨૦૦૦ નો સમય ગાળો

૨ આપનું મૂળ નામ હઝરત શૈખ અહમદ ફારૂકી સરહિંદી (રહ) છે.

૩ 'મેઅયારુસ્સુલૂક' પાનું ૪૦૧, ૪૦૨

### શૈખ અહમદ સૂર્ય છે...

હઝરત ખ્વાજાએ આપને થોડાક દિવસ તવજ્જુહે મુબારકમાં રાખીને નકશબંદિય્યહ તરીકાની ઈજાઝત (ખિલાફત) અતા ફરમાવી અને લોકોને બૈઅત કરવાથી પોતાનો હાથ ખેંચી લીધો.

પોતાના તમામ ખુલ્ફા અને મુરીદોને હિદાયત ફરમાવી કે તમે મિયાં શૈખ અહમદની પાસે જાઓ અને ફૈઝાને બાતિન ગ્રહણ કરો. એમની સુહબતમાં રહો. હવે આવા શખ્સની સામે મારા માટે બૈઅત કરવું યોગ્ય નથી. હિન્દુસ્તાનમાં આવવાનો મારો હેતુ એમની તર્બિયત હતી.

હઝરત ખ્વાજાના કેટલાક ખાદિમો અને ખલીફાઓએ કંઇક ઈન્કાર કર્યો કે આપને છોડીને અમે એમની ખિદમતમાં જવાને યોગ્ય નથી સમજતા.

એના જવાબમાં હઝરત (રહ.)એ ફરમાવ્યું કે,

'શૈખ અહમદ સૂર્ય છે અને આપણે તારાઓની જેમ એમની રોશનીમાં ઝાંખા પડી ગયા છીએ.'

સુબ્હાનલ્લાહ!

શૈખ હોય તો આવા હોય!

મુરીદ હોય તો આવા હોય![1]

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હાલાત 'નકશબંદી ઔલિયા' ગ્રંથ ચોથામાં ઈન્શાઅલ્લાહ વિસ્તારથી લખવામાં આવશે.

### ભઠિયારાને પોતાના જેવો બનાવી દીધો!

'તફસીરે અઝીઝી' માં મૌલાના શાહ અબ્દુલ અઝીઝ સાહબ (મુહદ્દિસ દહેલ્વી) રહ. ફરમાવે છે કે,

હઝરત બાકીબિલ્લાહ (રહ.)ની ખિદમતમાં એક ભઠિયારો રહેતો હતો. એક દિવસે આપ (રહ.) તેની ખિદમતથી ખુશ થઈ ગયા.

આપે તેને ફરમાવ્યું કે,

'તું કંઈ માંગ કે હું તે પ્રમાણે તારા માટે દુઆ કરું.'

ભઠિયારાએ કહ્યું કે

• ૧ 'મેઅયારુસ્સુલૂક' પાનું ૪૦૨

'એવી હિમ્મત અને દુઆ ફરમાવો કે હું તમારા જેવો થઈ જાઉં.'

હઝરત તેને હૂજરામાં લઈ ગયા અને દુઆ તેમ જ તવજ્જુહ ફરમાવી. થોડી જ વારમાં ભડિયારાના શરીર, રૂપ, રંગ, લિબાસ અને કુર્બે વિલાયત પણ હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના જેવા થઈ ગયા!

## ખ્વાજએ બેનફસ

હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)એ (એક દિવસે) પોતાના તમામ મુરીદોથી ફરમાવ્યું કે,

'ખુદાએ એકથી એક ચઢિયાતા (પીરો) પેદા કર્યા છે (માટે) તમે મારા કરતાં બેહતર પીરને શોધી લો!'

આપના ઘણાં મુરીદો કહેવા લાગ્યા કે,

'આપને છોડીને અમે ક્યાંય પણ જઈશું નહિ.'

કેટલાક શખ્સો ગયા ખરા પરંતુ તપાસ કર્યા પછી પાછા આવી ગયા અને જણાવ્યું કે,

'આપના જેવા (બીજા) બુઝુર્ગ (અમને) ન મળ્યા.'

હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ની કમાલે બેનફસી તેમ જ કમાલનો આ પુરાવો છે. જેમની એક જ તવજ્જુહથી ભડિયારો આપનો હમશકલ બની જાય, અને કુર્બે હકમાં પણ એ જ કમાલ પર પહોંચી જાય, તેમ જ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) જેવા (મહાન બુઝુર્ગ) જેમના ખલીફા હોય, તેમનું આ પ્રમાણે ફરમાવવું' એ બેનફસીની સચોટ દલીલ છે.

એટલા જ માટે આપને 'ખ્વાજએ બેનફસ' પણ કહેવામાં આવે છે.•

## વિનમ્રતા

હઝરત ખ્વાજામાં વિનમ્રતા અને મૃદુતા એટલા દરજ્જો ગાલિબ હતી કે જો કોઈ તાલિબથી કોઈ ભૂલ થઈ જતી તો આપ (રહ.) ફરમાવતા કે,

• 'મેઅયારુસ્સુલૂક' પાનું ૧૦૯, ૧૧૦

'એ બિચારો ફકીર શું કરે! એ તો મારી જ બદસિફતી (દુર્ગુણ)ની અસર છે જે તેનામાં જાહેર થઈ છે!'

□

જ્યારે કોઈ તાલિબ આપની ખિદમતમાં હાજર થઈને બૈઅત કરવા અરજ કરતો ત્યારે આપ ઘણાં ઉઝર કરતા અને ફરમાવતા કે;

'હું ક્યાં એને લાયક છું! તમે મારા વિશે જે અનુમાન કર્યું છે તેને લાયક હું નથી! તમે કોઈ બીજી જગાએ જાઓ! જો કોઈ રેહબર મળે તો મને પણ જાણ કરજો, જેથી હું પણ તેમની ખિદમતમાં હાજરીનો શર્ફ હાસિલ કરું!'

પરંતુ સાચા અકીદતમંદ તાલિબો આપના મુબારક આસ્તાનાને છોડતા ન હતા અને મંઝિલે મકસૂદ સુધી પહોંચી જતા હતા.

## એક ખુરાસાની જુવાનનો બનાવ

એક ખુરાસાની જુવાન હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના મઝારે મુબારકનો મુજાવર હતો અને હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની રૂહાનિયતથી એક એવા પીરે કામિલની ઇચ્છા રાખતો હતો કે જે આ દુનિયામાં હયાત હોય.

જ્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) દિલ્હી તશરીફ લાવ્યા ત્યારે પેલા ખુરાસાની જુવાનને ખ્વાબમાં બતાવવામાં આવ્યું કે નકશબંદી તરીકાના એક બુઝુર્ગ હવે દિલ્હી શહેરમાં આવ્યા છે, તમે તેમની ખિદમતને જરૂરી સમજો.

હુકમ પ્રમાણે પેલો ખુરાસાની જુવાન હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ની ખિદમતમાં પહોંચ્યો અને પોતાનો ખ્વાબ બયાન કરીને બૈઅતની દરખાસ્ત કરી.

હઝરતે ફરમાવ્યું કે,

'હું પોતાને એના લાયક નથી સમજતો. ખ્વાબમાં તમને જે બુઝુર્ગ વિશે જણાવવામાં આવ્યું છે તે કોઈ બીજા હશે.

આ પ્રમાણે હઝરતે વિનમ્રતાથી ઘણા ઉઝર પેશ કર્યા તો પેલો જુવાન પાછો ચાલ્યો ગયો.

બીજી રાતે ફરી પાછું ખ્વાબમાં તેને કહેવામાં આવ્યું કે,

'પીરે કામિલ તે જ બુઝુર્ગ છે જેમની ખિદમતમાં તમે હાજર થયા અને તેમની વિનમ્રતા તમે જોઈ.'

બીજા દિવસે તે જુવાન હઝરત ખ્વાજાના આસ્તાના પર એવો આવ્યો કે પાછો ન ગયો અને કબૂલિયતનો શર્ફ હાસિલ કર્યો.

## ખ્વાજા હિસામુદ્દીન (રહ.)નો બનાવ

હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.) હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના મહાન ખલીફા હતા. એમના હાલાત ઈન્શાઅલ્લાહ આગળ ખલીફાઓના હાલાતમાં લખવામાં આવશે.

મૌલાના કરમી કહે છે કે, ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ની જબાનથી સાંભળ્યું છે કે:

મને પણ હઝરતે શરૂમાં એ જ પ્રમાણે ફરમાવ્યું હતું. ખૂબ જ ભારપૂર્વ ઈનકાર કરી દેવાના કારણે મેં એને ખિલાફે અદબ માન્યું કે વધારે આગ્રહ કરું અને થોભી રહું.

હું આગ્રા ચાલ્યો ગયો. હું ત્યાં જઈને હેરાન પરેશાન હતો કે શું ઇલાજ કરું!

મારા દિલમાં વિચારો આવતા હતા કે,

'હઝરત ખ્વાજાના આસ્તાના પર જઈને ફરી પાછો બૈઅત માટે અરજ કરું અને કહું કે મેં આપના હુકમ અનુસાર શોધ કરી પરંતુ મને બીજા કોઈ શખ્સ એવા ન મળ્યા જે ઝખ્મે દિલનો મલમ પેશ કરતા હોય!'

એ જ જમાનામાં હું એક રસ્તા પરથી પસાર થઈ રહ્યો હતો કે શેખ સા'દી શીરાઝી (રહ.)નો આ શે'ર ગવાતો મારા કાને પડયો:

તૂ ખ્વાહી આસ્તીં અફશાં
વ ખ્વાહી દામન અંદર કશ,
મગસ હરગિઝ ન ખ્વાહદ રફ્ત
અઝ દુક્કાને હલવાઈ!

ભાવાર્થ :

તને ગમે એટલો ધક્કો મારવામાં આવે તોપણ દામન છોડવું ન જોઈએ! માંખીને ગમે એટલી હાંકવામાં આવે તો પણ હલવાઈની દુકાનથી હટતી નથી!

□

આ શેર સાંભળીને આતિશે શોક ફરી પાછો ભડકી ઊઠયો. તરત જ હું દિલ્હી પહોંચ્યો અને હઝરતની ખિદમતમાં મારી વીતક કહી.

છેવટે હઝરતે મને બૈઅત કરી લીધો.

## સહનશીલતા અને ધૈર્ય

મૌલાના કશ્મી (રહ.) ('ઝુબ્દતુલ મકામાત'માં) લખે છે કે, મેં હઝરતની સહનશીલતા તેમ જ ધૈર્યના જે બનાવો એમના મુરીદો પાસે સાંભળ્યા છે, તે બધાં જ લખવા ચાહું તો, અનેક ગ્રંથોમાં પણ સમાય ન શકે. માત્ર નમૂના તરીકે બે બનાવો લખું છું.

□

એક જુવાન હઝરતની પડોશમાં રહેતો હતે. તે હંમેશાં નકામા બેહુદા કામો કરતો રહેતો હતો. જાત જાતની શરારતો પણ તે કરતો રહેતો હતો. હઝરત તેની આ અયોગ્ય હરકતોને સહન કરી લેતા હતા.

હઝરતના ખલીફા હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ શહેરના કોટવાલને આ બાબતની વાત કરી. કોટવાલે તે બદમાશને ગિરફતાર કરીને જેલમાં પૂરી દીધો.

જ્યારે હઝરતને આ બાબતની જાણ થઈ ત્યારે ખ્વાજા હિસામુદ્દીનને બોલાવીને આ વિષે પોતાની નારાઝગી દર્શાવી.

ખ્વાજા હિસામુદ્દીને કહ્યું કે,

'હઝરત! એ તો ખૂબ જ ફાસિક અને તોફાની શખ્સ છે. તેની શરારતો હદથી વધી ગઈ હતી.'

આ સાંભળીને હઝરતે ઠંડી આહ ભરીને ફરમાવ્યું કે,

'હાં ભાઈ! તમે પોતાને નેક, સાલેહ અને સાહેબે ખૈર સમજો છો એટલે તમને એ શખ્સ ફાસિક, શરારતી અને તોફાની દેખાય છે. હું તો પોતાને કોઈ રીતે તેના કરતાં ચઢિયાતો કે ઉચ્ચતર સમજતો નથી! હું કઈ રીતે તેને નુકસાન કરવા તૈયાર થાઉં!'

તે પછી હઝરતે કોશિશ કરીને તે જુવાનને જેલખાનામાંથી છોડાવ્યો. તે જુવાન આપની દયા અને માયાથી પ્રભાવિત થઈને સાલેહ અને નેક ઈન્સાન બની ગયો.

વિનમ્રતા અને પોતાને નિમ્ન અને કસૂરવાર સમજવાનો એટલો ગલ્બો હતો કે પોતાને સામાન્ય લોકો કરતાં કોઈ રીતે ચઢિયાતા કે ઉચ્ચતર સમજતા ન હતા. એટલા માટે 'અમ્ર બિલ મઅરૂફ' નેક કામોનો હુકમ કરવામાં સખ્તી કરતા ન હતા. નરમી, માયા, ઈશારા અને ઉદાહરણથી નેક કામનો હુકમ ફરમાવતા હતા. એનાથી આપની વાત સામેની વ્યક્તિના દિલમાં ઊંડે ઊતરી જતી હતી.

કોઈની ગીબત કે કોઈની ટીકા આપની મુબારક મજલિસમાં કરી શકાતી ન હતી. કોઈ મુસલમાનને અપમાનીત કે નીચા પાડવાનો વિચાર પણ, આપની હાજરીમાં, કોઈના દિલમાં આવતો, તો આપ તરત જ તે મુસલમાનની તારીફ અને તૌસિફ બયાન કરવાનું શરૂ દેતા હતા.

### હઝરતની સહનશીલતાનો બીજો અદ્દભુત બનાવ!

મૌલાના કશ્મી 'ઝુબ્દતુલ મકામાત' માં લખે છે કે:

હું એક મસ્જિદમાં બેઠેલો હતો. બે દુરવેશોને આપસમાં વાતો કરતા મેં સાંભળ્યા. તેમાંથી એકે બીજાને કહ્યું કે,

'મેં મારી આખી જિંદગીમાં એક અદ્દભુત સહનશીલ સ્વભાવના ઈન્સાનને જોયા છે. હું માનું છું કે એમના જેવા સહનશીલ અને ધૈર્યવાન તેમ જ બેનફસ ઈન્સાન આ જમાનામાં કદાચ જ હશે.'

તે પછી તેણે હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)નું મુબારક નામ લીધું અને આ બનાવ બયાન કર્યો કે:

હું હઝરત કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની દરગાહ પર હાજર હતો. ત્યાં ખબર મળી કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) તશરીફ લાવી રહ્યા છે. આ સાંભળીને દરગાહના ખાદિમોએ મઝારની નજીક એક જગાએ એક તખ્ત બિછાવ્યો અને તેના ઉપર ગાલીચો પાથરીને તકિયો મૂકી દીધો.

હઝરત ખ્વાજા (રહ.)ના આવવાની ખબર સાંભળીને તેમના સ્વાગત અને સન્માન માટે આ વ્યવસ્થા થઈ રહી હતી ત્યારે ત્યાંથી એક મલંગ પસાર થયા. તેણે તખ્ત અને ગાલીચો પાથરેલો જોઈને પૂછયું કે,

'આ શું થઈ રહ્યું છે? કોના સ્વાગતની તૈયારીઓ થઈ રહી છે?'

ખાદિમોએ હઝરતનું નામ લઈને બતાવ્યું કે તેમના સ્વાગતની તૈયારી થઈ રહી છે. આ સાંભળતાં જ તે મલંગ ગુસ્સે થઈ ગયો. તે હઝરત ખ્વાજા વિષે અયોગ્ય અને બેહૂદા શબ્દો બકવા લાગ્યો. એટલામાં જ હઝરત ખ્વાજા (રહ.) ત્યાં તશરીફ લાવ્યા.

હઝરતને જોઈને મલંગ વધારે ગુસ્સે થયો અને પોતાની મર્યાદા વટાવી ગયો. હઝરત ખ્વાજાની સામે જઈને ગુસ્તાખી કરવા લાગ્યો.

ઉદ્ધતાઈથી તેણે હઝરતને કહ્યું કે,

'હે શખ્સ! શું તું એના લાયક છે કે તારા માટે અહીં તખ્ત અને ગાલીચે પાથરવામાં આવે?'

હઝરતની સાથે આપના અસંખ્ય મુરીદો પણ હતા. તેમને મલંગની આ ગુસ્તાખીથી ઘણો આઘાત લાગ્યો. મલંગને મારપીટ કરીને ત્યાંથી ભગાડવાની ઇચ્છા તેઓને થઈ. હઝરત પરિસ્થિતિ પામી ગયા. આપે મુરીદો તરફ ઠપકાભરેલી નજર નાંખી અને એવું કામ કરવાથી તેઓને રોકયા.

તે પછી હઝરતે મલંગને વિનમ્રતાથી કહ્યું કે,

'ભાઈ! તમે સારા માણસ છો અને હું તો ખરેખર એના લાયક નથી. પણ હું શું કરું, આ બધી વ્યવસ્થા મારી જાણ વગર થઈ છે, મને એની બિલકુલ ખબર નથી. મને માફ કરો અને મારા કારણે નકામું આપનું મગજ ખરાબ ન કરો!'

હઝરત આ પ્રમાણે ફરમાવતા જતા હતા અને તે મલંગની પેશાની પરથી પસીનો લૂછતા જતા હતા. તે પછી આપે કેટલાક નાણાં ઉછીના લઈને ઉદ્ધત અને ગુસ્તાખ મલંગને બક્ષિશ આપ્યા!

આ બનાવનું વર્ણન કરનાર દુરવેશ કહે છે કે,

'એ વખતે હઝરતના ચહેરા પર કે આપના બોલવામાં કોઈ ફેરફાર મેં જોયો નહિ. એ વખતે મને જાણવા મળ્યું કે આવા પવિત્ર આત્માઓ પણ આ જગતમાં મોજૂદ છે!'

## એક લાખ રૂપિયાની ભેટનો અસ્વીકાર

અબ્દુર્રહીમ ખાનખાનાન દુરવેશોથી અને ખાસ કરીને હઝરતથી ખૂબ જ અકીદત ધરાવતો હતો. જ્યારે તેણે સાંભળ્યું કે હઝરતનો હજ્જ માટે હિજાઝના સફરનો ઈરાદો છે તો એક લાખ રૂપિયાની મોટી રકમ પ્રવાસ ખર્ચ માટે આપની ખિદમતમાં પેશ કરી! (હાલમાં હિજરીસન ૧૪૧૩-ઈસવીસન ૧૯૯૨ માં પણ એક લાખ રૂપિયા ઘણી મોટી રકમ ગણાય તો આજથી આશરે ચારસો વરસ પહેલાં તો એ રકમ કેટલી મોટી ગણાતી હશે!)

ખાનખાનાને અરજ કરી કે,

'હઝરત! આ ભેટને કબૂલ કરીને મારા પર એહસાન ફરમાવો!

આ સાંભળીને હઝરતે પોતાનો ચહેરો ફેરવી લીધો અને ફરમાવ્યું કે,

'મારા હજ્જ માટે જવાનો મતલબ એ હરગિઝ નથી કે હું મુસલમાનોના આટલા રૂપિયા સંકોચ વિના વેડફી નાંખું!

આપે એ રકમ કબૂલ નહિ કરી અને પાછી આપી દીધી!

□

## રોટી, કપડાં, મકાન

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના રોટી, કપડાં કે મકાનમાં કોઈ તકલ્લુફ અને બંધનો ન હતાં. જો કેટલાયે દિવસો સુધી એક વણભાવતી વાનગી આપની સમક્ષ આવતી રહી તો, એ ફરમાવ્યું નહિ કે, આ વાનગી સિવાય કોઈ બીજી વાનગી લાવવામાં આવે! બસ, જે કંઈ હાજર કરવામાં આવતું તે ખાઈ લેતા.

બદન શરીફ પર કપડાં મેલાં થઈ જતાં તો એમ ફરમાવતા ન હતા કે, બીજાં કપડાં લાવો! એ જ કપડાંમાં દિવસો વીતાવી દેતા હતા!

મકાન અને રહેઠાણ સાંકડું અને અંધારિયું હતું! તે જર્જરિત થઈ જતું તો તેની દુરુસ્તી માટે કોઈ ખાસ કાળજી લેતા ન હતા.

## તકવો અને પરહેઝગારી

હલાલ રોઝીનો ખૂબ ખ્યાલ રાખતા હતા.

આ વાતની ખાસ તાકીદ કરી રાખી હતી કે, પકાવનાર બાવુઝૂ હોવા જોઈએ, બલ્કે ઝિક્ર-ફિક્ર કરનારા હોવા જોઈએ અને પકાવતી વખતે દુનિયાની વાતોમાં મશગૂલ ન રહેવા જોઈએ.

આપ ફરમાવ્યા કરતા હતા કે,

'જે લુકમો અલ્લાહના ધ્યાન વગર અને કાળજી વગર ખાવામાં આવે છે, તેને ખાવાથી એક એવો ધુમાડો ઉત્પન્ન થાય છે કે જે ફૈઝના પ્રવાહને અટકાવી દે છે!'

તમામ મુરીદોને પણ આ વાતની તાકીદ કરતા હતા કે તેઓ ખાવા-પીવામાં કાળજી રાખે. જે લોકો આ બાબતમાં નિષ્કાળજી રાખતા હતા તેઓ પોતે મેહસૂસ કરતા હતા કે એનાથી તેમના દિલોને કેટલું નુકસાન થઈ રહ્યું છે!

## બાતિની સફાઈ

હઝરતની નિસ્બત 'લતીફ' (અતિ પવિત્ર અને કોમળ તથા સુલલિત હતી એટલા માટે આપની ચીવટ અને કાળજી પણ ઘણી વધારે હતી. આયનાને જુઓ! તેની સપાટી અત્યંત સ્વચ્છ હોવાના કારણે એક ઉચ્છવાસનો ધબ્બો પણ તેના ઉપર દેખાઈ આવે છે.

હઝરતની કલ્બની સફાઈ-સ્વચ્છતા એટલી કક્ષાની હતી કે, હઝરતની સેવામાં હાજર રહેલાં શખ્સોના દિલોમાં જે જઝબાત અને વિચારો આવતા હતા, તેનાં પ્રતિબિંબો પણ હઝરતના કલ્બ પર પડતાં હતાં! એટલા જ માટે આપ નમાઝની જમાઅતમાં, પોતાની પાસે, પોતાના કેળવણી પામેલા ખાસ મુરીદોને ઊભા રાખતા હતા, કે ક્યાંક એવું ન બને કે કોઈ અજાણ્યો માણસ આપની પાસે ઊભો થઈ જાય, અને તેની ગફલત અને તેના દિલના વસવસાઓ, આપના પવિત્ર કલ્બમાં પ્રતિબિંબિત થાય!

એક દિવસનો બનાવ છે. એક દુરવેશને કામળાની જરૂરત હતી. તે દુરવેશ નમાઝમાં હતો. તેના દિલમાં વિચાર આવ્યો કે, હું કામળો માંગીશ. એના વિચારનું પ્રતિબિંબ હઝરતના કલ્બ પર પડ્યું! નમાઝ પૂરી થયા પછી હઝરતે ફરમાવ્યું કે,

'જેને કામળાની જરૂરત હોય, તેને કામળો આપી દેવામાં આવે!'

## મઅમૂલાત

આપના શરીરની નાજુકતા, નબળાઈ, વ્યાધિ છતાં આપ હમેશાં બાવુઝૂ રહેતા હતા. આપને હમેશા ઈબાદતમાં અપરાધનો ભાવ રહેતો. ઈશાની નમાઝ બાદ હુજરામાં તશરીફ લઈ જતા હતા અને કેટલોક સમય મુરાકિબ થઈને બેસતા હતા. જ્યારે

શરીરના અંગોમાં થાક જણાતો ત્યારે ઊઠીને ફરી પાછું તાઝું વુઝૂ કરતા હતા અને બે રકાત પઢીને ફરી પાછા હુજરામાં દાખલ થઈ જતા.

ફરી પાછો થાક જણાતો ત્યારે ફરી પાછાં તાઝું વુઝૂ કરતા અને બે રકાત પઢીને ફરી પાછા હુજરામાં દાખલ થઈ જતા. ઘણી રાતો આવી જ રીતે વીતાવી દેતા.

## તવજ્જુહની તા'સીર

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ રમઝાન મહિનામાં એક ખાદિમની સાથે, રાતના સમયે, હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં ફાલૂદહ મોકલ્યો. પેલો ખાદિમ બિચારો સાદો ભોલો માણસ હતો. હઝરતના ઘરના માણસો અથવા ખાદિમોમાંથી કોઈને જગાડવાના બદલે તે ખાદિમ હઝરતના ખાસ હુજરાના દરવાજે ગયો અને સાંકળ ખખડાવી. હઝરત ખ્વાજાને બીજા કોઈને જગાડવાનું યોગ્ય ન લાગ્યું એટલે પોતે જ દરવાજા આગળ તશરીફ લાવ્યા.

ખાદિમના હાથમાંથી ફાલૂદો લઈને હઝરતે પૂછ્યું કે,

'તારૂં નામ શું છે?'

ખાદિમે જવાબ આપ્યો કે,

'મને લોકો **'બાબા'** કહે છે.'

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,

'તમે શયખ અહમદના ખાદિમ છો એટલે અમારા પણ 'બાબા' જ છો!'

જ્યારે તે ખાદિમ પાછો ગયો ત્યારે સુકર અને નિસ્બતના જઝબાએ તેને ઘેરી લીધો. પડતો આખડતો જેમ તેમ તે ખાદિમ હઝરત મુજદ્દિદ (રહ.)ની ખિદમતમાં પહોંચ્યો.

હઝરતે પૂછ્યું કે,

'શી બાબત છે?!'

તેણે કહ્યું કે,

'હરેક દિશામાં, હરેક વૃક્ષ અને પથ્થરમાં, જમીન અને આસમાનમાં એક નૂરે બેરંગ, બેગાયત અને બેનિહાયત દેખાય છે! એનું વર્ણન હું કરી શકું તેમ નથી!'

હઝરતે ફરમાવ્યું કે,

'ચોક્કસ હઝરત ખ્વાજા (રહ.) એની સામે આવ્યા લાગે છે, અને એ આફતાબે હિદાયતની અદના ઝલક આ અલ્પ રજકણ પર પડી ગઈ લાગે છે, જેના કારણે આ રજકણ ઝળકી ઊઠ્યું છે!'

બીજા દિવસે હઝરત મુજદ્દિદ (રહ.)એ તે ખાદિમને હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં મોકલ્યો. હઝરત ખ્વાજાએ તેને જોઈને સ્મિત કર્યું જે ખૂબ જ અર્થપૂર્ણ હતું.

□

'ઝુબ્દતુલ મકામાત' કિતાબના કર્તા મૌલાના કશ્મી (રહ.)એ આ બનાવ લખ્યા પછી એક દિલઆવર શેર લખ્યો છે:

બરોઝે હશ્ર શહીદાં ચૂં ખૂનબહા તલબંદ,
તબસ્સુમે કુન વ ખામોશ કુન ઝબાન હમહ.

**ભાવાર્થ:**

હશ્રના દિવસે જ્યારે શહીદો ખૂનબહા–રક્તમૂલ્ય માંગે ત્યારે તબસ્સુમ કરો અને ખામોશ થઈ જાઓ!

### તવજ્જુહની તાસીરનો બીજો અદ્ભુત બનાવ

હઝરત મીર મુહમ્મદ નુઅમાન (રહ.) બયાન કરે છે કે:

મારી બાળકીની એક દાયા હતી. મેં તેને ઘણી વખત કહ્યું કે, હઝરત ખ્વાજા (રહ.)થી બૈઅત થઈ જા. તેણી ઈન્કાર કરતી હતી. એક દિવસે મેં તેની ગોદમાં મારી બાળકીને સોંપીને હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં મોકલી. હઝરત ખ્વાજા (રહ.)એ હજુ દૂધ પીતી મારી નાની બાળકીને ગોદમાં લઈને પોતાની બુઝુર્ગીના શફકતોથી નવાઝી. બાળકીએ હઝરત ખ્વાજા (રહ.)ની મુબારક દાઢી ખેંચી. તેણીના હાથમાં હઝરત ખ્વાજા (રહ.)ની મુબારક દાઢીનો એક વાળ આવી ગયો!

હઝરતે ફરમાવ્યું કે,

'મીરની બાળકીએ મારી પાસેથી યાદગીરી લઈ લીધી !'

સંજોગવશાત્ તે જ દિવસોમાં હઝરત (રહ.)એ ઈન્તેકાલ ફરમાવ્યો અને પેલો મુબારક વાળ હજુ સુધી અમારી પાસે હઝરતની યાદગીરી તરીકે મોજૂદ છે.

□

પેલી દાયા ઘરે પાછી આવી. થોડો સમય પસાર થયો ન હશે કે તે દાયા પર 'રફતગી' (આત્મ નિયંત્રણ ગુમાવી દેવાના) આસાર જાહેર થયા અને બેહોશ થઈને ઢળી પડી. ઘણાં લાંબા સમય પછી હોશમાં આવી !

તેને પૂછવામાં આવ્યું કે,

'તેં શું જોયું ?'

તેણીએ કહ્યું કે,

'થોડાં થોડાં સમયે મારી સમક્ષ હઝરત ખ્વાજા અજીબ સ્વરૂપમાં દેખાતા હતા ! અને હું પોતાના દિલને 'અલ્લાહ ! અલ્લાહ !' કરનારું અનુભવતી હતી !'

મીર મુહમ્મદ નુઅમાન (રહ.) કહેતા હતા કે,

મેં હઝરત ખ્વાજાને આ બનાવ કહ્યો. તેઓ તબસ્સુમ-સ્મિત કરવા લાગ્યા અને તે દાયાને ઝિક્રની તાલીમ ફરમાવી.'

મૌલાના કશ્મી (રહ.) લખે છે કે,

'તે ઔરત હાલમાં ફીરોઝાબાદ (દિલ્હી) માં રહે છે અને ઔરતોમાં સાહબે અહવાલ છે. અને પેલી બાળકી જેણે મુબારક વાળ પોતાની ચુટકીમાં લઈ લીધો હતો, તે હવે જુવાન થઈ ગઈ છે અને આ લખનારની (અર્થાત્ મૌલાના કશ્મીની) પત્ની છે. ખ્વાજા સાહબ (રહ.)ની નઝરની બરકતથી તેણી સાહબે ઈફ્ફત અને હુઝૂર છે. તેણીને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ 'નિસાએ ઝાકિરાત' ઝિક્ર કરનારી ઔરતોની સરદાર બનાવી છે.[1]

● ૧ 'ખ્વાજા બાકીબિલ્લાહ ઔર સાહબ ઝાદગાન વ ખુલફા' પાનું ૨૭

**હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની તાલીમની ખુસૂસિયત**

શફકત અને કરમના કારણે હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો દસ્તૂર હતો કે જે કોઈને ઝિક્રની તલ્કીન ફરમાવતા ત્યારે તાલીમના સમય દરમિયાન જ પોતાની હિમ્મત અને તવજ્જુહને તે તાલિબના શામિલે હાલ રાખતા હતા અને તે જ પળે તાલિબની દિલની ઝબાન બોલતી-ઝાકિર થઈ જતી હતી તથા 'હુઝૂર અને જઝબહ' તેને હાસિલ થઈ જતા હતા!

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ એક વખતે પોતાની મજલિસમાં મૌલાના કશ્મી (રહ.)થી ઈરશાદ ફરમાવ્યો કે,

'તાલીમના સમયે જ દિલ બોલતું-ઝાકિર થઈ જવું અને શરૂઆતથી જ જઝબહ હાસિલ થઈ જવો હઝરત ખ્વાજા (રહ.)ની ખુસૂસિયતમાંથી છે.'

મૌલાના કશ્મી (રહ.)એ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી પૂછ્યું કે,

'શું નકશબંદી સિલસિલાના આ પહેલાં થઈ ગયેલાં અકાબિરોના મઅમૂલમાં ફિક્ર ન હતી?'

ફરમાવ્યું કે,

'હતી, પરંતુ શરૂઆતમાં જ આ ઉમૂમિયતની સાથે ન હતી.' અને એ પણ ફરમાવ્યું કે,

'મેં હઝરત ખ્વાજા (રહ.)થી આ તા'લીમનો રાઝ પૂછ્યો હતો તો હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું હતું કે,

'પહેલાં ઝમાનાની સરખામણીમાં આ ઝમાનામાં અહલે ઈરાદત (તાલિબો)ની હિમ્મતોમાં કમઝોરી અને નબળાઈ આવી ગઈ છે, અને આ દોરના તાલિબોના હૌસલા ટૂંકો રસ્તો ચાહે છે, એટલા માટે શફકતની ભાવનાએ મને એ વાત પર આમાદહ કર્યો છે કે મુજાહિદા વગર અને ખૂબ વધારે કોશિશો વગર, મંઝિલેમકસદ સુધી પહોંચાડી દેવામાં આવે!'

જ્યારે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના પીરો મુરશિદની આ ખુસૂસિયત બયાન ફરમાવી ચૂક્યા ત્યારે એક ડંડી

આહ ભરી અને મુરશિદના હકમાં આ દુઆ પોતાની ઝબાને મુબારકથી માંગી :

'જઝાહુલ્લાહુ અનિત્તાલિબીન ખૈરુલ જઝા.'

## રોબ અને સાર્વજનિક પ્રભાવ

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને જોતાં જ એક ખાસ રોબ-ધાક દરેકના ઉપર છવાઈ જતો હતો. જે શખ્સ જ્યાં હોય ત્યાં આપને જોઈને, જાણે નિર્જીવ પૂતળું હોય તેવો થઈ જતો હતો! આપને જોતાં જ ગાફિલોની ગફલતમાં કમી થઈ જતી હતી અને હદીસ શરીફમાં નિર્દેશ થયા પ્રમાણે આપને જોઈને ખુદા યાદ આવી જતો હતો.

એક વખતે આપ એક મેળામાં ગયા. ત્યાંના હિંદુ ખેડૂતોએ હઝરતનો ચહેરો જોયો તો આપસમાં કહેવા લાગ્યા કે,

'આ અસલ મુસલમાન છે! એને જોવાથી ખુદા યાદ આવે છે!' આપ (રહ.)ની મહેફિલમાં જ અને આપને એક નજર જોતાં જ, ગૂંગા હોય તેવા બની ગયા. સૌના હોઠો ઉપર ચુપકીદીનું તાળું લાગી ગયું હતું! પોતાની વાત બયાન કરવાની કોઈને શક્તિ રહેતી ન હતી.

### જઝબહનો ગલબહ

કેટલીક વખતે આપ (રહ.) પર જઝબહ ગાલિબ થઈ જતો હતો. એ સમયે આપની પાસે હાજર રહેલા મુરીદો અને ખલીફાઓમાંથી શેખ તાજુદ્દીન સંભલી (રહ.)ના સિવાય કોઈની મજાલ થતી ન હતી કે હઝરતને કૈફિયત વિશે પૂછપરછ કરી શકે. પરંતુ જઝબહના આવા ગલબા છતાં શરીઅતની બાબતોમાં વાળ બરાબર પણ ફરક પડતો ન હતો અને અઝીમત પર બદસ્તૂર અમલ કરતા હતા.

## એક ઔરતનો છોકરો મરતાં બચ્યો

એક ઔરતનો આશરે ચાર વરસનો છોકરો ફીરોઝાબાદીના કિલ્લા (દિલ્હીના લાલ કિલ્લા)ની દીવાલ ઉપરથી નીચે પડી ગયો.

સાંઠ ફૂટ ઊંચી દીવાલ અને વળી નીચે પથ્થરો! બાળકની વિસાત જ શી હતી! તેના કાનોમાંથી લોહી વહેવા માંડ્યું. તેના બચવાની ઉમ્મીદ બાકી ન રહી.

છોકરાની મા બેકરાર થઈને હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં રડતી અને તડપતી આવી તથા દુઆના માટે અરજ કરી કે, મારો છોકરો બચી જાય.

હઝરત ખ્વાજા (રહ.) ની આદત હતી કે પોતાની તવજજુહ અને તસર્રુફને અત્યંત ગુપ્ત રાખતા હતા. એટલા માટે આપે તિબ્બ (તબીબી શાસ્ત્ર)ની એક કિતાબ મંગાવી અને તેમાં જોઈને ફરમાવ્યું કે,

'એવું જાણુાય છે કે આ છોકરો મરશે નહિ!'

ત્યાં જેઓ હાજર હતાં તેઓને નવાઈ લાગી કે તિબ્બની કઈ કિતાબમાં આ બાબત લખેલી છે?!

તે પછી હઝરત ખ્વાજા (રહ.) થોડો સમય ખામોશ રહ્યા.

અલ્લાહ તઆલાના ફઝલથી તે છોકરો જે મૃત્યુની સમીપ પહોંચી ગયો હતો તે સારો થઈ ગયો!

## હઝરતના ગુસ્સાની અસર

એક ઝાલિમ અને બેમુરવ્વત સિપાહી હઝરતના પડોશીને સતાવ્યા કરતો હતો. હઝરત ખ્વાજા (રહ.) તેના ઝુલ્મોને જોઈને બેકરાર અને બેચેન થઈ ગયા. તેને નસીહત કરી પરંતુ સિપાહીએ પોતાની બદબખ્તીના કારણે નસીહત માની નહિ.

હઝરત ખ્વાજા (રહ.) મઝલૂમ પડોશીના કારણે ગુસ્સે થઈ ગયા અને તે ઝાલિમને ફરમાવ્યું કે,

'જો! આ લોકો, ખ્વાજગાન બુઝુર્ગવારોની છત્ર-છાયામાં રહે છે, અને તેઓ ઘણાં જ ગૈરતમંદ છે. ખબરદાર! સાવચેત રહેજો!'

બસ, માત્ર બે-ત્રણ દિવસો જ વીત્યા હતા કે તે ઝાલિમ એક આરોપમાં પકડાયો અને કતલ થઈ ગયો!

## આપની નઝરની અસર

હઝરતની નઝરમાં એવી તાસીર હતી કે આપની નઝર જેના પર પડી જતી તે ઘાયલ પંખીની જેમ તડફડવા માંડતો હતો. જો હોશમાં રહેતો તો આંસુઓ વહાવતો રહેતો નહિતર બેહોશ થઈ જતો. તેને દુનિયાનું કે દુન્યવી ચીઝોનું કંઈ ભાન રહેતું ન હતું.

એક દિવસે જુમ્આની નમાઝ પઢવા માટે હઝરત મસ્જિદે ગયા. જ્યારે ખતીબ ખુત્બો પઢવા માટે મિમ્બર પર ચઢયા તો આકસ્મિક રીતે તેના ચહેરા પર હઝરતની નઝર પડી ગઈ, અને નઝરથી નઝર મળી ગઈ. બસ, ખતીબ તે જ પળે કલેજું પકડીને, બેકરાર થઈને, મિમ્બર પરથી નીચે ઢળી પડયા.. તે પછી તેમનામાં ખુત્બો પઢવાની શકિત ન રહી અને બીજા ખતીબે ખુત્બો પઢયો અને આપે નમાઝ પઢાવી.

## વધુને વધુ મેળવવાની તલબ

જો કે આરંભથી અંત સુધી, મોટાં મોટાં આઝીમુશ્શાન હાલાત આપ પર વારિદ થયા પરંતુ આપની બુલંદ હિંમતે કોઈ હાલ કે કશ્ફ પર કિનાઅતના કરી, અને કમાલ છતાં આપ હમેશાં આજિઝી અને ઈન્કેસારી તેમ જ નાયાફ્તઅલ્પપ્રાપ્તિનો ઈઝહાર કરતા હતા.

આપની નીચેની રૂબાઈથી જાહેર થાય છે કે, મઅરિફતોનો આખો સાગર ગટગટાવી જવા છતાં આપના હોઠો હેવા તરસ્યા હતા!

દર રાહે ખુદા જુમ્લાહ અદબ બાઈદ બૂદ,
તા જાં બાકીસ્ત દર તલબ બાઈદ બૂદ.
દર્યા દર્યા અગર બકામત રેઝન્દ,
ગુમ બાઈદ કર્દ વ ખુશ્ક લબ બાઈદ બૂદ.

**ભાવાર્થ :**

રાહે ખુદામાં જીવનના આખરી શ્વાસ સુધી અદબપૂર્વક વધુ ને વધુ મેળવવાની તલબ રાખીને કાર્યમાં મંડેલા રહેવું જોઈએ.

અગર તને સાગરના સાગર પિવાડી દેવામાં આવે તો પણ તારે તારા હોઠો સૂકાં—તરસ્યા જ રાખવા જોઈએ.

## અનવાર અને ફુયૂઝાતનો ધોધ વહેતો હતો !

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના જલીલુલ કદર ખલીફા શૈખ તાજુદ્દીન સંભલી (રહ.) બયાન કરે છે કે,

એક દિવસે આપ એક અજીબ કૈફિયતની સાથે નદી કિનારે તશરીફ લઈ ગયા. પહેરણના બંધન ખુલ્લા, સીનો ખુલ્લો, પાઘડી અસ્તવ્યસ્ત, ચહેરા મુબારકથી પરાજય, ગમ અને દુઃખની નિશાનીઓ દેખાતી હતી !

આપની આ કૈફિયત જોઈને હું પણ આપની પાછળ ચાલવા લાગ્યો. થોડા સમય પછી આપને મારો એહસાસ થયો.

ખૂબ જ આહ અને દર્દની સાથે ફરમાવ્યું કે,

'તાજુદ્દીન ! એટલા વિપુલ પ્રમાણમાં વારદાત, અહવાલ, ફુયૂઝાત, અનવાર અને અસરાર મારા ઉપર ઉતરી રહ્યાં છે કે જો આ નદીનું પાણી શાહી બની જાય તો એને લખવાના માટે પૂરતી નં થાય ! પરંતુ મને એનાથી શું કામ ? મારો મતલબ દીદા દાનિશથી, જોવા સમજવાથી દૂર છે.'

□

## આપની રૂહની પરવાઝ

શૈખ તાજુદ્દીન (રહ.) બયાન કરે છે કે,

એક દિવસે જમાઅતની સફમાં હું આપની પાસે ઊભો હતો. નમાઝ દરમિયાન આપના પર રુદન અને ગમના ગલ્બાની નિશાનીઓ મહેસૂસ થઈ. નમાઝથી ફારિગ થઈને આપ એજ હાલતમાં તશરીફ લાવ્યા. હું પણ આપની પાછળ હુજરામાં આવ્યો. આપ ઉપર એ જ હાલત છવાયેલી હતી.

થોડા સમય પછી, ખિલાફે અદબ, મેં પૂછયું કે,

'આ બેઇખ્તિયાર રડવાનું તથા ગમગીની અને દુઃખનું કારણ શું છે ?'

ફરમાવ્યું કે,

'તુ એ વિશે પૂછપરછ ના કર! મને એ દર્દ અને ગમમાં રહેવાદે! કારણ કે હાફિઝ (શિરાઝી)એ કહ્યું છે તેમ—

તનમ અઝ વાસ્તએ દૂરીએ દિલબર બગુદાખ્ત,
જાનમ અઝ આતિશે હિજ્ર રુખે જાનાં બસોખ્ત.

ભાવાર્થ :

મારું તનબદન દિલબરના દૂરત્વના કારણે પીગળે છે,
અને મારી રૂહ તેના વિયોગની આગમાં સળગે છે.

□

આપની વિપુલ ઈનાયતોનાં કારણે હું કંઈક દિલેર થઈ ગયો હતો એટલે મેં આગ્રહ કર્યો તો ફરમાવ્યું કે,

'ઐન નમાઝમાં, જે મોમિનની મેઅરાજ છે, મારી રૂહે વરાઉલવરા- ઉચ્ચાતિઉચ્ચના મકસૂદની તલબમાં ઉરૂજ (ઉડ્ડયન) કર્યું અને શક્તિ પ્રમાણે તેની જુસ્તજૂમાં કોશિશ કરી પરંતુ જ્યારે કામિયાબી ના થઈ ત્યારે નાચાર, હયરાન, અને રુદન કરતાં કરતાં પોતાની રૂહને પોતાના શરીર રૂપી પીંજરામાં પાછી લાવ્યો! આ રુદન, ગમ, દર્દ અને હસરત એનાં જ કારણે હતાં.'

ફાનીકો યા જુનૂં હય યા તેરી આરઝૂ હય,
કલ નામ લેકે તેરા દીવાનાવાર રોયા.[1]

આવી બુલંદ શાન છતાં કૂતરાનો પણ અદબ કરતા હતાં!

એક દિવસે (હુજરામાં) એક કૂતરો આવી ચઢ્યો. હઝરત ખ્વાજા સાહબ (રહ.) તે કૂતરાની તા'ઝીમના માટે ઊભા થઈ ગયા! જેઓ ત્યાં હાજર હતા તેઓને હઝરતના આ વર્તનથી નવાઈ લાગી!

આપે ફરમાવ્યું કે,

● ૧ 'તઝકિરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ' પાનું ૬૧૫, ૬૧૬

'જે કૂતરો મારા પીરની ખાનકાહમાં આવ્યા કરતો હતો તે કૂતરાના જેવો જ આ કૂતરો પણ છે એટલે હું તેની તા'ઝીમના માટે ઊભો થઈ ગયો!'[1]

અલ્લાહો અકબર! વિનમ્રતા આને કહેવાય કે પોતે આવી બુલંદ શાનવાળા હોવા છતાં, પોતાની જાતને કંઈ વિસાતમાં સમજતાં ન હતા અને પોતાના પીરની ખાનકાહમાં આવતાં એક અદના કૂતરાને પણ પોતાનાથી ઉચ્ચતર સમજીને તેના જેવા બીજા કૂતરાની તા'ઝીમ માટે પણ ઊભા થઈ ગયા!

## દિલ્હીમાં આપની બાતિની તર્બિયતની મુદ્દત

દિલ્હીમાં આપની તર્બિયત અને તાલીમ આપવાનો સમયગાળો વધારેમાં વધારે ત્રણ-ચાર વરસ છે. એકાંતપ્રિયતાના કારણે આપ મશીખત–પીરીથી દૂર રહેવા ચાહતા હતા. તવજ્જુહનો આપનો સમયગાળો ત્રણ-ચાર વરસથી વધારે નથી.

જ્યારે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) આપના અલ્તાફ અને ઈનાયતની બરકતથી કમાલ તેમ જ અકમાલના દરજાએ પહોંચી ગયા તો હઝરત ખ્વાજાએ તાલિબોની તાલીમી અને તલ્કીની પ્રવૃત્તિથી પોતાને બિલકુલ અલિપ્ત કરી દીધા. હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) જેવા સાહબે કમાલ ખલીફાના હવાલે તમામ જવાબદારીઓ સોંપીને પોતે સંતોષિત થઈ ગયા.

ત્રણ-ચાર વરસની મુદ્દત ખૂબ જ ટૂંકી મુદ્દત છે છતાં એટલી ટૂંકી મુદ્દતમાં પણ હઝારોને પોતાની નેઅમતોના ખજાનાથી માલામાલ કરી દીધા!

□

આ નકશબંદી સિલસિલાથી, આપના આગમન પહેલાં, હિન્દુસ્તાનમાં અલ્પ લોકો પરિચિત હતા. આપના ફૈઝાનની બરકતથી અહીં એનો ખૂબ પ્રચાર થયો. આપના આગમન પહેલાં, નકશબંદી સિલસિલાના ઘણાં મશાઈખ, વરસો સુધી, ઘણી કોશિશો કરતાં રહ્યાં પરંતુ આ સિલસિલાને તરક્કી પ્રાપ્ત થઈ ન હતી.

• ૧ 'જવાહરે ઇલ્વ્યહ' પા. ૭૮

હઝરતની ત્રણ–ચાર વરસની કોશિશોનું પરિણામ એક પલ્લામાં મૂકવામાં આવે, અને અન્ય બુઝુર્ગોની કોશિશોનું પરિણામ બીજા પલ્લામાં મૂકવામાં આવે, તો ત્રણ વરસની કોશિશોનું વઝન વધારે જણાશે!

માત્ર ત્રણ–ચાર વરસ રુશ્દો હિદાયતનું કામ કર્યું અને એક આલમને ફૈઝયાબ કરી દીધું!

શૈખ મુહમ્મદ બિન ફઝલુલ્લાહ (રહ.)ને મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)એ હઝરત ખ્વાજા (રહ.)ની તારીફ માટે કહેલા આ શબ્દો ઘણાં સૂચક છે.

'હઝરત ખ્વાજા (રહ.)ની બુઝુર્ગી માટે આ એક જ નિશાની કાફી છે, કે તેમનાથી આટલી ટૂંકી મુદ્દતમાં આટલા વિપુલ ફૈઝનો પ્રચાર અને પ્રસાર થયો!'

□

નવાઈની વાતતો એ છે કે, કેટલાયે શૈખો અને પીરો, પોતાની મશીખત અને પીરીને છોડીને, હઝરતથી બૈઅત થઈને હઝરતના મુરીદ થઈ ગયા!

કેટલાક લોકો એવા પણ હતા કે, આપની પાસે હાજર થવા માટે દૂર દરાઝનો પ્રવાસ કરીને આવી રહ્યા હતા પરંતુ રસ્તામાં જ હઝરતના ઈન્તેકાલની ખબર સાંભળી અને દિલ થામીને રહી ગયા!

મીર મુહમ્મદ નુઅમાન (રહ.)નું બયાન છે કે,

મેં આગ્રાના દવાખાનામાં એક બીમારને જોયો. તેના ખબર અંતર પૂછયા. તેણે કહ્યું કે,

'હું ફલાણી જગાનો રહેવાશી છું અને ફલાણાં ખાનદાનનો છું. મેં દક્કનમાં હઝરત ખ્વાજા (રહ.)ને ખ્વાબમાં જોયા અને તેમના ઈશ્કમાં ઘરથી નીકળીને પંથે પડયો. સફર કરતાં કરતાં જ્યારે આગ્રા પહોંચ્યો ત્યારે તેમના ઈન્તેકાલની ખબર સાંભળી. એ જ ગમના કારણે હું બીમાર થઈ ગયો છું અને તમે અત્યારે મારી જે ખરાબ હાલત જુઓ છો, તે એ જ ઈશ્કમાં થઈ છે!

આટલું કહીને તે ઝારઝાર રડવા લાગ્યો.

## બીમારી અને વફાત

જ્યારે હઝરતની ઉંમર ચાલીસ વરસ થવા આવી ત્યારે હઝરતનું મન આખિરતની સફર તરફ ધ્યાનિત થયું. જ્યારે કોઈના મૃત્યુના સમાચાર સાંભળતા ત્યારે ઠંડી આહ ભરીને ફરમાવતા કે,

'દુનિયાના બંધનમાંથી આ શખ્સ સરસ છૂટી ગયો!'

**મરનેવાલે ખૂબ છુટે ગર્દિશે ઐયામસે,**
**સો રહે હૈં પાઉં ફૈલાયે હુએ આરામસે!**

□

એક દિવસે આપે ફરમાવ્યું કે,

'જ્યારે મારી ઉંમર ચાલીસ વરસની પૂરી થઈ જશે ત્યારે મને એક મહાન બનાવ પેશ આવશે!'

એક દિવસે આપે ફરમાવ્યું કે,

'કટલાંક ખ્વાબોથી જાણવા મળ્યું છે કે, નજીકના સમયમાં નકશબંદી સિલસિલાના કોઈ દુરવેશ વફાત પામશે.'

વળી એ જ વખતે આપે એ પણ ફરમાવ્યું કે,

'દિલ્હી શહેરના છેડા પર ફલાણી જગાએ રહેવું જોઈએ અને લોકોને મળવાનું બંધ કરી દેવું જોઈએ.'

તે પછી આ બાબતમાં પોતાના કેટલાક નિકટના લોકો સાથે મશ્વેરો કરીને આ ઈરાદાને મુલતવી કરી દીધો. સંજોગવશાત્ તે જ જગાએ આપની કબર શરીફ બની જેની આપે પસંદગી કરી હતી.

□

એક દિવસે ફરમાવ્યું કે,

'મેં ખ્વાબમાં જોયું છે કે મને કહેવામાં આવી રહ્યું છે કે,

"જે કામના માટે તમને દિલ્હીમાં લાવવામાં આવ્યા હતા તે કામ પૂરું થઈ ગયું. હવે તમારે સફર કરવી જોઈએ."

□

જમાદીલ આખર હિજરી સન ૧૦૧૨ ના મધ્યમાં રોગોએ આપને ઘેરી લીધા.

રોગની હાલતમાં આપે ફરમાવ્યું કે,

'હઝરત ખ્વાજા (ઉબૈદુલ્લાહ) અહરાર (રહ.)ને મેં ખ્વાબમાં જોયા.

'આપ (રહ.) એ ફરમાવ્યું કે,

"પહેરણ પહેરો!"

આ ખ્વાબ બયાન કર્યા પછી હઝરત ખ્વાજા (રહ.)એ તબસ્સુમ–સ્મિત કર્યું. તે પછી આપે ફરમાવ્યું કે,

'જો હું જીવતો રહીશ તો એમ જ કરીશ, જેવું કે ખ્વાજા અહરાર (રહ.)એ ફરમાવ્યું છે, નહિતર કફન જ મારું પહેરણ બનશે.'

મૌત હી સે કુછ ઈલાજે દર્દે ફુરકત હો તો હો,
ગુસ્લે મૈયત હી હમારા ગુસ્લે સિહહત હો તો હો!

□

એક મુખ્લિસ એ સમયે પ્રવાસે જવાનો ઈરાદો કરતા હતા. આપે તેને સંબોધાન કર્યું કે,

'થોડા દિવસ કોઈ ક્યાંય ન જાય, મારો પ્રવાસ પૂરો થવામાં છે.'

આવી કમજોરી અને બીમારીની હાલતમાં પણ, કેટલાક મુખ્લિસોએ, આપથી કેટલાક ઈલ્મી પ્રશ્નો પૂછ્યા અને હઝરતે પોતાની ઉચ્ચ તહકીકાતના જૌહર દેખાડ્યા.

□

એ જ સમયગાળામાં એક રાતે કમજોરી એટલી વધી ગઈ કે, મૌતના જેવી હાલત થઈ ગઈ! ઘણાં લાંબા સમય સુધી એ જ હાલત રહી. તે પછી એ હાલત દૂર થઈ ગઈ.

આપે ફરમાવ્યું કે,

'જો મરવાનું એ જ પ્રમાણેનું હોય, તો એ તો એક એવી નેઅમત છે કે, એ નેઅમતમાંથી મુક્ત થવું, ઠીક નથી લાગતું!

'અસરારીય્યહ' નામની કિતાબમાં છે કે:

હઝરત શેખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)થી આપે આ કૈફિયત દૂર થઈ જવા બાદ બીજા દિવસે ફરમાવ્યું કે,

'રાતે શરીરના સાંધાઓ વેરવિખેર થઈ ગયા હતા. અરધી રાત સુધી આ કૈફિયત રહી, તે પછી ઈફાકહ (જાગૃતિ) થઈ.'

આટલું કહ્યા પછી તે શબ્દો ફરમાવ્યા જેનો ભાવાનુવાદ ઉપર લખ્યો છે. મૂળ ફારસીમાં એ શબ્દો નીચે પ્રમાણે છે:

**'અગર મુર્દન ઈબારતે ઈનસ્ત ચે નેઅમતે બુદહ કે અઝાં હાલ બર આમદન ખૂશ નમી આયદ.'**

□

છેવટે ૨૫ મી જમાદીલ આખર, હિજરી સન ૧૦૧૨ ને શનિવારના દિવસે આપનું રૂહ રૂપી પંખી ઊડી ગયું.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.

આખરી વખતમાં પોતાના મુરીદોને એવી રીતે જોતા હતા, જેવી રીતે કોઈ મુસાફિર પોતાના મિત્રોને અલ વિદાઅ કહેતી વખતે જુએ છે. ખાદિમો આપની નઝરના ઈશારાને પામી જઈને રડવા લાગ્યા તો આપે તબસ્સુમ ફરમાવ્યું.

નિશાને મર્દે મોમિન બા તૂ ગોયમ,
ચૂં મૌત આયદ તબસ્સુમ બર લબે ઓસ્ત.

**ભાવાર્થ :**

મર્દે મોમિનની નિશાની હું તને બતાઉ છું.
જ્યારે મૌત આવે છે ત્યારે તેના હોઠો પર સ્મિત હોય છે.

□

એ વખતે એક દુરવેશની ઝબાનથી બેઈખ્તિયાર આ શબ્દો નીકળ્યા :

**'યા ઈલાહુલ આલમીન'**

તરત જ હઝરતે તેની તરફ નિગાહ કરી, અને પછી પોતાનું મુબારક મુખ બીજી તરફ ફેરવી લીધું.

હાજરજ નોમાંથી એક શખ્સે કહ્યું કે,

'પોતાના મેહબૂબ (અલ્લાહ તઆલા)નું નામ સાંભળવાના કારણે હઝરતનું ધ્યાન ખેંચાયું.'

આ સાંભળીને હઝરતની આંખોમાં આંસુઓ આવી ગયાં.

અસરનો સમય થઈ ગયો હતો અને સુર્ય અસ્ત થવા આગળ વધી રહ્યો હતો, ત્યારે મૈહાને ફનાઉલ ફનાનો આ આફતાબ પણ અસ્ત થઈ ગયો, અને વાસિલ બહક થઈ ગયો!

ઝાતે બાકી (અલ્લાહ તઆલા)થી ઈશ્ક અને તઅલ્લુકની બીના પર, કાએનાતના ઝર્રા ઝર્રાએ પ્રત્યેક રજકણે એમના નામની બકાએ દવામની શહાદત આપી અને દુનિયાએ 'બાકી બિલ્લાહ' કહીને એમને પોકાર્યા!

**હરગિઝ ન મીરદ આંકે દિલશ ઝિંદા શુદ બ ઈશ્ક,**
**સબ્તઅસ્ત બર જરીદએ આલમ દવામે મા.**

**ભાવાર્થ :**

ઈશ્કે ઈલાહીથી જેનું દિલ ઝિંદા થઈ જાય છે તે કદી મરતો નથી. એનું નામ દુનિયાની સપાટી પર હંમેશ માટે કોતરાઈ જાય છે.

□

**મઝારે પુર અનવાર**

ઈન્તેકાલના બીજા દિવસે, રવિવારે આપને દફન કરવામાં આવ્યા. જ્યાં આપને દફન કરવામાં આવ્યા, સંજોગવશાત એ જગા તે જ હતી જ્યાં, એક સમયે હઝરત ખ્વાજા સાહબ (રહ.) પોતાના ખાદિમો સાથે પહોંચ્યા હતા. એ જગા હઝરતને ગમી ગઈ હતી. વુઝૂ કરીને બે રકાત નમાઝ હઝરતે ત્યાં અદા કરી હતી. એ જગાની માટી હઝરતના પહેરણ પર ચોંટી ગઈ હતી. તો હઝરતે ફરમાવ્યું હતું કે,

'અહીંની માટી દામનગીર થઈ રહી છે!'

**એક અદ્દભુત બનાવ**

'સીરતે બાકી' નામની ઉર્દૂ કિતાબના કર્તાએ એક અદ્દભુત બનાવ લખેલો છે. કિતાબના અંતે આધાર ગ્રંથોની યાદી આપેલી

છે પરંતુ મજકૂર બનાવ એ પૈકી કઈ કિતાબમાંથી લીધો છે તેનો ઉલ્લેખ કરેલો નથી. એ બનાવ આ પ્રમાણે છે:

જ્યારે હઝરત ખ્વાજાના ઈન્તેકાલનો સમય નજીક આવ્યો ત્યારે એક મૌલવી સાહેબ આપની ખિદમતમાં હાજર થયા અને 'બાકી બિલ્લાહ' નો અર્થ પૂછ્યો!

આપે મૌલાનાને ફરમાવ્યું કે,

'એનો અર્થ વફાત પછી બતાવવામાં આવશે!'

થોડાં જ દિવસો પછી હઝરત બીમાર પડ્યા અને પથારીવશ થઈ ગયા. મૌલાના બીમારપૂર્સી માટે આવ્યા. મૌલાનાએ ફરી પાછો હઝરતને 'બાકી બિલ્લાહ' નો અર્થ પૂછ્યો.

હઝરતે ફરમાવ્યું કે,

'જે શખ્શ મારા જનાઝાની નમાઝ પઢાવશે, તે જ એનો અર્થ બતાવશે!'

કેટલાક દિવસ પછી હઝરતનો ઈન્તેકાલ થઈ ગયો. આપના પવિત્ર શરીરને ગુસલ અને કફન આપી દેવામાં આવ્યું. હવે હઝરતની વસીયત પ્રમાણે જનાઝાની નમાઝ માટે લોકો ઈમામનો ઈન્તેઝાર કરી રહ્યા હતા. મુરીદો અને ખાદિમોએ જોયું કે એક શખ્સ ચાદર લપેટીને દૂરથી આવી રહ્યો છે. તેનું મોઢું અને આખું બદન ચાદરમાં લપેટાયેલું હતું.

એ આવનારે જનાઝાની નમાઝ પઢાવી. નમાઝ પઢાવીને તે શખ્સ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તે પાછાં જવા લાગ્યા. પેલા મૌલાનાએ તેમનો પીછો પકડ્યો અને ઝડપથી તેમની નજીક જઈને 'બાકી બિલ્લાહ'નો અર્થ પૂછ્યો.

ચાદરપોશ શખ્સે મૌલાના તરફ મોઢું ફેરવીને, મોઢા ઉપરથી ચાદર હટાવી લીધી. તેઓ હઝરત ખ્વાજા પોતે હતા! મૌલાનાના હોશ ઊડી ગયા અને બેહોશ થઈને જમીન પર ઢળી પડ્યા.

હઝરત જે તરફથી આવ્યા હતા તે તરફ રવાના થઈ ગયા અને વૃક્ષોના ઝૂંડમાં ગાયબ થઈ ગયા![1]

• ૧ 'સીરતે બાકી' પાનું ૧૦૧

### તારીખે વફાત

આપની વફાતના હિજરી સન ૧૦૧૨ ના અદદ નીચે લખેલા શબ્દોમાંથી મળે છે:

'સુલતાને સુમાલિકે તરીકહ બૂદ.'

# હઝરતનાં સોનેરી વચનો

આપ ફરમાવે છે કે:

જો કોઈ સાલિક ગુનાહોમાં ફસાયેલો છે, યા દુનિયાની તરફ તેને રગબત–આકર્ષણ છે, તો તેનું કારણ નીચેનાં કારણોમાંથી કોઈ જરૂર હશે.

૧ ક્યાં તો તે જરૂરત પ્રમાણેની રોઝી પર સંતોષ માનતો ન હશે.
૨ અથવા તે અવામની સાથે વધારે ભળતો હશે.
૩ અથવા તે પોતાનો સમય હક સુબ્હાનહૂના ઝિક્રમાં વીતાવતો ન હશે.
૪ અથવા તે ખુદાથી ગૈરે ખુદાનો તાલિબ હશે.
૫ અથવા તે પોતાના નફસથી મુજાહિદા કરતો ન હશે.
૬ અથવા તે પોતાની ઝાત પર, પોતાના અહવાલ પર અને પોતાની કુવ્વત પર નઝર (ભરોસો) રાખતો હશે.
૭ અથવા તે અહકામે અઝલિય્યહ સમક્ષ માથું ઝુકાવતો ન હશે.

□

હઝરતે ફરમાવ્યું કે,

તવક્કુલ એ નથી કે અસબાબને છોડી દે અને હાથ પર હાથ મૂકીને બેસી રહે, કારણ કે એ બેઅદબી છે.

બલ્કે તવક્કુલ એનું નામ છે કે સબબને કાયમ અને મુકર્રર કરે. અલબત્ત, સબબ પર નઝર ન જમાવે અને તેના પર ભરોસો ન કરે.

સબબ દરવાજા સમાન છે કે અલ્લાહ તઆલાએ મુસબ્બિબ સુધી પહોંચવા માટે બનાવ્યો છે.

□

ફરમાવ્યું કે,

મા'રેફતના ઘણાં દરજ્જાઓ છે.

જો સાલિક હકાઈકમાંથી સારો એવો હિસ્સો ધરાવતો હોય તો બેહતર નહિતર અસલ કામ તો શરીઅત પર કાયમ રહેવું છે.

□

ફરમાવ્યું કે,

બારી તઆલાની તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) રહેનારાઓને કશ્ફની બિલકુલ જરૂરત નથી કારણ કે કશ્ફ બે પ્રકારના છે:

૧ દુન્યવી કશ્ફ: એ તો બિલકુલ જ ગૈર જરૂરી છે.

૨ ઉખ્રવી (આખિરતનો) કશ્ફ: એ કિતાબ (કુર્આન) અને સુન્નતમાં સ્પષ્ટ રીતે ખુદ મૌજૂદ છે. અમલના માટે એ જ કાફી છે. બીજો કોઈ કશ્ફ એનો મુકાબલો કરી શકતો નથી.

□

ફરમાવ્યું કે,

મશાઈખને તર્બિયત અને ઈરશાદ માટે પ્રેરણારી આ ત્રણ ચીઝોમાંથી કોઈ એક ચીઝ હોય છે:

૧ હક સુબ્હાનહૂ તરફથી ઈલ્હામ

૨ પીરનો હુકમ

૩ અલ્લાહની મખ્લૂક પ્રત્યે શફકત–મમતા

ઉપરની ત્રણ બાબતો પૈકી ત્રીજી બાબત, અલ્લાહની મખ્લૂક પ્રત્યે શફકતનું સ્પષ્ટીકરણ કરતાં ફરમાવ્યું કે,

જ્યારે મશાઈખ ખુદાની મખ્લૂકને ગુમરાહી પર વળગેલાં જુએ છે, અને સાથે જ એ પણ જાણે છે કે, ગુમરાહી અઝાબ અને નુકસાનનું કારણ બની જશે, તો પોતાની અત્યંત રહમદીલીની બીનાપર અઝાબને તેમનાથી દૂર કરવાની ફિકર-ચિંતા કરે છે.

આમ શફકકતનો તકાઝો એ હોય છે કે શરીઅતના પ્રચાર અને પ્રસારને લાઝિમ સમજીને મખ્લૂકે ખુદાને વાઅઝ તેમ જ નસીહતના ઝરીયાથી આદાબની હિફાઝત તથા શરીઅતની ઈકામતનો આમિર, હુકમ દેનારો બને. દાખલા તરીકે ફિકહ અને હદીસને શીખવા-શીખવવાનો હુકમ કરે. શરીઅત પર પાબંદીની સાથે અમલ કરવાનો મશ્વેરો આપે.

(પરંતુ આ વાત પણ છે કે) મશાઈખનું કામ આ નથી કે તે વાસિલ પણ કરી દે. એ કાર્ય શફકતના માટે લાઝિમી અને જરૂરી નથી, બલ્કે વધારાનું કામ છે.

એ જ વિષયમાં ફરમાવ્યું કે,

નકશબંદી તરીકાનો હાસિલે કાર એ છે કે, 'ઈન્જઝાબે ઈમાની' (ઈમાની આકર્ષણ) ની તર્બિયત કરે. તમામ અંબિયા (અલૈ.) અને રસૂલો (અલૈ.) ની દઅવતનો એ જ તરીકો હતો.

□

ફરમાવ્યું કે,

એ'તિકાદ દુરુસ્ત હોવું, અહકામે શરીઅતની રિઆયત કરવી (અનુસરણ કરવું), ઈખ્લાસનું હોવું અને હક સુબ્હાનહૂની તરફ દવામે તવજ્જુહ (નિરંતર ધ્યાન હોવું) અઝીમતરીન નેઅમત છે. એ મહાન નેઅમતની બરાબર કોઈ ઝૌક કે વિજદાન નથી.

□

એક દિવસે અલ્લાહવાળાઓ વિષે ઈન્કાર કરનારાઓના વિચારોનું ખંડન કરતાં ફરમાવ્યું કે,

ઔલિયા કબીરા ગુનાહોથી મેહફૂઝ તો હોય છે પરંતુ જો કોઈ કબીરહ ગુનો તેઓથી કવચિત્ થઈ પણ જાય તો તેમના તમામ અકવાલને બાતિલ ઠેરવવું જહાલતની વાત છે. એ જોવું જોઈએ કે, મજમૂઈ હૈસિયતથી-સમગ્ર રીતે તેમનો અકસર અમલ શું રહ્યો છે? જો કયારેક, બશરીયતના તકાઝાના કારણે, કોઈ વાત તેમનાથી થઈ ગઈ હોય તો, એમાં તેમને મા'ઝૂર (માફી પાત્ર) ગણવા જોઈએ.

## હઝરતના મુબારક પત્રો

હઝરતે પોતાના ખલીફાઓને, મુરીદોને, મિત્રો અને સ્નેહીઓને પત્રો (મકતુબાત) લખેલાં છે. એ પત્રો મૂળ ફારસીમાં છે પરંતુ એના અનુવાદો ઘણી ભાષાઓમાં થઈ ગયા છે. એ પત્રોમાં ઘણી માર્મિક અને જરૂરી વાતો તેમ જ હિદાયતો લખેલી છે.

એ પત્રો પૈકી આપે પોતાના ખલીફા હઝરત શેખ તાજુદ્દીન સંભલી (રહ.)ને લખેલા એક પત્રનો ભાવાનુવાદ અત્રે માત્ર નમૂના રૂપે લખ્યો છે. એમાં તાલિબો ઉપરાંત અવામના માટે પણ ખૂબ જ જરૂરી નસીહતો છે. અલ્લાહ તઆલા સૌને અમલની તૌફિક આપે! આમીન!

### એ પત્ર આ પ્રમાણે છે :

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.

હમેશાં બાવુઝૂ રહેજો!

વુઝૂ કર્યા પછી બે રકાત તહિયતુલ વુઝૂની નફલ જરૂર પઢજો!

ખાવા-પીવામાં (હલાલ-હરામ) ની કાળજી રાખજો!

સગીરા–કબીરા (નાના-મોટા) ગુનાહોથી બચજો!

કોઈ શખ્સને, ભલે તે ગુલામ કે ફકીર જ કેમ ન હોય, ક્યારેય હિકારત (તુચ્છકાર)ની નઝરથી ના જોશો!

મુસલમાન ભાઈની સાથે બુગ્ઝ અને કીનો ન રાખશો!

પોતાના કરતાં કમજોર અને નબળાઓ પર સખ્તી અને ગુસ્સો ના કરશો!

આ વાતો તરીકતવાળોની નક્કી જરૂરતોમાંથી છે.

બલ્કે એના ઉપર જ તરીકતની બુનિયાદ છે. એના વગર કામ અધૂરું રહે છે. એની સાથે જ આ વાત પણ ભૂલવી ન જોઈએ કે જો બશરિયતના તકાઝાના કારણે ક્યારેક કોઈ વાત એ વાતોમાંથી થઈ ન શકે તો તસવ્વુફના રસ્તાથી મુખ ફેરવવું ન જોઈએ. પોતાના કામમાં લાગેલાં રહેવું જોઈએ. બલ્કે તવજ્જુહ અને ઇસ્તિગફાર કરીને પોતાના કામમાં વધારે કોશિશ અને મહેનત કરવી જોઈએ. જેથી 'નેકીઓ બૂરાઇઓને દૂર

કરી દે છે' એ ઉક્તિનો જલવો નઝર આવે, અને બુરાઈઓ છૂટી જાય. ઈન્શાઅલ્લાહો તઆલા.

વસ્સલામ વલ્ઈકરામ અલા મનિત્તબઅલ હુદા.

## કુર્આન શરીફની તફસીર

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ કલામુલ્લાહની મુકમ્મલ અને જામેઅ તફસીર ફારસી ભાષામાં લખેલી છે. એમાં ઉલૂમ અને મઅરિફતના દરિયા વહાવવામાં આવ્યા છે. એમાં તસવ્વુફના એવાં એવાં રહસ્યો જાહેર કરવામાં આવેલાં છે કે ન એનાથી પહેલાં કોઈએ લખ્યા છે ન એના પછી કોઈ લખી શક્યું છે.

## હઝરતની બીજી કૃતિઓ

હઝરતે બીજા પણ કેટલાક રિસાલાઓ લખેલાં છે. ઉપરાંત આપે અશ્આર પણ ઘણાં કહેલાં છે. આપનો એક શેર પાના નંબર ૨૦૪ ઉપર અને એક રુબાઈ પાના નંબર ૨૩૦ ઉપર આવી ગયાં છે જેનાથી આપની ઉચ્ચ કવિત્વ શક્તિનો પણ પરિચય થાય છે.

## હઝરતના સાહબઝાદાઓ

હઝરતને બે બીબીઓ હતી. દરેક બીબીથી એક એક પુત્ર પૈદા થયો હતો. આમ બંને સાહબઝાદાઓની વાલિદા અલગ અલગ હતી.

પ્રથમ પુત્રનો જન્મરબીઉલ અવ્વલ હિજરી સન ૧૦૧૦માં થયો હતો. બીજા પુત્રનો જન્મ રજબ હિજરી સન ૧૦૧૦માં થયો હતો. આમ બંને ભાઈઓની ઉંમરમાં માત્ર ચાર–પાંચ મહિનાનો અલ્પ તફાવત હતો.

૨૫ જમાદીઉલ આખર હિજરી સન ૧૦૧૨માં હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો ઈન્તેકાલ થયો ત્યારે મોટા પુત્રની ઉંમર આશરે બે વરસ ને ચાર માસની હતી જ્યારે નાના પુત્રની ઉંમર બે વરસમાં પણ એક માસ ઓછી હતી! આમ હઝરતના ઈન્તેકાલ વખતે બંને ભાઈઓ દૂધ પીતાં નાનાં બાળકો હતાં!

## બંનેના નામમાં ગૂંચવાડો

મોટા સાહબઝાદા 'ખ્વાજા કલાં' ઉપનામથી ઓળખાતા હતા અને નાના સાહબઝાદા 'ખ્વાજા ખુર્દ' ઉપનામથી જાણીતા હતા.

પરંતુ બંનેની ઉમરમાં તફાવત ઓછો હોવાથી, બંનેના મૂળનામમાં લેખકોએ ઘણો ગૂંચવાડો કરેલો છે.

એક પુત્રનું નામ ખ્વાજા અબ્દુલ્લાહ હતું અને બીજા પુત્રનું નામ ખ્વાજા ઉબૈદુલ્લાહ હતું. કેટલાક લેખકોએ મોટા પુત્રનું નામ અબ્દુલ્લાહ અને નાના પુત્રનું નામ ઉબૈદુલ્લાહ લખેલું છે તો કેટલાકે મોટા પુત્રનું નામ ઉબૈદુલ્લાહ અને નાના પુત્રનું નામ અબ્દુલ્લાહ જણાવેલું છે!

મૌલાના નસીમ અહમદ ફરીદી અમરોહીએ આ વિષયમાં ઘણું ઊંડું સંશોધન કર્યું છે અને પોતાની કિતાબ 'ખ્વાજા બાકી બિલ્લાહ ઔર સાહબઝાદગાન વ ખુલ્ફા' માં કેટલાયે પાનાંઓ ભરીને ખૂબ લાંબી ચર્ચા કરી છે.

આપે આધારભૂત પુરાવાઓ અને નક્કર દલીલોથી એ સાબિત કર્યું છે કે, હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મોટા સાહબઝાદાનું નામ ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં હતું. અને નાના સાહબઝાદાનું નામ ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ હતું.

### હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની છત્ર-છાયામાં

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ પોતાના બાકમાલ ખલીફા હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને વસિયત ફરમાવી હતી કે,

'મારા પુત્રોનો ખ્યાલ રાખજો અને તેઓથી બાખબર રહેજો!'

એ બંને હજુ દૂધ પીતાં નાનાં બાળકો હતાં ત્યારે જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)નો ઈન્તેકાલ થઈ ગયો. પોતાના પીરના ફરઝંદો હોવાની હેસિયતથી અને ખાસ તૌર પર પોતાના મુરશિદની વસિયતના કારણે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ જિંદગી પર્યંત બંને સાહબઝાદાઓનો ખ્યાલ રાખ્યો. બંનેને પોતાને ત્યાં રાખ્યા.

જ્યારે બંને સાહબઝાદાઓ સરહિંદ શરીફથી દિલ્હી ગયા ત્યારે ત્યાં તેઓની તર્બિયત હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હઝરત મિર્ઝા હિસામુદ્દીન (રહ.)ની નિગરાનીમાં થઈ.

### મકતુબાતે ઈમામે રબ્બાની (રહ.)

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના પીરના પુત્રોને કેટલી તા'ઝીમથી, કેવી મુહબ્બત અને શફક્કતથી, કેવા લાડ અને પ્યારથી સંબોધન કરે છે તેનો અંદાઝો આપ (રહ.)ના મકતુબાત શરીફ (પત્રો) વાંચવાથી આવે છે. આપે બંનેના નામે અનેક પત્રો લખેલાં છે.

એક પત્રમાં આપે લખ્યું છે કે,

'જ્યારે તમે બંને દૂધ પીતાં (બાળકો) હતાં ત્યારે મેં તમારા પર બાતિની તવજ્જુહ નાંખી હતી.'

□

મકતુબાત શરીફની જિલ્દ–૧ માં બંને સાહબઝાદાઓના નામે લખેલો પત્ર નં. ૨૬૬ તો ૨૬ (છવ્વીસ) પાનાં જેટલો લાંબો છે!

□

# ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના મોટા સાહબઝાદા હતા. આપનો જન્મ હિજરી સન ૧૦૧૦ના રબીઉલ અવ્વલ મહિનામાં થયો હતો. હઝરતના ઇન્તેકાલ વખતે આપની ઉંમર માત્ર બે વરસ અને ચાર મહિના હતી.

આપે હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના ખલીફા હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)ની સુહબત મેળવી હતી. આપ જાહેરી અને બાતિની બંને ઉલૂમના આલિમ હતા. આપના અખ્લાક અતિ ઉચ્ચ હતા. આપના ફઝાઈલ અને કમાલાત અવર્ણનીય છે.

આપ સારા લેખક પણ હતા. આપની કલમથી ઉચ્ચકક્ષાની કૃતિઓનું સર્જન થયું છે. આપની કૃતિઓ પૈકી એક કૃતિનું નામ 'તબ્કાતે હિસામી' છે જે પોતાના શૈખ (શૈખ હિસામુદ્દીન રહ.)ના નામ ઉપરથી છે. એ કૃતિ આપે ટૂંકા સમયમાં લખેલી

છે. એમાં ઘણાં અસરાર અને હકાઈક લખેલાં છે. ઉપરાંત વિવિધ-સિલસિલાના મશાઈખના હાલાત વિસ્તૃત અને વિગતવાર લખેલાં છે.

જો 'તબ્કાતે હિસામી'માંથી માત્ર બધા સિલસિલાના મશાઈખના હાલાત અલગ તારવી લઈને ભેગાં કરવામાં આવે તો કેટલાયે ગ્રંથો બને! ખુદા જાણે એ કિતાબ હજુ પણ કોઈ જગાએ સુરક્ષિત છે કે નહિ?!

શૈખ મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) એ લખ્યું છે કે, ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.) ફરમાવ્યા કરતા હતા કે,

'અઝમા ચીઝે બવય રસીદહ અસ્ત.'
[આ સાહબઝાદાને મારી પાસેથી એક ચીઝ પહોંચી છે.]

### ઈન્તેકાલ

૧૮મી જમાદીઉલ આખર, હિજરી સન ૧૦૭૩માં, ૬૩ (ત્રેસઠ) વરસની ઉંમરે ખ્વાજા કલાં આ ફાની જગતથી બાકી જગત તરફ કૂચ કરી ગયા. ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઈલૈહિ રાજિઉન.

આપની કબર આપના શૈખ ખ્વાજા હિસામુદ્દીન અહમદ(રહ.)ની કબરના નજીક છે.

## ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ(રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના નાના સાહબઝાદા હતા. આપનો જન્મ ૬, રજબ, હિજરી સન ૧૦૧૦માં થયો હતો. હઝરતના ઈન્તેકાલ વખતે આપની ઉંમર માત્ર એક વરસ અને અગિયાર મહિના હતી.

### બાળપણથી જ વિલાયતની નિશાનીઓ

આપને જન્મથી જ રૂહાનિ દૌલત મળેલી હતી. જ્યારે આપ છ મહિનાના થયા ત્યારે, હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી આપના ખાદિમોએ અર્ઝ કરી કે,

'હઝરત! દુઆ ફરમાવો કે, આપના આ સાહબઝાદા પોતાના નાના ખ્વાજા યાકૂબ (ચર્ખી) રહમતુલ્લાહિ અલૈહના જેવા થાય!'

હઝરતે ફરમાવ્યું કે,

'આ પુત્ર મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) જેવો થશે.'

એ જ દિવસથી હિદાયત અને વિલાયતની નિશાનીઓ એમનાથી જાહેર થવા માંડી!

## તાલીમ, તર્બિયત અને ખિલાફત

નાની ઉંમરમાં જ આપ કુર્આન શરીફના હાફિઝ થઈ ગયા. ૧૪ (ચૌદ) વરસની ઉંમરે આપ હઝરત શૈખ અહમદ મુજદ્દિદ અલ્ફેસાની સરહિંદી (રહ.)ની ખિદમતમાં ગયા.

પહેલી જ સુહબતમાં તૌહિદની હકીકત આપના પર ખુલી ગઈ!

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) આપના સ્વાભાવિક લક્ષણો અને સલાહિયતોને જોઈને આનંદિત થઈ ગયા. આપ પોતાના તમામ મુરીદો કરતાં ખ્વાજા ખુર્દ (રહ.)ને ચઢિયાતા દર્શાવતા હતા અને તેમની ઘણી પ્રશંસા કરતા હતા.

બીજી મુલાકાત બાદ નકશબંદી તરીકાની ઈજાઝત (ખિલાફત) પોતાના મુબારક હાથે લખીને તેમને આપી અને વિદાય કર્યા.

□

આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ના ખલીફા હઝરત ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ની ખિદમતમાં પણ રહીને બુલંદ મર્તબા હાસિલ કર્યા.

□

આપે પોતાના વાલિદના બીજા એક ખલીફા હઝરત શૈખ ઈલાહદાદ (રહ.) થી પણ ફૈઝ હાસિલ કર્યો અને નકશબંદીય્યહ કાદિરિય્યહ સિલસિલાની ઈજાઝત તેમનાથી મેળવી.

□

આપે પોતાના વાલિદ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) થી ખ્વાબમાં અસરારે ઝાતની તલ્કીન હાસિલ કરી.

ઉપરાંત બીજા ઘણાં મહાન મશાઈખની ખિદમતમાં જઈને તેઓથી ફૈઝ મેળવ્યો.

## આપની કિતાબો

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ (રહ.)ની કલમથી ઈલ્મે તૌહિદ અને મા'રિફત વિષે અરબી અને ફારસી ભાષામાં એટલી વિપુલ પ્રમાણમાં કૃતિઓ સર્જન પામી છે કે, જો હઝરત શૈખ મુહયુદ્દીન ઈબ્ને અરબી (રહ.) એ વખતે હયાત હોત તો ન્યાયી દૃષ્ટિથી ફરમાવતે કે,

'મરહબા! મરહબા! અય ખ્વાજા ખુર્દ આજે તમારા જેવો ઈલ્મનો જાણકાર બીજો કોઈ નથી!'[1]

### હઝરત શાહ વલીઉલ્લાહ સાહબ (રહ.) ના દાદા પીર

આપ હઝરત શાહ વલીઉલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ના દાદા પીર હતા.

હઝરત શાહ વલીઉલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) પોતે પોતાની કિતાબ 'અલ ઈન્તિબાહ ફી સલાસિલે ઓલિયાઅલ્લાહ' માં લખે છે કે,

'આ ફકીરને સુહબત, ઈમાન, તલ્કીને અશ્ગાલ તેમ જ ઈજાઝત અને ખિર્કહ પોતાના વાલિદ તરફથી મળેલાં છે જેમનું નામ શૈખ અબ્દુર્રહીમ કુદિસ સિર્રહુ છે.

'હઝરત વાલિદ ને તરીકતના મશાઈખમાંથી ચાર શખ્સોથી આ (ફૈઝ અને નિસ્બત) મળેલાં છે :

૧ સૈયદ અબ્દુલ્લાહ (રહ.)

૨ મીર અબુલ કાસિમ અકબરાબાદી (રહ.)

૩ ખ્વાજા ખુર્દ (રહ.)

૪ મીર અબુલ અલીના પુત્ર મીર નૂરુલ અલી (રહ.)'

□

બીજા અસંખ્ય લોકો હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે હઝરત ખ્વાજા ખુર્દ (રહ.)થી ફૈઝ હાસિલ કરીને અતિ ઉચ્ચ મર્તબાએ પહોંચેલા છે અને તેઓથી નકશબંદી સિલસિલાની ઘણી ઈશાઅત થયેલી છે.

● ૧ 'ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.) ઔર સહબઆદગાન વ ખુલ્ફા' પાનું ૫૩

## આપ ખુશી અને ગમથી પર હતા

આપના ખાસ ખાદિમ સૈયદ મુહમ્મદ કમાલ સંભલી (રહ.) પોતાની કિતાબ 'તારીખે અસરારિય્યહ'માં લખે છે કે,

એક દિવસે છ કિતાબો : 'નફહાતુલ ઉન્સ', 'બહરુલ હકાઈક' વગેરેની સહીહતરીન પ્રતો એક મુસાફરખાનામાં ભૂલી ગયા. હું ખિદમતના માટે આપની સાથે હતો. મેં ઇચ્છા કરી કે હું પાછો મુસાફરખાનામાં જઈને તપાસ કરું.

આપે ફરમાવ્યું કે,

'મારે તપાસ કરાવવાની શી જરૂર છે? જે વસ્તુ આવી તે આવી ગઈ! ચાલી ગઈ તે ચાલી ગઈ! મારી આદત અને તરીકો તો એ જ છે.'

સૈયદ મુહમ્મદ કમાલ આગળ લખે છે કે,

'તેમના નજીક કોઈ વસ્તુનું કંઈ મહત્ત્વ નથી.

કોઈ ચીઝના આવવાથી કે ચાલ્યા જવાથી તેમને કોઈ ખુશી કે ગમ થતાં નથી!'

## બાદશાહના કરતાં ગરીબોને વધારે ચાહતા હતા

સૈયદ મુહમ્મદ કમાલ લખે છે કે,

બાદશાહ શાહજહાન આપની ગણના ફુકરા અને ઉર્ફા (અલ્લાહવાળાઓ)ના સમૂહમાં કરતાં હતા અને ખ્વાહિશ કરીને તેમનાથી મુલાકાત કરતા હતા તેમ જ અત્યંત માન, સન્માન અને આદર કરતા હતા.

આપ (હઝરત ખ્વાજા ખુર્દ રહ.)આ એઅઝાઝ અને ઈકરામને કોઈ મહત્ત્વ આપતા ન હતા. ગરીબો અને કમહેસિયત લોકોને આપ પસંદ કરતા હતા.

## દિલની સફાઈનો એક ખાસ તરીકો

આપ ફરમાવે છે કે,

આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે મક્કાના વિજય પછી ખાનએ કા'બામાં દાખલ થયા ત્યારે ત્યાં ત્રણસોને

સાંડ મૂર્તિઓ જોઈ. એક લાકડી મુબારક હાથમાં હતી અને તેના વડે (એક પછી એક) મૂર્તિને નીચે પાડતા જતા હતા તેમ જ ઝબાને મુબારકથી ફરમાવતા જતા હતા.

'વ જાઅલ હકકો વઝહકલ બાતિલ'

[હક આવ્યું અને બાતિલ ગયું.]

□

તાલિબે પોતાના દિલને કા'બાએ હકીકી તસવ્વુર (કલ્પના) કરવું જોઈએ, કારણ કે દિલ તમામ મઅનવી ઈબાદતોનો કિલ્લો છે અને આ કા'બાએ હકીકી (દિલ)ની ફરતે 'હવા વ હવસ' અર્થાત્ કામ અને તૃષ્ણાની મૂર્તિઓ મોટી સંખ્યામાં સ્થાપિત થઈ ગયેલી છે.

- તાલિબ કુર્આન શરીફના આ શબ્દોને દિલની તરફ ધ્યાનિત થઈને પઢે.
- પ્રથમ આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તાબેદારીની તેમ જ કુર્આન શરીફની તિલાવતની નિય્યત કરે.
- તે પછી જમણી તરફથી દિલની તરફ પઢે : 'જાઅલ હકક'
- અને પોતાના દિલમાં ઝહૂરે હકીકીનું ધ્યાન કરે.
- તે પછી દિલની તરફથી જમણી તરફ કહે : 'વઝહકલ બાતિલ' એવો તસવ્વુર (કલ્પના) કરે કે ગૈર મકસૂદે હકીકી દિલમાંથી બહાર નીકળી રહ્યું છે.
- આ પ્રમાણે ખૂબ મશ્ક (પ્રેકટીસ) કરે, ઈન્શાઅલ્લાહો તઆલા ઘણાં જલ્દી કામિયાબ થશો.

□

આપ આગળ ફરમાવે છે કે,

આ તરીકો મને ઈલ્હામ મારફતે જાણવા મળ્યો હતો. ઘણી લાંબી મુદ્દતથી મારા દિલમાં છુપાવી રાખ્યો હતો. આજે ૨૫, શાબાન, હિજરી સન ૧૦૫૫ ના દિવસે એને જાહેર કરવાની તૌફિક થઈ.

# કરામતો

[૧]

હાફિઝ મહેરઅલી જેઓ ખ્વાજા ખુર્દ (રહ.)ના મુરીદ હતા તેઓ સફરમાં ગયા હતા. સંભલ પહોંચ્યા ત્યારે આપે સાંભળ્યું કે, ફલાણા જંગલમાં લુંટારાઓ રહે છે. હાફિઝ સાહબ ઘણા ચિંતિત થયા અને આગળ જવાનો ઇરાદો રદ કર્યો.

રાતે આપે ખ્વાબમાં હઝરત ખ્વાજા ખુર્દ (રહ)ને જોયા. આપ ફરમાવી રહ્યા હતા કે,

'જ્યાં જવાનો ઈરાદો હોય ત્યાં ગભરાયા કે ડર રાખ્યા વગર જાઓ! ખતરનાક જગાએ એક સવાર તીર-કમાનથી સજ્જ થઈને ડાબી તરફથી આવતો તમને મળશે અને સલામતીની સાથે તમને જંગલમાંથી પાર કરી દેશે!'

અને ખરેખર એવું જ થયું! હાફિઝસાહબ સલામતીની સાથે મંઝિલે મકસૂદ પર પહોંચી ગયા!

[૨]

શૈખ નિઝામુદ્દીન બયાન કરે છે કે,

હું ખ્વાજા ખુર્દની ખિદમતમાં હાજર હતો. દિલ્હી શહેરના એક બુઝુર્ગઝાદાએ હઝરત ખ્વાજાને ચિઠ્ઠી લખી કે, આપ મંજૂર ફરમાવો તો અરબીનો એક સબક આપથી પઢવાનો શરૂ કરું.

આપે તે ચિઠ્ઠીની નીચે જ જવાબ લખ્યો કે,

'અરધા રમઝાન માસ સુધી થોભી જાઓ. એ પછી જે કંઇ થશે તે જોઈશું.'

આ રમઝાનની શરૂઆતની વાત છે.

પેલા બુઝુર્ગઝાદાએ લખ્યું કે,

'અરધા રમઝાનની શરત શા માટે છે?!'

આપે જવાબ આપ્યો કે,

'મારા દિલમાં એ જ પ્રમાણે આવ્યું છે!'

છેવટે ૧૪, રમઝાન, હિજરી સન ૧૦૭૩ના દિવસે તે જુવાન દુનિયાથી વિદાય થઈ ગયો!

[૩]

હઝરત ખ્વાજા ખુર્દ (રહ.)ના પુત્ર ખ્વાજા સલામુલ્લાહ બયાન કરે છે કે,

હું વાલિદ માજીદની સાથે જ્યારે બીજી વખતે લાહોર ગયો ત્યારે સખત બીમાર થઈ ગયો. મારા પર મૌતની નિશાનીઓ જાહેર થઈ ગઈ! મારા ભાઈ ખ્વાજા કલિમતુલ્લાહ (યા હિકમતુલ્લાહ) મારી હાલત જોઈને ઘણાં પરેશાન થઈ ગયા.

એજ વખતે મારા વાલિદ માજિદ બહારથી તશરીફ લાવ્યા અને મારી પાસે ઊભા રહીને કંઈ પઢવા લાગ્યા. તેમના પઢતાંની સાથે જ હું ઊઠીને બેસી ગયો અને તંદુરસ્ત થઈ ગયો!

[૪]

હઝરત ખ્વાજા ખુર્દ (રહ.) ના ખાસ શાગિર્દ અને મુરીદ મૌલાના સૈયદ ગુલામ મુહમ્મદ અમરોહવી ફરમાવે છે કે,

મારો નાનો ભાઈ સૈયદ વિસાલ મુહમ્મદ બીમાર પડયો. દિલ્હીના મોટા મોટા નિષ્ણાત અને અનુભવી તબીબોએ કેટલાયે ઇલાજ અને ઉપચાર કર્યા પરંતુ ફાયદો ન થયો. છેવટે તમામ તબીબોએ આશા છોડી દીધી.

જ્યારે અમે બધાં એની જિંદગીથી માયૂસ થઈ ગયા ત્યારે અચાનક એક દિવસે હઝરત ખ્વાજા ખુર્દ (રહ.) તશરીફ લાવ્યા અને બીમારના ખબર-અંતર પૂછ્યા. મેં મરીઝની તમામ કેફિયત રડતાં રડતાં તેમની સામે બયાન કરી.

હઝરત ખ્વાજા સાહબ (રહ.) થોડા સમય મુરાકિબ થઈ ગયા. તે પછી આપે ફરમાવ્યું કે

'એને ગરમ પાણી પાઓ! સારો થઈ જશે!'

એમના ફરમાવવા પ્રમાણે મરીઝને ગરમ પાણી પિવાડયું. તેની બીમારી ઓછી થવા માંડી અને ત્રીજા દિવસે બિલકુલ સારો થઈ ગયો!

[૫]

સૈયદ મુહમ્મદ કમાલ સંભલી ખુદ પોતાનો બનાવ બયાન કરતાં લખે છે કે,

એક વખતે હું હઝરત શૈખ (ખ્વાજા ખુર્દ)ની ખાનકાહમાં બીમાર પડીગયો. શૈખ દરરોજ ચાર-પાંચ વખત આવીને જોતા હતા. દરેક વખતે હું તેઓના આગમન વખતે ઊભો થઈ જતો હતો. એક દિવસે બીમારીની ઉગ્રતાના કારણે કંઈક અસંબંધ વાતો કરવા માંડયો!

જયારે કંઈક હોશ આવ્યો ત્યારે મેં દિલમાં કહ્યું કે, હઝરત શૈખને હું અર્ઝ કરીશ કે,

> 'સરકાર ! 'ઉમ્રત દરાઝ બાદ' આપની ઉમર લાંબી થાઓ! આપના દફન માટે આપે જે જમીન નક્કી કરેલી છે, ત્યાં ચરણોમાં, હું મરી જાઉં તો મને દફન કરજો!'

સવારે જયારે હઝરત મારી પાસે આવ્યા, ત્યારે મારી તરફ એક ખાસ તવજ્જુહ ફરમાવી. તરત જ બીમારી દૂર થઈ ગઈ અને હું તંદુરસ્ત થઈ ગયો!

### હઝરત ખ્વાજા ખુર્દ (રહ.)ની બીમારી અને વફાત

હિજરી સન ૧૦૭૪ માં હઝરત ખ્વાજા ખુર્દ (રહ.) ને અનેક બીમારીઓએ ઘેરી લીધા. એક દિવસે આપે પોતાના પુત્ર ખ્વાજા ગુલામ બહાઉદ્દીન ને બોલાવ્યા. અનેક નસીહતો ફરમાવી અને પોતાના ગાદીનશીન બનાવ્યા.

૨૫, જમાદીઉલ અવ્વલ, હિજરી સન ૧૦૭૪ ના બુધવાર ના દિવસે આપ (રહ.) આ નાશવંત જગતમાંથી અમર જગત તરફ પ્રવાસે ઉપડી ગયા. ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈયહિ રાજિઉન.

ઈન્તેકાલ વખતે આપની ઉંમર ૬૩ વરસ, ૧૦ મહિના અને ૧૯ દિવસ હતી.

આપને દિલ્હીમાં, આપના વાલિદ બુઝુર્ગવાર, હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ની કબર શરીફ નજીક, પશ્ચિમ દિશામાં દફન કરવામાં આવ્યા.

### તારીખે વફાત

નીચે લખેલા શબ્દ સમૂહોના અદદ ૧૦૭૪ થાય છે.

- 'એહ નકશબંદે સાની'
- 'ખ્વાજાએમા આરિફ બિલ્લાહ'
- 'શૈખ મુહુદ્દીન બૂદ'

### હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફાઓ

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ના સાહબઝાદાઓના હાલાત લખ્યા પછી હવે આપના ખલીફાઓના હાલાત લખવામાં આવે છે. જો કે સૌથી પહેલાં આપના મહાનમત ખલીફા હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હાલાત લખવા જોઈએ પરંતુ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ ચોથામાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના વિસ્તૃત હાલાત લખવાનું આયોજન કરેલું હોવાથી અત્રે આપના હાલાત લખ્યા નથી.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફાઓ પૈકી અહીં માત્ર ત્રણ ખલીફાઓ :

૧ શયખ તાજુદ્દીન સંભલી (રહ.)
૨ ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)
૩ શયખ ઈલાહદાદ (રહ.)

ના હાલાત ટૂંકમાં લખવામાં આવે છે.

# શયખ તાજુદ્દીન સંભલી (રહ.)

શૈખ તાજુદ્દીન ઝકરિય્યા બિન સુલતાન અલ ઉસ્માની અલ નકશબંદી અલ હનફી અલ સંભલી બિહારના સારન ઈલાકામાં જોનપૂર નજીકના રહેવાશી હતા. શાયદ ત્યાં જ પૈદા થયા હોય. બાદમાં સંભલ આવ્યા અને સંભલને જ પોતાનું વતન બનાવી લીધું એટલા માટે સંભલી કહેવાયા.

### અજમેર પહોંચ્યા

આપ કોઈ શયખે તરીકતની શોધમાં અનેક શહેરો અને ગામોમાં રખડયા. જયારે અજમેર પહોંચ્યા ત્યારે ત્યાં હઝરત

ખ્વાજા મુઈનુદ્દીન હસન અજમેરી (રહ.)ની રૂહાનિયતથી 'નફી ઈસ્બાત'નો તરીકો જેને 'પાસ અનફાસ' કહેવામાં આવે છે તે શીખવવામાં આવ્યો.

તે પછી ત્યાંથી હુકમ થયો કે નાગોર જઈને ઝિક્રમાં મશગૂલ રહો! નાગોરમાં શયખ હમીદુદ્દીન સૂફી નાગોરી (રહ.) ની કબરે મુબારક છે. આપ નાગોર પહોંચ્યા. ઘણાં લાંબા સમય સુધી ત્યાં નિવાસ કર્યો અને ઝિક્રમાં મશગૂલ રહ્યા.

## શયખ ઈલાહબખ્શ (રહ.)ની ખિદમતમાં

નાગોરમાં લાંબો સમય રહયા બાદ ફરી પાછાં તલબે શયખમાં આપ નીકળી પડ્યા. પહાડો, જંગલો અને વાદીઓમાં આપ (રહ.) ઘુમતા રહ્યા. છેવટે શયખ ઈલાહ બખ્શ શત્તારી ગઢમકતીશરી (રહ.)ની ખિદમતમાં પહોંચ્યા.

શયખ ઈલાહબખ્શ (રહ.) ખૂબ જ ઉમળકાથી આપને મળ્યા અને ફરમાવ્યું કે,

'હું તમારો ઈન્તેઝાર કરતો હતો!'

## શયખે આપની કસોટી કરી

હઝરત શયખ ઈલાહબખ્શ (રહ.)નો એ દસ્તૂર હતો કે, નવા આવનારને જ્યાં સુધી ખિદમતો અને રિયાઝતોથી કસોટી કરી ન લે ત્યાં સુધી તેને મુરીદ બનાવતા ન હતા અને તરીકાની તાલીમ આપતા ન હતા. તેઓ એવી ખિદમતો લેતા હતા કે નફસ હારી જાય અને તઝકિય્યહ (દિલ અને નફસની સફાઈ) હાસિલ થઈ જાય.

આપે શયખ તાજુદ્દીન સંભલી (રહ.)ને ભઠિયારખાના માટે પાણી ભરવાનું કામ સોંપ્યું. શયખ તાજુદ્દીન (રહ.)એ પોતાની શક્તિ કરતાં પણ વધારે એ કામ કર્યું. એ પ્રમાણે ત્રણ મહિના વીતી ગયા.

શયખ ઈલાહબખ્શ (રહ.)એ ફરમાવ્યું કે,

મારુ કામ પૂરું થઈ ગયું.'

તે પછી તેમને તરીકએ ઈશ્કિય્યહ (શત્તારિય્યહ) ની તલ્કીન કરી. આપ એ તરીકાના અશ્ગાલમાં મશગૂલ થઈ ગયા. આપ સતત પોતાના પીરો મુરશિદના ચરણોમાં પડેલાં રહ્યા.

## ખિલાફત મળી

આપની સતત મહેનતો, કોશિશો અને શયખની તવજ્જુહના કારણે છેવટે આપ કમાલ અને તકમીલના દરજ્જા પર પહોંચી ગયા. પછી શયખે આપને તરીકએ ઈશ્કિય્યહ, કાદિરિય્યહ, ચિશ્તિય્યહ અને મદારિય્યહની ઈજાઝત (ખિલાફત) આપી.

ઉપરાંત આપે તરીકએ કુબરવિય્યહ' માં શયખ નજમુદ્દીન કુબરા (રહ.)ની રૂહાનિયતથી ઈજાઝત (ખિલાફત) હાસિલ કરી.

આપે દસ વરસ સુધી પોતાના શયખની ખિદમત કરી.

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના સૌથી પ્રથમ ખલીફા

જ્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ નકશબંદી (રહ.) લાહોર તશરીફ લાવ્યા ત્યારે હઝરત ખ્વાજાએ આપને એક પત્ર લખ્યો. શયખ તાજુદ્દીન (રહ.) સંભલમાં હતા. હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)નો પત્ર મળતાં જ આપ સંભલથી લાહોર જવા માટે રવાના થઈ ગયા.

હઝરત શયખ તાજુદ્દીન (રહ.)ની વિનમ્રતા જુઓ! આપ હઝરત ઈલાહબખ્શ (રહ.)ના ખલીફા હતા અને અનેક તરીકાઓની આપને ઈજાઝત મળેલી હતી છતાં આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં કોઈ શયખની હેસિયતથી હાજર ન થયા બલ્કે એક તાલિબની હેસિયતથી હાજર થયા અને આપથી બૈઅત થયા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ આપને અકાબિરે નકશબંદિય્યહનો સુલૂક તય કરાવ્યો. માત્ર ત્રણ દિવસમાં નકશબંદી સિલસિલાનો તમામ સુલૂક હઝરતે આપને તય કરાવી દીધો! તે પછી હઝરત ખ્વાજાએ તેમને મુરીદ કરવાની ઈજાઝત (ખિલાફત) અર્પણ કરી.

આપ તે ખુશનસીબ છે જેમને સૌથી પ્રથમ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ ખિલાફત આપેલી છે.

મૌલાના કશ્મી (રહ.) 'ઝુબ્દતુલ મકામાત'માં લખે છે કે :

મેં ખુદ શૈખ તાજુદ્દીનની ઝબાનથી સાંભળ્યું છે,

તેઓ કહેતા હતા કે,

'હઝરત ખ્વાજા જ્યારે મને ઈજાઝત (ખિલાફત) આપવા માટે તૈયાર થયા ત્યારે તેમના દિલમાં ખ્યાલ આવ્યો કે, શયખ તાજુદ્દીન પણ જો ખ્વાબમાં એ જોઈ લે કે અકાબિરે નકશબંદિયહ-માંથી કોઈ એમના માટે ઈજાઝતનો ઈશારો કરે છે તો સારું થાય!

'મેં ખ્વાબમાં જોયું કે હું બુખારાના પ્રદેશમાં છું અને હઝરત અઝીઝાત ખ્વાજા રામીતની કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં હાજર છું. આપે પોતાની કુલાહ (ટોપી) મુબારક મારા માથા ઉપર મૂકી અને બેહદ ઈનાયત ફરમાવી.

'જ્યારે હઝરત ખ્વાજાની સામે મેં આ ખ્વાબ બયાન કર્યો ત્યારે એને સાંભળીને આપે તબસ્સુમ–સ્મિત ફરમાવ્યું અને જે વાત તેમના દિલમાં આવી હતી તેની વાત મને કરી.'

## લોકોનો ઠપકો સાંભળવો ઓલિયાનો ખાસ હિસ્સો છે!

ખિલાફત મળ્યા પછી આપ પોતાના વતન સંભલ ચાલ્યા ગયા. જ્યારે ત્યાં જઈને ઈરશાદ અને હિદાયત શરૂ કરી, ત્યારે કેટલાક અદેખા લોકોએ આપના વિરુદ્ધ વાતો કરવા માંડી.

લોકોની મલામત અને ઠપકા તથા નિંદાથી તંગ આવીને આપે પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ની ખિદમતમાં પત્ર લખ્યો. એના જવાબમાં હઝરત ખ્વાજાએ આપને એક વિસ્તૃત પત્ર લખ્યો જેનો કેટલોક અંશ નીચે પ્રમાણે છે :

'સંભલવાળાઓનાં મહેણાં-ટોણાં અને નિંદાનો ખ્યાલ ન કરો. એ બિચારાઓ પર રહેમ ખાઓ, કારણ કે એ લોકો (અદેખાઓ) ની અક્કલ અસ્થિર થઈ ગઈ છે...

'અલહમ્દુલિલ્લાહ! મલામત સાંભળવી ઓલિયાનો ખાસ હિસ્સો છે. હું પોતે આ બાબતમાં એક અલાયદી વિચારસરણી ધરાવું છું. તે એ છે કે, જ્યારે કોઈ મલામત કરે છે ત્યારે પોતાની અંદર ચિંતન-મનન કરું છું. ત્યારે મને પોતાની એક ન એક બદસિફતી (દુર્ગુણ) જરૂર નઝર આવે છે. અને એ મલામતને મારા માટે યોગ્ય ગણું છું...

'તમે બતાવો તો ખરા કે,
સંભલવાળાઓની મલામતથી તમારું શું બગડી જશે?!
શું તમારી ઈબાદત કબૂલ ન થશે?!
શું તમારી કલ્બની સફાઈ બરતરફ થઈ જશે?!
શું દરગાહે ખુદાવંદીથી તમને રોકી દેવામાં આવશે?!

**મઅશૂક તુરા વ બર સરે આલમ ખાક**
[જો ખુદા તમારી સાથે હોય તો પછી દુનિયાની શી પરવા છે!]

વસ્સલામ

□

## હઝરત ખ્વાજાના ઈન્તેકાલનો આઘાત

કહેવાય છે કે હઝરત ખ્વાજાના મુરીદોમાંથી, હઝરતની જેટલી લાંબી સુહબત શયખ તાજુદ્દીન (રહ.) એ મેળવી છે તેટલી બીજા કોઈએ મેળવી નથી. હઝરતથી અહવાલ અને અસરાર વિશે પૂછપરછ કરવાની પણ આપના સિવાય બીજા કોઈની મજાલ ન હતી.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) અને હઝરત શયખ તાજુદ્દીન સંભલી (રહ.) બંને 'એક જાન, બે જિસ્મ' જેવા હતા. કમાલની વાત છે કે, એ ઓળખી શકાતું ન હતું કે એ બંનેમાંથી મુહિબ્બ કોણ છે? અને મેહબૂબ કોણ છે?! એક પ્યાલામાં બંને ખાતા હતા, એક તખ્ત પર બંને સૂતાં હતા.

હઝરત ખ્વાજાનો ઈન્તેકાલ થઈ ગયો ત્યારે શયખ તાજુદ્દીન (રહ.) ને સખત આઘાત લાગ્યો. આપ ખૂબ જ ગમગીન થઈ ગયા. દિલના આઘાત અને ગમને ભૂલાવવા માટે આપ પ્રવાસે નીકળી

ગયા. સમગ્ર હિન્દુસ્તાન, ઈરાક, અને અરબસ્તાનનો પ્રવાસ કર્યો. છેવટે મકકા મુઅઝઝમામાં સ્થાયી થયા.

શયખ અહમદ નખલી મકકી (રહ.) પોતાના એક રિસાલીમાં લખે છે કે,

'શયખ તાજુદ્દીન (રહ.) ખુદાના વલી અને દિલની સફાઈવાળા

આરિફ હતા. મકકા મુકર્રમામાં હિજરી સન ૧૦૪૦માં આવ્યા. હતા અને અહીં લાંબા સમય સુધી રહીને વફાત પામ્યા હતા.'

□

ઉપરની ઈબારત હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) એ પોતાના ઉસ્તાદે હદીસ શયખ અબૂ તાહિર બિન ઈબ્રાહીમ કુર્દી મદની (રહ.) થી નકલ કરેલી છે.

### હરમૈન શરીફૈનમાં ભારે લોક ચાહના મેળવી

હરમૈન શરીફૈન (મકકા મુઅઝઝમા અને મદીના મુનવ્વરા)ના રહેવાશી ઓને શયખ તાજુદ્દીન (રહ.) થી એક ખાસ સંબંધ થઈ ગયો હતો. શયખ મુહમ્મદ અલ્લાન હરમ શરીફના અકાબિરો પૈકી એક હતા. તેઓ ઈલ્મ, અમલ, તકવા અને રિયાઝતમાં અજોડ હતા. તેઓ શયખ તાજુદ્દીન (રહ.) થી ફૈઝયાબ થયા.

શયખ તાજુદ્દીનના આવવા પહેલાંથી જ શયખ મુહમ્મદ નકશબંદીય્યહ સિલસિલાથી ખાસ લગાવ ધરાવતા હતા. તેમણે 'રશ્હાત' કિતાબનો અરબી ભાષામાં અનુવાદ પણ કર્યો હતો. તેમની એવી ઇચ્છા હતી કે, નકશબંદી સિલસિલાના કોઈ બુઝુર્ગ હરમ શરીફમાં આવી જાય તો તેઓ તેમનાથી આ તરીકાને કાયદેસર હાસિલ કરે.

જ્યારે શયખ તાજુદ્દીન ત્યાં પહોંચ્યા ત્યારે તેઓ સંપૂર્ણ ઈખ્લાસની સાથે શયખ (રહ.)ની ખિદમતમાં હાજર થયા. હરમૈન શરીફૈનમાં હઝરત શયખ તાજુદ્દીન (રહ.)ને બેહદ લોકચાહના મળી.

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)નો પત્ર

શયખ તાજુદ્દીન (રહ.) બે વખત હિજાઝથી હિન્દુસ્તાન આવ્યા હતા અને ફરી પાછા હિજાઝ ચાલ્યા ગયા હતા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મકતુબાત શરીફ (પત્રો)ની પહેલી જિલ્દમાં શયખ તાજુદ્દીન સંભલી (રહ.)ના નામે એક પત્ર (નં. ૨૬૩) છે.

એવું જણાય છે કે, શયખ તાજુદ્દીન (રહ.) શામ અને હિજાઝનો પ્રવાસ કરીને, હિન્દુસ્તાન આવવા માટે રવાના થયા હતા ત્યારે આ પત્ર હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) એ તેમને લખેલો છે. એ પત્રમાં શયખ તાજુદ્દીન (રહ.)ની ફઝીલત અને અઝમત જાણવા મળે છે.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના એ લાંબા પત્રમાંથી થોડોક અંશ નીચે ઉતારું છું :

આપ (રહ.) પોતાના પીરભાઈ શયખ તાજુદ્દીન (રહ.)ને સંબોધીને લખે છે કે,

'હમ્દ અને સલાત પછી જણાવવાનું કે, આપ (હિન્દુસ્તાન) તશરીફ લાવી રહ્યા છો એ સમાચારે દોસ્તોના દિલોને ઘણી રાહત પહોંચાડી છે. આ એહસાન પર અલ્લાહનો લાખ શુક્ર અદા કરું છું.

'હે આસમાન! જરા ઈન્સાફથી કહેજો!

વિશ્વપ્રકાશી તારો સૂરજ પૂર્વમાંથી ઊગતી વખતે વધારે ખુશનૂમા દેખાય છે કે મારો વિશ્વમાં ઘૂમનારો ચાંદ (અર્થાત્ શયખ તાજુદ્દીન રહ.) શામના ઈલાકામાંથી (અહીં) આવતો વધારે સારો દેખાય છે?

'જયારે આપ તશરીફ લાવી રહ્યા છો તો ઘણાં જ જલ્દી તશરીફ લાવો કારણ કે આપના ચાહકોની આંખો આપનો ઈન્તેઝાર કરી રહી છે અને મિત્રો બૈતુલ્લાહની વાતો (આપથી) સાંભળવા માટે આરઝૂમંદ છે.'

## ઈન્તેકાલ

હઝરત શયખ તાજુદ્દીન સંભલી (રહ.)એ ૧૩, જમાદીઉલ અવ્વલ, હિજરી સન ૧૦૫૧ માં બુધવારના દિવસે, મગરિબથી પહેલાં, ઈન્તેકાલ ફરમાવ્યો અને જુમેરાતના દિવસે મક્કા મુઅઝઝમામાં હરમ શરીફની નજીક, એક મુસાફરખાનામાં દફન થયા, જે તેમણે પોતે બનાવ્યું હતું.[1]

## શાહ વલીઉલ્લાહ સાહબે આપના મઝારની ઝિયારત કરી

હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે કે,

'શયખ તાજુદ્દીન (રહ.) જેમનું વતન સંભલ હતું અને જેમનો નસબ ઉસ્માની હતો, તેઓ શયખ અહમદ સરહિંદી (રહ.)ના પીરભાઈ અને ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફાઓમાંથી હતા. મેં "અઝકારે નકશબંદિય્યહ" જે શયખ અલયહિર્રહમહની લખેલી (કિતાબ) છે, તે મારા વાલિદની પાસે પઢી છે. ફકીરના વાલિદ બુઝુર્ગવારે એને ખ્વાજા ખુર્દ (રહ.)થી નકલ કરેલી છે, અને ખ્વાજા ખુર્દ (રહ.)એ સીધી શયખ તાજુદ્દીન (રહ.)થી (નકલ કરેલી છે.)

'શયખ તાજુદ્દીન (રહ.) ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ બાદ મક્કા મુઅઝઝમા ચાલ્યા ગયા અને ત્યાં જ સ્થાયી થયા. મક્કાવાળાઓએ તેમનાથી ફૈઝ હાસિલ કર્યો અને ઘણી કરામતો જોઈ. રૂમના સુલતાને ગાઈબાનહ (પરોક્ષ રીતે) આપથી હુસ્ને અકીદત જાહેર કરી. હું મક્કાના લોકોથી આપની કરામતો સાંભળ્યા કરતો હતો.

'આપ મક્કામાં કુઈકઆન પહાડની પાસે દફન થયા. ફકીર આપની કબરની ઝિયારતથી મુશર્રફ થયો.'[2]

• ૧ 'અસરારિય્યહ' (કલમી)
'ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ઔર સાહબઝાદગાન વ ખુલફા' પાનું ૯૩

૨ 'મકતૂબાતે શાહ વલીઉલ્લાહ દહેલ્વી રહ.'

### આપની કિતાબો

શયખ તાજુદ્દીન સંભલી (રહ.)એ ઘણી કિતાબો લખેલી છે જેમાંની કેટલીક નીચે પ્રમાણે છે:

૧ 'અઝકારે નકશબંદિય્યહ'

આ રિસાલાનો ઉલ્લેખ હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) એ ઉપર નકલ કરેલા પત્રમાં કરેલો છે.

ઉપરાંત આપે પોતાની મશ્હૂર કિતાબ 'અલ ઈન્તિબાહ ફી સલાસિલે ઔલિયા અલ્લાહ' માં એ આખો રિસાલો નકલ કરેલો છે.

૨ મૌલાના જામી (રહ.)ની કિતાબ 'નફહાતુલ ઉન્સ'નો અરબી અનુવાદ

૩ 'રશહાત' નો અરબી અનુવાદ

૪ રિસાલએ તરીકએ નકશબંદિય્યહ'

૫ 'અલ સિરાતલ મુસ્તકીમ'

૬ 'નફહાતુલ ઈલાહિય્યહ'

૭ 'અમિર્હીલ ફવાઈદ'

## આપના એક ખલીફાનો મઝાર સુરતમાં છે!

હઝરત શયખ તાજુદ્દીન સંભલી (રહ.)ના એક ખલીફા સૈયદ અબ્દુલ વહહાબ બુખારી (રહ.) વિશે 'પટની સુખનિર'માં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:

આપ, મખ્દૂમ સૈયિદ શાહઆ તિર્મિઝી સાહેબની અવલાદમાં હતા, અને સમય જતાં 'સુરતી' ને લકબે પણ મશહૂર થયા હતા.

સૈયદ બુખારી સાહેબ પોતાની જવાન ઉમ્રમાં જ ગુજરાતના સુલતાન બહાદુર સાથે રહીને અમીર બન્યા હતા અને સુલતાનની શહાદત પછી આપે અમીરી તજ—ત્યાગી ખ્વાજા બાકી બિલ્લાહ નકશબંદી (રહ.)ના ખલીફા શયખ તાજુદ્દીન સાહેબ પાસેથી

ખિલાફત હાસિલ કરી અહીં આવ્યા હતા અને લોકોમાં ઈસ્લામી તઅલીમની તબ્લીગ ફરમાવતા હતા.

આપ, ૧૦૧૪ હિ. ? માં વફાત પામ્યા અને સવદાગરવાડા, મસ્જિદે ચૂડીગરાંની સહનમાં દક્ષિણ બાજુએ દફન પામ્યા હતા, જ્યાં અલાહેદો ઈહાતો કરી લેવામાં આવ્યો હતો. આ મસ્જિદ આપના હુકમ મુજબ ચૂડગર લોકોએ ૧૦૧૪ (૧૬૦૫ ઈ.)માં બંધાવી હતી, જેમાં ૧૦૫ ફીટ ઊંચો મિનારો છે.

## સૈયદ અબ્દુલ વહહાબ (રહ.)ના પુત્ર અને ખલીફાઓ

સૈયદ અબ્દુલ વહહાબ (રહ.)ને નીચે પ્રમાણે ચાર ખલીફાઓ હતા:

### [૧] શાહ સૈયદ હુસયન સાહબ (રહ.)

આપ ઈન્તેકાલ બાદ એ જ મસ્જિદે ચૂડીગરામાં દફનાવાયા હતા. આપના હાલાત વિશે વધુ વિગતો મળી શકી નથી.

### [૨] શાહ લતિફ સાહબ (રહ.)

આપ ચોર્યાસી તાલુકાના હલધરુ ગામે દફન પામ્યા છે. સૈયદ અબ્દુલ વહહાબ (રહ.)એ તેમને રૂહાની નેઅમતથી નવાઝયા બાદ ફરમાવ્યું હતું કે,

'મારો ફરઝંદ સૈયદ મુહમ્મદ મોટા થાય ત્યારે (આ નેઅમત) તેને પહોંચાડશો.'

### [૩] શાહ મુરાદ (રહ.)

'પટની સુવેનીર' માં છે કે,

આપ એક ટોપી અને લૂંગી જ પહેરતા હતા. આપે આખી ઉંમર એ જ રીતે ગુઝારી હતી.[૧] આપ સાહબે કમાલ બુઝુર્ગ હતા.

'તઝકિરતુસ સાલિહીન' કિતાબમાં લખ્યું છે કે,

સોહરાબજી નામે એક પારસી ભાઈ આપની ખિદમત કરતા હતા અને ઘડિયાળ રીપેરીંગનું કામ સરસ જાણતા હતા.

● ૧ 'પટની સુવેનીર' પાનું ૧૫૫.

બાદશાહ મુહમ્મદ શાહને અંગ્રેજોએ એક ઘડિયાળ ભેટ આપી હતી. તે ઘડિયાળ બગડી ગઈ હતી પરંતુ દિલ્હીમાં તેને કોઈ દુરુસ્ત કરી શક્યો ન હતો.

શાહ મુરાદ (રહ.)એ સોહરાબજીને દિલ્હી મોકલ્યા. તેણે દિલ્હી જઈને શહેનશાહની ઘડિયાળ દુરુસ્ત કરી આપી. બાદશાહે ખુશ થઈ તેને 'નેક સાઅતખાન'નો ખિતાબ આપ્યો અને સાથે જાગીરો વગેરે પણ આપ્યા હતા.

હઝરત શાહ મુરાદ (રહ.) વજદની હાલતમાં જ્યારે કોઈના ઉપર નઝર કરતા હતા ત્યારે તે શખ્સ બેચેન-વ્યાકુળ થઈ જતો હતો.

આપનો મઝાર મજૂરા દરવાજા બહાર નવાબ અમાનતખાન અને નવાબ દિયાનતખાનની મસ્જિદ પાસે છે. નવાબ અમાનતખાન અને નવાબ દિયાનતખાન ખ્વાજા દાના (રહ.)ના મદરેસાના સ્થાપકો હતા.

'તારીખે સુફહાએ સૂરત'માં જણાવાયું છે કે, દર વરસે ૨૨ ઝીલકઅદના દિવસે સોહરાબજી ઉર્ફે 'નેકસાઅતખાન'ના કુટુંબીઓ તરફથી ઉર્સ ઉજવાય છે.[૧]

## [૪] સૈયદ મુહમ્મદ (રહ.)

આપ સૈયદ અબ્દુલ વહહાબ બુખારી (રહ.)ના પુત્ર અને ચોથા ખલીફા છે. આપે સૈયદ મુહમ્મદ હાફિઝ બહાદુર (રહ.) નામના મશહૂર આલિમ અને બુઝુર્ગ પાસેથી તાલીમ મેળવી હતી.

આપનો ઈન્તેકાલ હિજરી સન ૧૦૭૧, ઈસ્વી સન ૧૬૬૦માં થયો હતો અને એ જ ચૂડગરની મસ્જિદમાં પોતાના વાલિદની કબર પાસે દફનાવાયા હતા.

આપને પુત્ર ન હોવાથી આપના ભાણેજ સૈયદ અબ્દુલ હક, જેઓ આપના દામાદ પણ હતા, આપના જાનશીન થયા. સૈયદ અબ્દુલ હક હિજરી સન ૧૦૯૭, ઈસ્વી સન ૧૬૮૬માં વફાત પામ્યા.

● ૧ 'પટની સુવેનીર' પાનું ૧૫૬

સૈયદ અબ્દુલ હક (રહ.)ના અંતિમ કાળમાં પીરાન પાટણથી બવાહિર પટનીઓ સૂરત આવ્યા હતા અને સવદાગરવાડામાં વસ્યા હતા. પાટણના સુન્ની બવાહિર પોતાને 'સવદાગર' તરીકે ઓળખાવતા હોવાથી આ વિસ્તારનું નામ 'સવદાગરવાડ' પડયું હોય એ બનવા જોગ છે.[1]

# હઝરત ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)

હઝરત ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મહાન ખલીફા હતા. આપ 'ખ્વાજા અબરાર' ના ઉપ નામથી પણ જાણીતા હતા.

### વંશ, વાલિદ અને જન્મ

આપનો વંશવેલો હઝરત ખ્વાજા હસન બસરી (રહ.) સુધી પહોંચે છે. આપના વાલિદનું નામ મીર નિઝામુદ્દીન અહમદ બદખ્શાની હતું. તેઓ 'ગાઝીખાન' ના લકબથી મશહૂર હતા. તેઓ મૌલાના સઈદ તુર્કસ્તાની અને મૌલાના જુનૈદના શાગિર્દ હતા. ઈલ્મ અને દાનિશના લિહાઝથી તેઓ પોતાના સમયના મહાન આલિમો પૈકી એક હતા. તેમના પોતાના પણ અનેક શાગિર્દો હતા.

મીર નિઝામુદ્દીન અહમદ બદખ્શાની અકબર બાદશાહના અમીરોમાંથી એક હતા.

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)નો જન્મ હિજરી સન ૯૭૭ માં થયો. 'શયખ જુનૈદ' શબ્દ-સમૂહમાંથી આપના જન્મના સાલના અદદ મળે છે.

● ૧ 'પટની સુવેનીર' પાનું ૧૪૮.

### બાળપણથી જ મુહબ્બતે ખુદાનું આકર્ષણ

ખ્વાજા હિસામુદ્દીન (રહ.) પાંચ વરસના થયા ત્યારે એક દિવસે આપના વાલિદ મીર નિઝામુદ્દીન અહમદે પૂછયું કે,

'બેટા! દુનિયામાં સૌથી બેહતર ચીઝ કંઈ છે?'

તેજસ્વી પુત્રે તુર્ત જ જવાબ આપ્યો કે,

'યાદે ખુદા અને મુહબ્બતે ખુદા!'

### વાલિદના ઈન્તેકાલ બાદ અમીરનું પદ મળ્યું

મીર નિઝામુદ્દીન અહમદનો હિજરી સન ૯૯૨માં ઈન્તેકાલ થયો ત્યારે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ની ઉમર માત્ર ૧૫ (પંદર) વરસની હતી. પરંતુ આપની તેજસ્વિતા, પ્રખર બુદ્ધિશક્તિ, પ્રગાઢ ઈલ્મ અને દાનિશના કારણે અકબર બાદશાહે આપને પોતાના અમીરના પદ પર નિયુક્ત કર્યા.

બાદશાહ અકબર આપને ખૂબ જ ચાહતો હતો અને આપથી ઘણો ખુશ હતો તેમ જ આપના ઉપર ઘણી માયા-મમત રાખતો હતો. ઉપરાંત અકબર બાદશાહના નવરત્નોમાંના એક અબૂલ ફઝલ સાથે સાસરિયાનો સંબંધ હતો.

મૌલાના નસીમ અહમદ ફરીદી અમરોહી લખે છે કે,

'મને એવું યાદ છે કે શયખ ઈકરામે પોતાની કિતાબ 'રૂદે કૌસર' માં અબૂલ ફઝલને ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ના બનેવી દર્શાવેલા છે. સંભવ છે કે એનાથી વિરુધ્ધ પણ હોય. અલ્લાહ બેહતર જાણે. ટૂંકમાં બંને વચ્ચે સાળા બનેવીનો સંબંધ હતો'.[1]

### હુઝૂર (સલ-)ની ઝિયારત અને બશારત

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ને બાળપણથી જ અલ્લાહવાળાઓ તરફ આકર્ષણ હતું. અમીરી, બાદશાહી ઠાઠ અને ધનવૈભવમાં

• ૧ 'ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ઔર સાહબઝાદગાન વ ખુલફા' પાનું ૧૦૬.

એમનું દિલ લાગતું ન હતું. પાણીમાંથી બહાર નીકળેલી માછલીની જેમ એમનું દિલ બાદશાહી વાતાવરણમાં તડફડતું હતું.

એક દિવસે આપ હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ની ખિદમતમાં પહોંચ્યા. હઝરત ખ્વાજાની મુલાકાતની બરકતથી દુરવેશીની લગન એમના પર ગાલિબ આવી ગઈ.

એક રાતે ખ્વાબમાં આપે હુઝૂર સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઝિયારત કરી.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ખ્વાબમાં બશારત આપી કે,

'તમારા વાલિદ મકબૂલ છે અને તમે એમના કરતાં વધારે મકબૂલ થઈ જશો!'

## 'અમીર'નું પદ છોડવા માટે ગાંડા હોવાનો ઢોંગ કર્યો!

આપની મુલાકાત બાદ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) માવરાઉન્નહર ચાલ્યા ગયા. પરંતુ ધીમે ધીમે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) પર દુરવેશીનો ભારે ગલ્બો થતો ગયો.

હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.)એ દુરવેશીના ગલ્બાના કારણે બલ્ખની બાદશાહત છોડી દઈને ફકીરી ધારણ કરી લીધી હતી તેમ ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)એ પણ 'અમીર' નું પદ છોડવાનો નિર્ણય કરી લીધો. આપે બાદશાહ અકબર અને અબુલ ફઝલ સમક્ષ પોતાનો ઇરાદો જાહેર કર્યો પરંતુ તેઓ કોઈ પણ રીતે આપને છોડવા સંમત ન થયા.

છેવટે આપે ગાંડા હોવાનો ઢોંગ કરવા માંડયો. આપે સલ્તનતના કાયદા અને કાનૂન કરતાં ઊંધાં જ કામો કરવા માંડયા. એટલે એક દિવસે આપને બાદશાહની રૂબરૂ હાજર કરવામાં આવ્યા. નવરોઝનો દિવસ હતો. તેમણે ગાંડાની જેમ આમ તેમ જોવાનું શરૂ કર્યું અને બાદશાહની સમક્ષ આ શેર બોલ્યા :

ઈ હમહ તમતરાક કુનફયુકૂન,
અર્ઝએ નીસ્ત પેશે અહલે જુનૂન.

**ભાવાર્થ :**

દુનિયાની આ ધૂમધામની અલ્લાહવાળાઓ નજીક
ઝર્રહ બરાબર પણ હેસિયત નથી. એમની નઝરમાં
એ તદ્દન તુચ્છ છે.

□

બાદશાહે એમના ગાંડપણથી કંટાળીને 'અમીર' ના પદથી એમને બરતરફ કર્યા.

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ફરમાવતા હતા કે,

'જે દિવસે અકબર બાદશાહે મને નોકરીથી બરતરફ કર્યો હતો અને જાગીર તથા મનસબ મારી પાસેથી લઈ લીધાં હતાં તે દિવસના જેવી ખુશી મને ક્યારેય થઈ નથી!'

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ની ખિદમતમાં

'અમીર'ના પદ પરથી બરતરફ થઈને આપે એકાંતવાસ અપનાવી લીધો અને હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)નો માવરાઉન્નહરથી પાછા આવવાનો ઈંતઝાર કરવા લાગ્યા. જ્યારે હઝરત ખ્વાજા સાહબ (રહ.) પાછા આવ્યા ત્યારે આપની ખિદમતમાં પહોંચ્યા અને કાયદેસર અઝકાર તેમ જ મુરાકિબાતની તાલીમ આપથી મેળવી.

કહેવાય છે કે એ તાલીમના જમાનામાં પણ અબુલ ફઝલે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ને ફરી પાછા શાહી ખિદમતમાં લઈ જવા માટે ઘણી બધી કોશિશો કરી. પરંતુ આપ કોઈ પણ રીતે એ માટે તૈયાર ન થયા તો અબુલ ફઝલ આપને હેરાન, પરેશાન કરવા માંડ્યો અને અનેક રીતે ત્રાસ આપવા લાગ્યો

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) એ કંટાળીને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) સમક્ષ શિકાયત કરી.

હઝરતે ફરમાવ્યું કે,

'ધીરજ રાખો, થોડા દિવસોમાં એનો (અબુલ ફઝલનો) અંત આવનાર છે!'

અને ખરેખર એમ જ થયું ! થોડા જ દિવસોમાં અબૂલ ફઝલ કતલ થઈ ગયો.

અલ્લાહવાળાઓના શબ્દો નિષ્ફળ જતા નથી કારણ કે :

ગુફતએ ઊ ગુફતએ અલ્લાહ બૂદ,
ગરચે અઝ હલ્કૂમે અબ્દુલ્લાહ બૂદ.

ભાવાર્થ :

જાહેરી રીતે ભલે એ શબ્દો અલ્લાહવાળાઓના મુખમાંથી કહેવાયેલા હોય છે પરંતુ હકીકતમાં તેઓનું કહેવું અલ્લાહનું કહેવું હોય છે.

### હઝરતે આપને ખિલાફત આપી

પોતાની કુદરતી સલાહિયતો, મહેનતો, કોશિશો, મુજાહિદાઓ તેમ જ પીરો મુરશિદની મુહબ્બત અને નઝરેકરમના કારણે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ટૂંક સમયમાં ઉચ્ચ મર્તબાએ પહોંચી ગયા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ આપને ખિલાફત અને બૈઅતની ઈજાઝત આપી પરંતુ આપ ખૂબ જ એકાંતપ્રિય અને અંતર્મુખ પ્રકૃતિના હોવાના કારણે પીરી-મુરીદી તરફ ખાસ ધ્યાન આપ્યું નહિ. પીરો-મુરશિદની વફાત બાદ આપની પાસે જે તાલિબો આવતા તેઓને આપ શયખ ઈલાહદાદ (રહ.)ની ખિદમતમાં મોકલતા હતા. આપે પોતાના પુત્રોને પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં મોકલ્યા હતા.

### પીરો મુરશિદની તેમના ફરઝંદોની અને મુરીદોની ખિદમત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ના મરઝે વફાત વખતે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)એ આપની ખડેપગે સેવા બજાવી. આ સેવાના કારણે આપને વિપુલ બાતિની ફૈઝ મળ્યો.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ ઈન્તેકાલ વખતે પોતાનો એક હાથ ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ના ચહેરા ઉપર મૂકેલો હતો અને બીજા હાથ વડે તેમના હાથ પકડેલા હતા જે આપની મુહબ્બતની ઉત્કટતા બતાવે છે.

૮

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ બાદ એમના કફન-દફન વગેરેની તમામ વ્યવસ્થા પણ ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ના મશ્વેરા પ્રમાણે જ કરવામાં આવી.

□

પીર બુઝુર્ગવાર બાદ એમની ખાનકાહમાં પીરભાઈઓ અને પીરઝાદાઓ (ખ્વાજા કલાં રહ.અને ખ્વાજા ખુર્દ રહ.)ની બરાબર ખિદમત કરતા રહ્યા.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ પોતાના પીરઝાદાઓના નામે જે પત્ર લખેલો છે તેમાં આ શબ્દો સાથે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) નો શુક્રિયહ અદા કરેલો છે :

'અલ્લાહ તઆલા ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ને જઝાએ ખૈર આપે કે તેમણે મારા કામને પોતાના માથે ઉપાડી લીધું અને આસ્તાનએ ખ્વાજા પર કમરે હિમ્મત બાંધીને અમને દૂર પડેલાંઓને સંતોષિત અને ફારિગ કરી દીધાં છે.'

## આપનો દસ્તુરુલ અમલ

મૌલાના કશ્મી (રહ.) લખે છે કે,

જનાબ ખ્વાજા હિસામુદ્દીન અહમદનો દસ્તુરુલ અમલ (નિત્યક્રમ) આ પ્રમાણે છે :

- ફઝરની નમાઝ ફીરોઝાબાદની મસ્જિદમાં અદા કરે છે.
- ફઝરની નમાઝ બાદ થોડો વખત (ઈશરાકની નમાઝ સુધી) મુરાકિબહ કરે છે.
- ઈશરાકની નમાઝ પઢીને પીરો મુરશિદના મઝારે પુરઅનવાર તરફ રવાના થાય છે. એ સ્થળ ફીરોઝાબાદ શહેરથી બહાર આશરે બે માઈલ (લગભગ સાડા ત્રણ કિલોમીટર) દૂર છે.
- આખો દિવસ ત્યાં તિલાવત, ઈબાદત અને મુરાકીબહમાં વીતાવી દે છે.
- દરરોજ કુર્આન શરીફના પંદર પારહ તિલાવત કરે છે.

- દરરોજ મિશ્કાતુલ મસાબીહની કેટલીક હદીસો તર્જુમા સાથે વાંચે છે.
- અસરની નમાઝ ત્યાં જ અદા કરે છે.
- અસરની નમાઝ બાદ પોતાનાં બાળ-બચ્ચાંઓની ખબરગીરી અને દેખભાલના માટે પોતાનાં મકાન પર જાય છે.
- જો કોઈ મહેમાન ઘરે આવી જાય, અને તેમને જાણ કરવામાં આવે, તો તે દિવસના મા'મૂલાતને ટુંકાવીને રોજના નક્કી સમય કરતાં પહેલાં જ ઘરે તશરીફ લાવે છે અને પોતાના મહેમાનની દિલજૂઈ તેમ જ ઈકરામમાં મશગૂલ થઈ જાય છે.

### અલ્લાહની મખ્લૂક તરફ દયા ભાવના

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ના દિલમાં અલ્લાહની મખ્લૂક તરફ ભારે દયાભાવના, રહેમ અને શફકત હતા.

કહેવત છે કે,

**તુમ ઝમીનાવાલોં પર રહમ કરો !**
**આસમાનવાલા તુમ પર રહમ કરેગા !**

એના પર આપ ચીવટાઈથી અમલ કરતા હતા. આપે પોતે અમીરના પદને લાત મારી ત્યાગી દીધું હતું અને આપના દિલમાં હાકિમો અને રઈસો પ્રત્યે ભારે નફરત હતી છતાં કોઈ પણ ગરીબ આપની પાસે આવે અને કોઈ અમીરના નામે સિફારિશનામું લખી આપવા કહે તો આપ ના પાડતા ન હતા.

> એક વખતે, આપના કેટલાંક ચાહકોએ, આપને કહ્યું કે, 'અમને એવું જાણવા મળયું છે કે, કેટલાંક અમીરો આપના સિફારિશી પત્રોનો તિરસ્કાર કરે છે એટલે મુનાસિબ એ છે કે, આપ સિફારિશી પત્રો ન લખો.'

આવી સલાહ છતાં આપે સિફારિશી પત્રો લખવાનું ચાલુ જ રાખ્યું. આ બાબતમાં આપ પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ના કદમ-બ-કદમ ચાલતા હતા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) પણ સિફારિશી પત્ર લખીને બાદશાહથી ગરીબોનાં કામો કરાવતા હતા.

એક દિવસે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ને આપના ફરઝંદોએ અરજ કરી કે,

'અબ્બાજાન! આબરૂની હિફાઝત પણ જરૂરી ચીઝ છે. (અર્થાત્ આપ સિફારિશ લખ્યા ન કરો.)

એના જવાબમાં આપે ફરમાવ્યું કે,

'મારે મારી આબરૂની મદદથી કોઈ પવનચક્કી થોડી જ ચલાવવી છે! એવી આબરૂ શી કામની કે જેના વડે મુસલમાનોના દિલોની ખેતી તૃપ્ત અને હરિયાળી ન થાય!'

### એ અલ્લાહની મોટી મહેરબાની છે!

મૌલાના કસ્મી (રહ.) લખે છે કે,

એક દિવસે હું આપની ખિદમતમાં બેઠેલો હતો. ત્યાં હાજરજનોમાંથી એક શખ્સે અમીરો અને શ્રીમંતો વિશે શિકાયત કરી દીધી.

તે કહેવા લાગ્યો કે,

'આજના અમીરો અને શ્રીમંતો ફકીરો અને દુરવેશો સાથે સંબંધ ધરાવતા નથી અને તેઓની એવી ઈઝઝત કરતાં નથી, જેવી કે ભૂતકાળમાં અમીરો અને શ્રીમંતો તેઓની ઈઝઝત કર્યા કરતા હતા.'

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) એ ફરમાવ્યું કે,

'હે ભાઈ! આ બાબત હિકમતે ઇલાહી પર છોડી દો! આ જમાનાના ફકીરો અને દુરવેશો માટે એ ઘણી જ સરસ વાત છે કે અમીરો તેમની તરફ ધ્યાન આપતા નથી! ભૂતકાળના ફકીરો પણ જુદા જ પ્રકારના હતા. તેઓ દુનિયા અને દુનિયાવાળાઓથી એવા બેપરવાહ હતા કે શ્રીમંતો જેટલા પ્રમાણમાં તેઓથી સંબંધ વધારવા માંગતા હતા અને તેઓથી અકીદત ધરાવતા હતા, તેટલા જ પ્રમાણમાં તેઓ શ્રીમંતોની સુહબતથી બચતા હતા!

'પરંતુ આપણા જમાનાના ફકીરો અને દુરવેશોમાં અકસર એવા છે કે, જો અમીરો તેમના તરફ ધ્યાનિત થાય અને તેમની સાથે સંબંધો ગાઢ બનાવે તો એ દુરવેશોની રહેણી કરણી અને મઅમૂલાતમાં બગાડો ઉત્પન્ન થાય!

'એટલે એ અલ્લાહની મોટી મહેરબાની છે કે, આ જમાનાના અમીરોની અકીદતની કમી અને સંકુચિતતાને ફકીરોના રક્ષક (મુહાફિઝ) બનાવી દીધા છે, નહિતર આ જમાનાના કેટલાયે ફકીરો, અમીરો સાથે ગાઢ સંબંધના કારણે, પોતાના મસ્લક પર પણ કાયમ રહી ન શકતે.'

## આપના કશ્ફનો એક બનાવ

એક દિવસે આપને પૂછવામાં આવ્યું કે,

'ફલાણા છોકરાએ ફલાણી છોકરી માટે નિકાહનો પૈગામ મોકલ્યો છે. આપની શું રાય છે?'

આપે પૂછ્યું કે,

'એ છોકરાને તરતાં આવડે છે?!'

ઉપલક દૃષ્ટિએ, અસંબંધ જણાતી આ વાત સાંભળીને લોકોને નવાઈ લાગી! ફરી પાછું પૂછવામાં આવ્યું તો પાછો આપે સામેથી એ જ પ્રશ્ન પૂછ્યો!

હઝરતે પૂછેલી બાબત વિશે તપાસ કરવા વગર જ તે છોકરા સાથે છોકરીના નિકાહ કરાવી દીધા! થોડાંક જ દિવસો વીત્યા હતા કે તે છોકરો ગુસલ કરવા માટે નદીમાં ઉતર્યો અને તરતાં આવડતું ન હોવાથી ડૂબી જઈને મરી ગયો!

## નઝરે બદથી બચો!

હઝરત ખ્વાજા ખુર્દ (રહ.)એ જુવાન વયે 'તફસીરે બૈઝાવી' ના કેટલાંક અંશોની શર્હ (વિવરણ) લખી હતી. એમાં અજીબ અજીબ હકીકતો અને મર્મો લખ્યાં હતાં. એ શર્હ ખ્વાજા ખુર્દ (રહ.)એ ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ને બતાવી.

આપે એ પઢી અને ઘણાં ખુશ થયા. શાબાશી આપી અને ખુદાનો શુક્ર અદા કર્યો.

તે પછી ફરમાવ્યું કે,

'મારા ખ્વાજા! તમને આ સલાહિય્યત અને લિયાકત જે હાસિલ થઈ છે તે અલ્લાહની એક ખાસ દેણ્ છે! પરંતુ મસ્લેહત એ છે કે, કેટલોક સમય એને પોતાની પાસે રાખો, કોઈને પણ બતાવો નહિ કે જેથી હાસિદોની નઝરેબદથી મેહફૂઝ-સુરક્ષિત રહો!

નઝરે બદની સાબિતી સૂરએ 'યૂસુફ'ની આયત (નંબર-૬૭)થી મળે છે જે આ પ્રમાણે છે :

'યા બુનિય્ય લા તદખુલૂ મિમ બાબિવ વાહિદિવ
વદખુલૂ મિન અબ્વાબિમ મુતફર્રિકહ.'

**ભાવાર્થ :**

(અને હઝરત યાકૂબ અલૈહિસ્સલામે પોતાના દીકરાઓને વિદાય કરતી વખતે નસીહત કરતાં કહ્યું કે,) હે દીકરાઓ! એક જ દરવાજાથી બધાં દાખલ થશો નહિ, પણ જુદા જુદા દરવાજાઓથી દાખલ થજો.'

### ખ્વાબમાં પણ ફૈઝ પહોંચાડતા હતા!

ખ્વાજા ખુર્દ (રહ.) ફરમાવે છે કે,

'ખ્વાજા અબરાર (રહ.) (અર્થાત્ ખ્વાજા હિસામુદ્દીન રહ.) એ મને ખ્વાબમાં બૈઅત કર્યો અને જ્યારે મેં તેમને તા'લીમે તરીકાની દરખાસ્ત કરી તો ફરમાવ્યું કે, એને તો તમે પોતે જાણો જ છો!'

□

ખ્વાજા ખુર્દ (રહ.) ફરમાવે છે કે,

'મેં ખ્વાબમાં જોયું કે ખ્વાજા અબરાર (રહ.) નો ચહેરો પૂનમના ચાંદની જેમ ચમકી રહ્યો છે!'

□

● ૧ તફસીરકર્તાઓએ લખ્યું છે કે હઝરત યાકૂબ (અલૈ) એ પોતાના દીકરાઓને આ નસીહત લોકોની નઝરે બદથી બચવા માટે કરી હતી.

મૌલાના કશ્મી (રહ.) ફરમાવે છે કે,

ખ્વાજા હિસામુદ્દીન અહમદ મારા હાલ પર ઘણો કરમ ફરમાવે છે. એમના પત્રો અવારનવાર આવતાં જ રહે છે જેમાં નસીહતો ફરમાવતા રહે છે. કેટલીક વખત આપ ખ્વાબમાં પણ આવ્યા છે અને નસીહતો ફરમાવી છે.

### મુહબ્બત અફઝલ કે મા'રિફત ?

હઝરત ખ્વાજા ખુર્દ (રહ.) ફરમાવે છે કે,

ખ્વાજા અબરાર (ખ્વાજા હિસામુદ્દીન અહમદ રહ.) થી મેં પૂછયું કે,

'મુહબ્બત અફઝલ છે કે મા'રિફત ?'

આપે ફરમાવ્યું કે,

'મુહબ્બત અફઝલ છે!'

### પોતાનો ઈન્તેકાલ નજીક હોવાનો ઈશારો

જયારે ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ના જીવનનું છેલ્લુ વરસ હતું ત્યારે એક દિવસે આપે પોતાના પુત્ર ખ્વાજા સિરાજુદ્દીન મુહમ્મદને ફરમાવ્યું કે,

'જયારે મારા વાલિદ આ દુનિયાથી વિદાય થયા હતા ત્યારે હું પંદર વરસનો હતો અને આજે તમારી પણ પંદર વરસની ઉમર છે!'

### બીમારી અને વફાત

થોડા જ દિવસો પછી આપ આગ્રામાં બીમાર પડયા અને પથારીવશ થઈ ગયા.

કહે છે કે આપના આખરી વખતમાં કાઝી અફઝલ નામના એક આલિમ, ફાઝિલ શખ્સે આ શેર કહ્યો :

દિલ આરામે. કેહ દારી દિલ દરૂબંદ,
વગર ચશ્મ અઝ હમહ આલમ ફરૂબંદ.

ભાવાર્થ :

આ દુનિયામાં દિલને આરામ અને રાહત કયાં મળી શકે એમ છે! દિલને તો ખુદામાં પરોવવું જોઈએ અને આખી દુનિયાથી આંખોને બંધ કરી લેવી જોઈએ.

□

આ શેરમાં એક અયોગ્ય ટીકા જેવી લાગવાથી ખ્વાજા અબરાર (રહ.)ના ચહેરા પર બેચેની દેખાવા લાગી. એ વખતે દોસ્ત મુહમ્મદ નામના એક સાહબ ત્યાં હાજર હતા.

તેમણે જવાબ આપતાં કહ્યું કે,

'ખ્વાજા અબરાર (રહ.)એ તો જ્યારથી સમજુ થયા છે ત્યારથી આ દુનિયા તરફથી પોતાની આંખોને બંધ રાખેલી છે બલ્કે એવું કહેવામાં આવે તો અતિશયોક્તિ ન થશે કે દુનિયાની તરફથી પોતાની આંખોને સીવી લીધી હતી!'

આ જવાબ સાંભળીને ખ્વાજા અબરાર (રહ.) ના ચહેરા પર ખુશીનાં ચિહ્નો દેખાયાં અને ઈશારાથી એ વાતને ટેકો આપ્યો.

□

આ બનાવના બીજા દિવસે પહેલી, સફર, ૧૦૪૨ ના દિવસે આ ફાની દુનિયાથી અમર દુનિયા તરફ સિધાવી ગયા.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.

બાદમાં આપને દિલ્હીમાં લાવી ને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ના મઝારે મુબારક નજીક દફન કરવામાં આવ્યા.

તારીખે વફાત

'શૈખ જુનૈદ'

આ શબ્દસમૂહમાંથી આપની જન્મની સાલ ૯૭૭ ના અદદ નીકળે છે.

'શૈખ જુનૈદે મા કુજા!'

આ શબ્દસમૂહમાંથી આપની વફાતની સાલ ૧૦૪૨ ના અદદ નીકળે છે.

# શયખ ઈલાહદાદ દહેલ્વી(રહ.)

શયખ ઈલાહદાદ (રહ.) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ના ખાસ ખલીફાઓમાંના એક છે. જ્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) લાહોરમાં હતા અને માવરાઉન્નહર

ગયા ન હતા ત્યારે શયખ ઈલાહદાદ (રહ.) આપની ખિદમતમાં પહોંચી ગયા હતા. આપની નઝરે ઈનાયતથી ફૈઝ મેળવ્યો હતો તેમ જ તરીકહ અને મુરાકિબહની તાલિમ હાસિલ કરી હતી.

## સફરે રવાના થતી વખતે મશ્વેરો

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) લાહોરથી માવરાઉન્નહર જવા માટે રવાના થયા ત્યારે લાહોરમાં જે મુરીદો મોજૂદ હતા તે બધાંને હઝરત ખ્વાજાએ શયખ ઈલાહદાદ (રહ.) ની સુહબત અને ખિદમતનો મશ્વેરો આપ્યો અને પછી રવાના થયા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) એ પોતાના એક મુખ્લિસને લખેલા પત્રમાં પણ એ બાબતનો ઉલ્લેખ મળે છે :

આપ લખે છે કે,

'અત્યારે (માવરાઉન્નહર) ના પ્રવાસનો ઈરાદો તીવ્ર થઈ ગયો છે. થોડા દિવસો પછી તે તરફ રવાના થઈશ. શયખ ઈલાહદાદની સુહબતને મારી ગેરહાજરીમાં ગ્રહણ કરજો. જે કોઈને એમની સુહબત અને ખિદમત મળે તે ગનીમત છે. ખુદાની કસમ આ વાત હું તકલ્લુફ (ઔપચારિકતા) થી નથી કહેતો.'

## બાતિની નિસ્બત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) એ આપને એક પત્રમાં લખ્યું છે કે,

'બિરાદરે અરશદ શયખ ઈલાહદાદ! માત્ર એક વસીયત પર સંતોષ માનું છું. તમે એ વસીયત પર અમલ કરતા રહેશો. એ વસીયત એ છે કે, તમે મારી જેમ 'કૂચહગર્દ' 'અને' 'બયાબાન પયમાનહ' (અર્થાત્ ગલી-કૂચીઓમાં અને બયાબાનોમાં ફરનારા) ન બનશો. પોતાને પોતાની નિસ્બત પર સાબિત અને મકકમ રાખજો અને આ નિસ્બતને અઝીઝ રાખજો. આ નિસ્બત કિમિયતે અહમરના કરતાં પણ વધારે નાયાબ ચીઝ છે.'

## ફરિશ્તા સિફત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) શયખ ઈલાહદાદ (રહ.) વિશે ફરમાવ્યા કરતા હતા કે,

'તેઓ (શયખ ઈલાહદાદ રહ.) ગાયત લતાફતના કારણે ફરિશ્તા સિફત છે!'

### ઝિક્રે કલ્બીનો અવાજ સંભળાતો હતો

ખ્વાજા ખુર્દ (રહ.) ફરમાવે છે કે,

'હું એક દિવસે શયખ ઈલાહદાદ(રહ.) ની પાસે બેઠેલો હતો. તેમના દિલમાંથી 'અલ્લાહો! અલ્લાહો!' નો ઝિક્ર હું મારા કાનો વડે સારી રીતે સાંભળતો હતો.'

### આપની તવજ્જુહ અને હુઝૂર

શયખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.) એ લખ્યું છે કે,

હઝરત ખ્વાજા ફરમાવ્યા કરતા હતા કે,

'મિયાં ઈલાહદાદ તવજ્જુહ અને હુઝૂરમાં વહેતા પાણી સમાન છે, થોભવાનું જાણતાં જ નથી. અને આ સિફતમાં તેઓ અજોડ અને અનોખા છે.'

### કશ્ફ

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ને એક વખતે હજ્જે બૈતુલ્લાહનો શોખ પયદા થયો. આપે પોતાનો ઈરાદો શયખ ઈલાહદાદ (રહ.) ને કહ્યો.

શયખ ઈલાહદાદ (રહ.) ને ખ્વાબમાં આ આયત નજરે પડી:

'વજઅલ્ના મિમ બયનિ અયદીહીમ
સદ્દન વમિન ખલ્ફીહીમ સદ્દા.'

ભાવાર્થ:

તેમજ અમે એક આડ તેઓની આગળ તથા એક આડ તેઓની પાછળ કરી દીધી.[1]

□

શયખ ઈલાહદાદ (રહ.) એ આ ખ્વાબની વાત ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) ને કરી દીધી. ખ્વાજા અબરાર (ખ્વાજા હિસામુદ્દીન અહમદ) (રહ.) તે પછી આગ્રા ગયા. બે વરસ સુધી ત્યાં રહ્યા અને ત્યાંથી સફરે હજ્જમાં જવા માટે ઘણી કોશિશો કરી પરંતુ કામિયાબ ન થયા.

□

● ૧ સૂરએ 'યાસીન', આયત : ૯, પારો : ૨૨

**ફરી પાછા હઝરતની ખિદમતમાં હાજર થઈ ગયા!**

જ્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) માવરાઉન્નહરથી પાછા આવ્યા ત્યારે શયખ ઈલાહદાદ (રહ.) સંપૂર્ણ અદબ અને વિનમ્રતા સહિત હઝરતની ખિદમતમાં હાજર થઈ ગયા અને ત્યાં જ રહેવા માંડ્યા.

મુસાફિરો અને આઈરોના ખાવા-પીવાનો ઈન્તેજામ તેમ જ ખાનકાહની ખિદમતગારી તેમને જ સોંપવામાં આવેલી હતી. અને કમાલ તો એ છે કે, આ જવાબદારી ભરેલી ખિદમત સંભાળવા છતાં 'કારે અઝકાર' તથા 'અહવાલે બાતિન'થી ક્યારેય ગફલત કરી નથી!

**હઝરતે આપને સરે હલ્કહ બનાવ્યા**

ખ્વાજા ખુર્દ (રહ.) ફરમાવે છે કે,

હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) રહ. એ (આખરમાં) મુરીદોની જમાઅતના હાલાત જાણવા માટે શયખ ઈલાહદાદ (રહ.)ને મુકર્રર કરી દીધા હતા; તેઓ તેહકીક કરીને બધાંના હાલાત હઝરત ખ્વાજાની ખિદમતમાં પહોંચાડતા હતા. (હઝરતે તેમને) સાહિબે હલ્કહ બનાવી દીધા હતા.

**હઝરતની વફાત બાદ પણ આપના આસ્તાના પર જ રહ્યા**

શયખ ઈલાહદાદ (રહ.) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની વફાત બાદ પણ પોતાના પીરો મુરશિદના મઝારે પુર-અનવારના ઈહાતહ (કંપાઉન્ડ)માં રહેતા હતા.

જ્યારે કોઈ શખ્સ ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ની પાસે બૈઅત થવા માટે આવતો ત્યારે તેઓ તેને શયખ ઈલાહદાદ (રહ.)ની પાસે મોકલી આપતા હતા.

ખ્વાજા હિસામુદ્દીન અને શયખ ઈલાહદાદ વચ્ચે ઘણી મુહબ્બત હતી.

**ખ્વાજા ખુર્દ (રહ.)ને તમામ બાતિની નેઅમતો આપી દીધી**

ખ્વાજા ખુર્દ (રહ.) પોતે બયાન કરે છે કે,

વફાતથી બે મહિના પહેલાં તેમણે (શયખ ઈલાહદાદ રહ.એ) મને બોલાવ્યો. મારી સાથે ઘણી માયા અને મહેરબાનીથી પેશ આવ્યા

તે પછી આપે ફરમાવ્યું કે,

'જે કંઈ ખ્વાજએ બુઝુર્ગ (ખ્વાજા બાકી બિલ્લાહ રહ.)થી મને મળ્યું છે, તે હું તમને આપી દઉં છું. અને જે કંઈ શયખ અબ્દુલ કાદિર જિલાની રહ તેમ જ મશાઈખે ચિશ્તિયહની નિસ્બત મને મળેલી છે તેને હું તમારી તરફ મુન્તકિલ કરું છું.'

ફકીર (ખ્વાજા ખુર્દ રહ. એ) વિનમ્રતા સાથે તેમની આ બક્ષીશને કબૂલ કરી લીધી.

## ઈજાઝતનામું

પોતાના ઈન્તેકાલથી અગિયાર દિવસ પહેલાં, શયખ ઈલાહદાદ (રહ.)એ ખ્વાજા ખુર્દ (રહ.)ને ઈજાઝતનામું લખી આપ્યું હતું જે આ પ્રમાણે છે:

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.

વસ્સલાતો અલા ખયરિ ખલ્કિહિ વ આલિહિ વ અસ્હાબિહિ. આમીન!

અમ્મા બા'દ.

તરીકતના તમામ બિરાદરોને જાણ થાય કે, ફકીર ઈલાહદાદને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) થી જે કંઈ મળ્યું છે તેને હું સાહિબઝાદા ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ (ખ્વાજા ખુર્દ) ને આપું છું અને તેમને પોતાના ખલીફા બનાઉં છું અને ઈજાઝત આપું છું કે, મારા પછી જે કોઈ બૈઅતની ગરઝથી યા તા'લીમે તરીકત હાસિલ કરવા માટે તેમની પાસે આવે તો તેની દરખ્વાસ્તને કબૂલ કરી લે અને શજરહ તેને આપી દે......

ફરઝંદે અઝીઝને હું વસીયત કરું છું કે મારા પછી મારા પુત્રોથી અને તે લોકોથી જેઓ મારી સાથે નિકટના સંબંધ ધરાવે છે, શકય એટલી મુહબ્બત અને રિઆયત કરે.

હું ખુદાથી દુઆ કરું છું કે, તે ફરઝંદે અઝીઝને અહકામે શરીઅત; આદાબે તરીકત અને અંતવારે હકીકત પર મુસ્તકીમ રાખે!

બિહુર્મતિન્ નબીઅલ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.'

ખ્વાજા ખુર્દ (રહ.) ફરમાવે છે કે,

'આ ઈજાઝતનામાને હું પોતાના માટે નજાતનો ઝરીયો માનું છું.'

### વફાત, મઝારે મુબારક અને તારીખે વફાત

શયખ ઈલાહદાદ (રહ.)ની વફાત ૨૩, શાબાન, હિજરીસન ૧૦૫૧ માં થઈ. આપનો મઝારે મુબારક ખ્વાજએ બુઝુર્ગ (ખ્વાજા બાકી બિલ્લાહ રહ.)ના મઝારે મુબારકના ચબૂતરા પર છે.

'શયખ ફાની' એ શબ્દસમૂહમાંથી આપની વફાતના હિજરી સન ૧૦૫૧ ના અદદ મળે છે.

□

# સમાપ્ત

વ આખિરૂ દઅવાના અનિલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વ સલ્લલ્લાહુ વ સલ્લિમ અલા ખયરિ ખલ્કિહિ સૈયદના વ મૌલાના મુહમ્મદિન સૈયદિલ મુર્સલીન વ અલા આલિહી વ અસ્હાબિહિ વ અત્બાઇહિ અલા યવમિદ્દીન.

□

યાદદાશ્ત

આ કિતાબનું લેખન કાર્ય

૨૯, રબીઉલ આખર, હિજરીસન ૧૪૧૩

૨૭, ઓક્ટોબર, ઈસ્વીસન ૧૯૯૨

મંગળવારના રોજ બપોરે ૪-૩૦

કલાકે પૂર્ણ થયું.

અલહમ્દુલિલ્લાહ.

# સૂચિઓ

## વ્યક્તિઓ

[બુઝુર્ગોનાં નામોની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં લખ્યા છે તે આગળ વાંચવા વિનંતી.]

ન



પ



ફ

વ



શ



સ



## સ્થળો



# કિતાબો

☆ સમાપ્ત ☆

★